મહાકવિશ્રીકાલિદાસવિરચિત

# રઘુવંશ

[ સમશ્લોકી અનુવાદ ]



અનુવાદ:

ચતુરભાઈ ગોવિંદભાઈ પટેલ.

મહાકવિશ્રીકાલિદાસવિરચિત

# રઘુવંશ

[ સમશ્લોકી અનુવાદ ]

અનુવાદક

ચતુરભાઈ ગોવિંદભાઈ પટેલ.

હેડમાસ્તર મ્યુ૦ સ્કૂલ—અમદાવાદ.

મૂલ્ય રૂા. ૨-૦-૦

પ્રથમ આવૃત્તિ
પ્રત ૧૦૦૦.

અ મ દા વા દ.
ઋષિપંચમી
સંવત ૧૯૮૫.



મુદ્રક; મોહનલાલ હરિલાલ પંડયા.
મુદ્રણસ્થાન:
શારદાપ્રસન્ન પ્રિ. પ્રેસ
પાનકોરનાકા મામાની હવેલી,
અમદાવાદ.

# અનુક્રમણિકા.

માતૃપ્રેમે પુરાં મારાં, સ્વર્ગવાસી ઝવેરબા;
તેમને પુસ્તિકારૂપે, પુષ્પાંજલિ સમર્પું આ.

# નિવેદન

જિજ્ઞાસાવૃત્તિથી 'રઘુવંશ' વાંચવા માંડયું, અને કુતૂહલ-વૃત્તિથી અનુવાદ કરવા માંડયો. પ્રભુઇચ્છાએ તે પરિપૂર્ણ થયો.

હું કાંઇ કવિ. લેખક કે વિવેચક નથી. "લાવ પ્રયત્ન કરૂં, કેવુંક થાય છે?" ધારી કરવા માંડયો. **क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः** એ પ્રમાણે કાલિદાસનાજ શબ્દમાં કહું, તો કયાં મહાકવિ કાલિદાસ અને કયાં ક્ષુદ્ર બુદ્ધિવાળો હું?

શિષ્યભાવથી કરેલી આ કૃતિને ઉદારચિત્ત વિદ્વાનવર્ગ ક્ષમાની દૃષ્ટિએ જોશે એવી અભ્યર્થના છે.

કાલિદાસ કોણ? કયાં થયો? કયારે થયો? વગેરે પ્રશ્નોની છણાવટ કરવાનું મારૂં ગજું નથી. સાચું કહું, તો એ સંબંધી મારો અભ્યાસ નથી. મારે તો દૂધનું કામ છે, પાડાપાડીનું નથી. માટે એવા પ્રશ્નો મહા પંડિતો માટે અનામત રાખી પ્રસ્તુત કાવ્ય સંબંધી બે બોલ લખીશ.

કાવ્યમાં નાટક રમ્ય કહેવાતું હોય, તો ખુદ કાવ્ય રમ્ય હોય જ તેમાં કાંઇ સવાલ નથી. તેમાં વળી સૂર્યવંશી વસ્તુ હોય અને કાલિદાસ જેવાની કૃતિ હોય, તો પછી શી મણા રહે? એકજ પ્રસંગની આજુબાજુ વીંટળાતા "કુમારસંભવ" ને કવિ પોતાની પ્રાસાદિક વાણીથી રસમય કરે, તો પછી વિશાળ ગાળાના વસ્તુવૈવિધ્યવાળા પ્રસંગોના મનોહર વર્ણનોમાં વાચકગણને રસથી તરબોળ કરી મૂકે તેમાં શી નવાઇ?

પ્રથમ સર્ગના પ્રારંભિક શ્લોકોમાં સૂર્યપુત્ર મનુના વંશના રાજાઓના ઉચ્ચ ગુણોનું વર્ણન કરી કવિ વાચકને વસ્તુના પ્રથમ નાયક દિલીપનું તેના અનુપમ ગુણોદ્વારા ઓળખાણુ કરાવે છે. પાકટ વયે પહોંચેલા દિલીપના વંધ્યત્વરુપી ફણગામાંથી રઘુવંશનું વિશાળ વૃક્ષ ફૂલે ફાલે છે. પટરાણી સુદક્ષિણા સાથે તે સૂર્યકુલગુરુ વસિષ્ઠના આશ્રમે પુત્રવાંચ્છાથી જાય છે. ત્યાં વસિષ્ઠ, રાજાને કામધેનુના થએલા શાપની જાણ કરી તેના નિવારણ માટે કામધેનુ-ની પુત્રી નંદિનીની સેવા કરવાનું સૂચવે છે. રાજા સૂચનાનો સાભાર સ્વીકાર કરે છે.

બીજા સર્ગમાં એકવીસ દિવસ સુધી રાજાએ એકનિષ્ઠાથી કરેલી ગૌ-સેવાનું અપ્રતિમ વર્ણન છે. બાવીસમે દિને દિલીપની કસોટી કરવાનું ધારી નંદિની હિમાલયની ખીણમાં પેસે છે. ત્યાં અણચિંતવ્યો એક સિંહ તેના પર કૂદી આવે છે. રાજા સિંહનો વધ કરવા બાણુ ખેંચવા જાય છે, પણ હાથ ભાથા સાથે, જડાઇ જાય છે. ' મારા આગળ તારૂં કશુંય ચાલવાનું નથી. ' એમ કહી સિંહ દિલીપને પોતાનો પરિચય કરાવે છે. આ પછી મૃગેન્દ્ર—નરેન્દ્રનો અતિ યુક્તિપ્રયુક્તિથી પૂર્ણ મનોરંજક સંવાદ થાય છે. આખરે ગાયને છોડી પોતાના દેહથી સિંહને સંતોષ ધરવાનું રાજા સમજાવે છે. અને સિંહનો કોળીઓ થવા કટિબદ્ધ થઇ ઉભો રહે છે; પણ સિંહની તરાપને બદલે ગાયનાં વાત્સલ્યમય વાક્યો તેના શ્રાવણે પડે છે, સાથે સાથે ઘટનાનો સ્ફોટ તથા ગાયની પ્રસન્નતા-રૂપ પ્રસાદ તે પામે છે.

ત્રીજા સર્ગમાં ગર્ભવતી સુદક્ષિણાની દોહદ, વસ્તુનાયક રઘુનો જન્મ, દિલીપનો અશ્વમેધ, રઘુ—ઇન્દ્રનું, યુદ્ધ. વગેરે કવિની અનેરી શૈલીથી આલેખાયાં છે.

ચોથા સર્ગમાં મુખ્યત્વે રઘુએ કરેલા દિગ્વિજયનું વર્ણન છે. વિજેતા રઘુના સૈન્ય સાથે આપણે પણ જાણે ચોખુંટ હિંદુસ્તાન ખૂંદતા હોઈએ એમ લાગે છે.

પાંચમામાં વિશ્વજિત યજ્ઞમાં સર્વસ્વ દાન કરી નિષ્કિંચન થએલા રઘુ પાસે વરતંતુનો શિષ્ય કૌત્સ દક્ષિણા માટે આવે છે. દાનવીર રઘુ આવી સ્થિતિમાં પણ તેને ના પાડી શકતો નથી. અતિ અજાયબ રીતે રાજાને ધનની સહાય મળે છે, અને તેનું દાનીપણું સચવાય છે. હર્ષિત થએલા કૌત્સના આશીર્વાદથી રઘુને અજ નામનો પુત્ર થાય છે. કુંડિનપુરનરેશ ભોજની બેન ઇન્દુમતીના સ્વયંવરમાં જતાં અજને ગાંધર્વ પ્રિયંવદ પાસેથી સંમોહન અસ્ત્રની પ્રાપ્તિ થાય છે.

છઠ્ઠા સર્ગમાં સ્વયંવરનું, અને સાતમા સર્ગમાં અજ—ઇન્દુમતીના વિવાહનું વર્ણન છે.

આઠમામાં રઘુ નવપરિણિત અજનો રાજ્યાભિષેક કરાવી વાનપ્રસ્થ થાય છે. તે પછી જોગીભોગી (રઘુ અને અજ) નું તુલનાત્મક વર્ણન આવે છે. આમ રાજ્ય કરતાં કરતાં એક વાર ઈન્દુમતી સાથે અજ ઉદ્યાનમાં ફરવા જાય છે. ત્યાં ઇન્દુમતીની છાતી પર અચાનક ગગનગામી નારદની પુષ્પમાળ પડવાથી તે મરણ પામે છે, ત્યાંથી જગવિખ્યાત અજવિલાપ શરૂ થાય છે. કુમારસંભવના રતિવિલાપ સાથે અજવિલાપનું એકદમ મળતાપણું છે. ગમે તેવો કઠિન હૃદયનો વાચક પણ રાજા સાથે એકાદ બે અશ્રુ સાર્યા વિના રહેતો નથી. આમ એકલવાયો અજ દશરથ મોટા થતાં તેને રાજ્ય સોંપી, અનશનવ્રત ધારી ગંગાસરયૂના સંગમમાં દેહત્યાગ કરે છે.

નવમામાં પ્રથમ, યુવાન દશરથનો પ્રસ્તાવ કરી વાચકને કવિ વસંતઋતુની મોજ કરાવી લાગલોજ મૃગયાવિલાસી દશરથ સાથે વનમાં લઇ જઇ વીરરસનો આસ્વાદ ચખાડે છે. પાછળથી શ્રવણનો પ્રસંગ આવતાં વસ્તુ કરુણાન્ત બની જાય છે.

આ સર્ગમાં ઝમકવાળા દ્રુતવિલંબિતથી રસની ઉત્તમ જમાવટ થએલી છે. મૃગિયાવર્ણનમાં વૃત્તવૈવિધ્ય આપી દીલને વિશેષ બહલાવે છે.

દસમામાં શ્રી રામજન્મનો પ્રસંગ આવે છે. આમાં દેવોએ કરેલી શ્રીવિષ્ણુની સ્તુતિથી કવિનું શ્રુતિપારદર્શિત્વ જણાઇ આવ્યા વિના રહેતું નથી.

અગિઆરમામાં વિશ્વામિત્ર સાથે રામલક્ષ્મણનું વનમાં જવું, યજ્ઞની રક્ષા, ધનુભંગ, પરશુરામમાનમોડણ વગેરે પ્રસંગો છે. રથોદ્ધતાવૃત્ત બાળકુમારોના વર્ણનને વધુ ઝેબ આપે છે.

બારમામાં રામાભિષેકવિઘ્નથી માંડી રાવણવધ સુધીના અતિ લાંબા પ્રસંગોને અનુષ્ટુપ્ જેવા થોડા સાદા શ્લોકોમાં સમાવી કવિ પોતાની લાઘવીશક્તિનો ઉત્તમ પરિચય કરાવે છે.

તેરમા સર્ગમાં વાચકને રામ સાથે પુષ્પકમાં લંકાથી અયો-ધ્યા આકાશમાં ઉડાડે છે. આમાં અનેરી રીતનું સમુદ્રવર્ણન તથા ભાતભાતનું ભૂમિવર્ણન આવે છે.

ચૌદમામાં લોકાપવાદભીરુ રામે કરેલા સીતાત્યાગમાં કરુણતાની સીમા આવી જાય છે. ખરેખર, રામાજ્ઞા સૂણાવતા લક્ષ્મણ તથા સીતાનાં વચનો વાંચતાં ડચૂરો ભરાયા વિના રહેતો નથી. આર્યસ્ત્રીનો આદર્શ આમાં આબેહૂબ રજુ કરવામાં આવ્યો છે.

 

અત્યાર સુધી આખા રામાયણમાં શત્રુઘ્નના પરાક્રમ સંબંધી કાંઇ કહેવામાં આવ્યું નથી. તે ખોટ હવે લવણાસુરવધથી પંદરમા સર્ગમાં પૂર્ણ કરવામાં આવે છે. ઉપરાંત અશ્વમેધ, સભામાં કુશલવનું આવવું, રામાયણનો રામને પરિચય, અને સીતાનો ભૂમિપ્રવેશ છે. અહીંયાં પાછો કરુણરસ ફરી એકવાર પરિસીમાએ પહોંચે છે. પછી રામરૂપી વિષ્ણુ પોતાની લીલા સમેટી લે છે.

સોળમામાં અયોધ્યાનો ત્યાગ કરી કુશાવતીમાં રહેતા કુશને અયોધ્યાની અધિદેવતા સાક્ષાત્કાર આપી અયોધ્યાની હીન દશાનો ખ્યાલ આપી પુનઃ ત્યાં પધારવા કબુલાવે છે. પહેલાંની અને પછીની અયોધ્યાનું વર્ણન વાંચતાં હીનતામાં પણ કવિ કેવો રસ મૂકે છે, તે જણાય છે. પછી અયોધ્યામાં ગએલા કુશનું ગ્રીષ્મઋતુવર્ણન આવે છે. ગ્રીષ્મ જેવી સૂકી અને પ્રાણીમાત્રને સંતાપતી ઋતુને પણ વસંત જેવી મનોહર આલેખેલી છે. સર્ગના અંતમાં કુશને કુમુદ્વતીની પ્રાપ્તિ થાય છે.

સત્તરમામાં કુશ–કુમુદ્વતીના પુત્ર અતિથિના પ્રસંગને રાજનીતિથી વીંટયો છે, અને અઢારમા સર્ગમાં વંશાવલિ છે. એકેક રાજા માટે એક બે સર્ગ ચીતરતો કાલિદાસ હવે એક બે શ્લોકમાં સમાપ્તિ કરી વીજળીની ઝડપે દોડે છે, છતાં વર્ણનમાં આપણને કયાંય અતૃપ્તિ રહેતી નથી. છેવટે બાળરાજા સુદર્શનનું વર્ણન પણ અનોખી ભાત પાડે છે. આખરના ઓગણીસમા સર્ગમાં અગ્નિવર્ણના શૃંગાર વિષયની પરાકાષ્ઠા દર્શાવે છે. અતિ વિષયવાસનાના ફળરૂપે રાજાને ક્ષય લાગુ પડે છે, અને તેનું મૃત્યુ થાયછે. ગર્ભવતી રાણીનો રાજ્યાભિષેક કરાવી કાવ્ય સમાપ્ત થાય છે, કિન્તુ આપણી જિજ્ઞાસા તો અતૃપ્ત જ રહે છે.

મારા મિત્ર શ્રીયુત છગનલાલ હરજીવનદાસ પંડયા બી. એ. ની કીમતી સલાહ, અને માર્ગદર્શન વિના કદાચ આ પુસ્તકનું પ્રકાશન જ ન થવા પામ્યું હોત, તો આ સ્થળે તેમનો, તથા જેમણે આ કાવ્યના કેટલાક કૂટ શ્લોકો સમજાવવા પરિશ્રમ લીધો છે, તે શ્રીયુત વિશ્વનાથ દેવનાથ શાસ્ત્રીનો હાર્દિક આભાર માનું છું.

જે ગૃહસ્થોએ અગાઉથી ગ્રાહકો થઇ પ્રકાશનના કાર્યમાં જે પ્રોત્સાહન આપ્યું છે તે બદલ તેમનો પણ હું ઋણી છું

અંતમાં શારદાપ્રસન્ન પ્રિન્ટિંગ પ્રેસના માલિક રા. રા. મોહનલાલ હરિલાલ પંડયાએ પણ પોતે કેટલીક અગવડો વેઠીને ઉલટ તથા ઉદારતાથી બનતી ઉતાવળે છાપવાનું કામ પાર પાડયું છે, તે બદલ તેમનો આભાર માન્યા સિવાય મારાથી રહી શકાતું નથી.

વહેલાલ.<br>(તા. દસ્ક્રોઇ)<br>વિ. સં. ૧૯૮૫<br>ઋષિપંચમી.

ચતુરભાઇ ગોવિંદભાઇ પટેલ.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૪ | ૧૩ | છતા | છતાં |
| ૬ | ૯ | ગુઢ | ગૂઢ |
| ૯ | ૨ | અરાવત | ઐરાવત |
| ૧૫ | ૨૧ | ભૂજંગો | ભુજંગો |
| ૨૩ | ૧ | ધૂંઠે | પૂંઠે |
| ૨૯ | ૧૨ | મુનિ ધેનુ | મુનિધેનુ |
| ૩૨ | ૯ | દેવ વૃક્ષે | દેવવૃક્ષે |
| ૪૩ | ૧૯ | વાઙમય | વાઙ્મય |
| ૪૫ | ૭ | નૂપે | નૃપે |
| ૪૬ | ૧૭ | રાત | શ્રાત |
| ૫૬ | ૧૬ | મલયાન્દ્રિ | મલયાદ્રિ |
| ૬૧ | ૨૦ | હંયાળા | હયાળા |
| ૬૧ | ૨૧ | જેનાં | જેવાં |
| ૬૮ | ૧૦ | થ | થૈ |
| ૯૦ | ૮ | રેંથી | રે'થી |
| ૯૪ | ૨૮ | કતા | કરતા |
| ૯૫ | ૮ | ચંદ | ચંદ્રે |
| ૯૫ | ૧૫ | વર | વૈર |
| ૯૮ | ૧૪ | સમીપ | સરીખ |
| ૯૯ | ૧ | શેભંત | શોભંત |
| ૧૦૧ | ૯ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૧૦૧ | ૧૪ | જુદ્ધ | જુદ્ધે |
| ૧૦૧ | ૧૮ | રથ | રથ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૯ | ૯ | અર્ય | અર્ય |
| ૧૧૨ | ૮ | વદર્ભ | વૈદર્ભ |
| ૧૧૨ | ૮ | સા | સો |
| ૧૧૭ | ૧૫ | સન્ય | સૈન્ય |
| ૧૨૦ | ૭ | દર્ભિ | વૈદર્ભિ |
| ૧૨૦ | ૧૩ | મળ્યાથી | મટયાથી |
| ૧૨૪ | ૧૮ | પૂણુ | પૂર્ણ |
| ૧૨૫ | ૧૪ | લ | લૈ |
| ૧૩૩ | ૧૦ | મરો | ભ્રમરો |
| ૧૪૧ | ૧૫ | વદથીયે | વૈદથીયે |
| ૧૫૧ | ૯ | વવડી | વાવડી |
| ૧૫૨ | ૬ | ભ્રમર | ભ્રમર |
| ૧૫૫ | ૧૫ | ઉડયાં | ઉડયા |
| ૧૫૮ | ૨ | અમરી | ચમરી |
| ૧૬૬ | ૧૩ | વિષ્ણુ | વિષ્ણુ |
| ૧૭૨ | ૧૨ | રુપે | રૂપે |
| ૧૭૫ | ૧૬ | જોઇતેય | જોઇતેય |
| ૧૮૦ | ૧ | થવાયલા | ધવાયલા |
| ૧૮૦ | ૧૪ | સાહત | સહિત |
| ૧૮૧ | ૧૮ | કઠિણુ | કઠિન |
| ૧૮૩ | ૫ | નિવેદીયું | નિવેદતું |
| ૧૯૭ | ૬ | નિભૃંગ | નિભૃંગ |
| ૧૯૯ | ૧૩ | સન્યમાં | સૈન્યમાં |
| ૨૦૦ | ૪ | વાળતો | વાળતા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૦૧ | ૧૪ | સન્ય | સૈન્ય |
| ૨૦૨ | ૮ | રામને | રામ, ને |
| ૨૦૨ | ૧૦ | શસ્ત્ર | શસ્ત્રો |
| ૨૦૩ | ૧૧ | ' ત્યો | દૈત્યો |
| ૨૦૬ | ૧૪ | લક્ષ્મીએ | લક્ષ્મી, એ |
| ૨૧૦ | ૧૯ | વરાઈ | વેરાઇ |
| ૨૧૫ | ૧ | દૂરે | દૂરે |
| ૨૧૭ | ૭ | યવાંપુરો | યવાંકુરો |
| ૨૧૯ | ૧૫ | વાજીમુખે | વાજીમખે |
| ૨૨૧ | ૧૪ | જડાળા | જટાળા |
| ૨૩૪ | ૧૯ | શકુને | શકુનેથી |
| ૨૪૨ | ૫ | અશ્રવાળા | અશ્રુવાળા |
| ૨૪૬ | ૧૧ | પૌરુષભૂષ | પૌરુષભૂષણે |
| ૨૫૦ | ૮ | કલ્ય | કુલ્યે |
| ૨૫૧ | ૧૫ | વસ્ત્રા | વસ્ત્રો |
| ૨૭૩ | ૨૩ | સર્મપીડ | સર્પપીડ |
| ૨૮૪ | ૩ | પદ્મ | પદ્મે |
| ૨૯૩ | ૧૮ | પોતાનાં | પોતાના |
| ૨૯૫ | ૨૪ | લાંકડાની | લાકડાની: |
| ૩૦૪ | ૫ | એજ | સેજ |
| ૩૦૭ | ૧૫ | વ્હાલવભ્રમ | વ્હાલીવિભ્રમ |
| ૩૦૮ | ૮ | સો | સૌ |
| ૩૧૧ | ૧૫ | તપ્યો | તપ્યો તે |

## આ પુસ્તક મળવાનું ઠેકાણું

ચતુરભાઈ ગોવિંદભાઈ પટેલ.

શોભારામ સુરતીની પોળ,

ખાડીયા—**અમદાવાદ**

कालिदासस्य काव्ये मे पाटवं दृश्यतामिति ।
ख्यापनाय न मे वाञ्छा चापलं किन्तु केवलम् ॥



रघुवंशानुवादोऽयं
गौर्जरीं गिरमाश्रितः ।
विद्याविलासिनां प्रीत्यै
भविष्यत्येव मे मतम् ॥

અનુવાદક.

# રઘુવંશ.+

## પહેલો—સર્ગ.

### —દિલીપનું વસિષ્ઠના આશ્રમે જવું—

— અનુષ્ટુભ્ —

વાણીઅર્થ શું સંયુક્ત વાણીઅર્થ પીછાનવા,
જગમાબાપને વંદું પાર્વતીપરમેશ્વર. ૧
ક્યાં વંશ સૂર્યથી જન્મ્યો, અલ્પજ્ઞ મતિ મારી ક્યાં,
દુસ્તર અબ્ધિ મોહે હું ત્રાપાથી તરવા ચહું. ૨

---

+ રઘુરાજાના વંશનું વર્ણન છે તેથી આ કાવ્યને રઘુવંશ કહે છે. ૧ વાણીઅર્થ=વાણી અને અર્થ. અર્થના પ્રકાર વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય એમ ત્રણ છે. વાણી અને અર્થના જેવો નિત્ય સંબંધ છે તેવા, હમેશના સંબંધવાળાં, જગતનાં માતપિતા—પાર્વતીપરમેશ્વરને કાવ્યારંભમાં કવિ વંદના કરે છે. વાણીઅર્થ=વાણીનો ભાવાર્થ: પીછાનવા=અંતરમાં ઉતારવા. ૨ આ શ્લોકમાં કવિ પોતાની નમ્રતા બતાવે છે: અલ્પજ્ઞ=થોડા જ્ઞાનવાળી. દુસ્તર=તરવો કઠણ: અબ્ધિ=સાગર.

મંદ કવિયશ ઈચ્છું હાસ્યપાત્ર થઇશ હું,
ઇચ્છે ઉંચાં ફળો લોભે ઉંચા હાથે શું વામણો ! ૩
પૂર્વના મુનિઓએ વા કરેલા વાણીદ્વારમાં
સોયે વીંધ્યા મણિઓમાં સૂત્ર શી મારી છે ગતિ. ૪
જન્મથી માંડી વિશુદ્ધ, ફળના સુધી ઉદ્યમી,
ભૂપાળો સાગરો સુધી, રથો સ્વર્ગે લઇ જતા. ૫
હોમે વિધિથી અગ્નિમાં, યથેષ્ટ અર્થી રીઝવે,
દંડ્યોને દંડતા રીતે, જાગે યોગ્ય સમે વળી. ૬
સંઘરે ત્યાગને માટે, સત્યાર્થે મિત બોલતા,
યશ માટે ચહે જીતો, પ્રજાર્થે ગૃહ માંડતા. ૭
બાલ્યમાં ભણતા વિદ્યા, યૌવને ભોગ માણતા,
વૃદ્ધત્વે મુનિઓ જેવા, યોગથી તનુ ત્યાગતા. ૮
તે રઘુવંશીને વર્ણું વાણીમાં અલ્પ હું છતાં,
તે ગુણે કાનમાં આવી બોલવા પ્રેરણા કરી. ૯

---

૩ કવિયશ= કવિનો યશ: વામણો=ઠીંગણો. ૪ પૂર્વના મુનિ=વાલ્મીકિ વગેરે: વાણીદ્વાર=વાણીથી જેનું દ્વાર ઉઘાડવામાં આવ્યું છે તે. મણિને વીંધ પાડવાનું મુશીબત ભર્યું કામ તો સોયાને જ કરવું પડે છે. સુતર તો માત્ર તેમને સાંકળી જ રાખે છે. હવે પછીના ચાર શ્લોકમાં તે સૂર્યવંશી રાજાઓનું ગુણવર્ણન છે. ૫ ફળના સુધી= ફળ મેળવે ત્યાં સુધી. ૬ યથેષ્ટ=ઇચ્છે તેટલું: અર્થી=ધનની કામનાવાળા: દંડ્ય=દંડ કરવા લાયક: જાગે=ચેતતા રહે. ૭ પ્રજાર્થ=સંતાન માટે; ગૃહ માંડતા=ગૃહસ્થાશ્રમી થતા : મિત=માપસર. ૮ બાલ્ય= બાળપણ. ૯ તે=ઉપર કહ્યા તે.

સજ્જનો યોગ્ય છે નિશ્ચે સૂણવા તે વિવેકથી,
　સોનું અશુદ્ધ કે શુદ્ધ અગ્નિમાં નાખતાં દીસે.　૧૦
વૈવસ્વત મનુ નામે પંડિતોમાંહી પૂજ્ય ને,
　આદિ હતો ભૂપાળોમાં, પ્રણુવ છંદમાં જ્યમ.　૧૧
વિશુદ્ધ તેહના વંશે શુદ્ધમાં શુદ્ધ જન્મીયો,
　દિલીપ કરી રાજેન્દુ, ક્ષીરાબ્ધિમાંહી ઈન્દુ શો !　૧૨
મહા છાતી, મહા કાંધ, મ્હા બાહુ, શાલ શો ઉંચો,
　કર્મયોગ્ય ધરી કાયા ક્ષાત્રધર્મ શું આવિયો !　૧૩
સર્વશ્રેષ્ઠ બળે સૌને ડારતો સર્વ તેજથી,
　સૌથી ઉંચા વપુથી શું મેરુ ભૂ આવરી ઉભો !　૧૪
આકૃતિના સમી બુદ્ધિ, બુદ્ધિ શો શાસ્ત્રમાં શ્રમ,
　શ્રમ સરીખ આરંભ, આરંભ તુલ્ય ઉદય.　૧૫

---

૧૦ વિવેકથી= સારા નરસાનો ભેદ પારખતી બુદ્ધિથી. ૧૧ વિવસ્વત્ એટલે સૂર્યનો પુત્ર, તે વૈવસ્વત મનુ કહેવાનો. પ્રણુવ=પવિત્ર ઓમ્કાર, તેમાં अ, उ અને म् અનુક્રમે વિષ્ણુ, શિવ અને બ્રહ્માના સૂચક અક્ષરો છે. ૧૨ રાજેન્દુ=રાજાઓમાં ચંદ્ર સમો શોભીતો: ક્ષીરાબ્ધિ=ક્ષીરસાગર. પૂર્વે દૈવ અને દાનવોએ સમુદ્રનું મંથન કર્યું ત્યારે ચૌદ રત્નોમાં ચંદ્ર પણ નીકળ્યો હતો. ૧૩ શાલ=સાદડનું ઝાડ: કર્મયોગ્ય=કાર્યને ઘટતી. ૧૪ સૌને=સૌ પ્રાણીને. મેરુ=પૃથ્વીની મધ્યમાં કલ્પેલો ૮૪૦૦૦ યોજન ઉંચો સોનાનો પર્વત. તેના શિખર પર બ્રહ્માનું રહેઠાણુ છે. ૧૫ ઉદય=ફળ પામવાં તે.

કરાલ, કાન્ત ગુણોથી તે થયો અનુજીવીને,
દુઃસહ્ય ને અભિગમ્ય જંતુરત્નથી અબ્ધિ શો. ૧૬

મનુના કાળથી માંડી ચીલો જેહ પડયો હતો,
તેનાથી તે નિયંતાની પ્રજા ના ખસતી રજે. ૧૭

પ્રજાની વૃદ્ધિને માટે લેતો એ રીતના કરો,
હજારો ગણું દેવાને રવિ ખેંચે નકી રસો. ૧૮

સેના માત્ર હતી શોભા. બન્ને જ અર્થ સાધતાં,
શાસ્ત્રે અકુંઠિતા બુદ્ધિ ને સજ્જ ધનુ સર્વદા. ૧૯

ગૂઢ મંત્ર, ગુઢાકૃતિ, ગુઢ ચેષ્ટાથી એહના,
ફળે જણાય આરંભો, સંસ્કાર પૂર્વના જયમ. ૨૦

નીડર થૈ તનુ રક્ષે, સાજી કાયાથી ધર્મને,
અલોભે અર્થને લે તે, નિર્લેપ સુખ ભોગવે. ૨૧

---

૧૬ કરાલ=ભયંકર : કાન્ત= પ્રેમથી પૂર્ણ : અનુજીવી= આશ્રિત. દુઃસહ્ય=દુઃખે સહી શકાય એવો : અભિગમ્ય=પાસે જવાય તેવો. જંતુરત્ન=મગર વગેરે જળચર પ્રાણીઓ, અને મોતી વગેરે રત્નો. સમુદ્ર મગર ભગેરેથી ભયંકર પણ રત્નોને લઇને પ્રિય લાગે છે. ૧૭ નિયંતા=નિયમમાં રાખનાર, દિલીપ. ૧૮ જેમ સૂર્ય હજારગણું પાછું આપવાને જ પૃથ્વી ઉપરથી રસ (જળ) ખેંચે છે, તેમ તે પ્રજાના માટે જ તેમની પાસેથી યોગ્ય કર લેતો હતો, ૧૯ અકુંઠિતા=પારોપાર જનારી: સજ્જ=ચઢાવેલું. ૨૦ તેની આકૃતિ અને ચેષ્ટા એટલાં ગૂઢ હતાં, કે ફળ આવ્યા સિવાય કોઇનાથી તે પમાતાં નહિ. ૨૧ અર્થ=ધન.

જ્ઞાને મૌન, ક્ષમા વીર્યે, આત્મશ્લાઘા ન ત્યાગમાં,
ગુણો તે ગુણસાથીના બનેલા બંધુઓ સમા. ૨૨
વિષયે નહિ ખેંચાતા, વિદ્યામાં પાર પામતા,
ધર્મમાં પ્રીતિવાળાને વૃદ્ધત્વ તો જરા વિના. ૨૩
પ્રજાને વિનયે મૂકયે, રક્ષા ને પોષણે કરી,
પિતા થયો પ્રજાનો તે પિતાઓ જન્મ દૈ છૂટયા. ૨૪
લોકાર્થે દંડયને દંડે, પ્રજાર્થે પરણે વળી,
તે જ્ઞાનીના થયા બંને, કામાર્થ ધર્મનું મૂળ. ૨૫
યજ્ઞાર્થે દોહી ભૂ તેણે, અન્નાર્થ સ્વર્ગ વાસવે,
ભુવનો પોષતા બંને, સંપત્તિના વિનિમયે. ૨૬
નહિ અનુસર્યો તેના યશને કોઇ રાજવી,
બીજેથી આવીને પાછી કર્ણે તસ્કરતા વસી. ૨૭
શિષ્ટ શત્રુ હતા બંધુ, રોગીને ઓષધિ જયમ.
વ્હાલાય દુષ્ટને ત્યાગે, સર્પડંખી શું આંગળી ! ૨૮

---

૨૨ આત્મશ્લાઘા=બડાઇ. ગુણસાથી=ગુણોનો સોબતી. બંધુઓ=એક સાથે જન્મેલા. ૨૩ વૃદ્ધત્વ=ગુણનું વૃદ્ધત્વ, બીજા તો ઘરડા થતાં ડાહ્યા થાય છે, પણ આતો વગર જરાએ ડાહ્યો હતો. ૨૪ પ્રજાના પિતાઓ ફકત જન્મજ આપતા, બાકી તેમનું ભરણ-પોષણ અને વિનયશિક્ષણ રાજા પોતે કરતો. ૨૫ લોકાર્થે=લોકના ભલાને માટે : કામાર્થ=કામ અને અર્થ. ૨૬ વાસવ=ઇન્દ્ર. વિનિમય=અદલો બદલો. ૨૭ બીજેથી=પારકા ધનથી. કર્ણે=કાનમાં. અર્થાત્ તસ્કરતા માત્ર સાંભળવા પુરતી જ હતી. ૨૮ શિષ્ટ=સદાચારી; સર્પડંખી=સર્પે ડંખેલી વ્હાલી આંગળીને પણ કાપી નાખવી પડે છે

મ્હાભૂતોની સમાધિથી બ્રહ્માએ તેહ સર્જિયો,
  હતા તેના ગુણો સર્વે પરોપકાર–કારણે. ૨૯
સમુદ્રતીર શો કોટ, અબ્ધિ શી ખાઈ ધારતી,
  અનન્યનૃપની પૃથ્વી પાળી એક પુરી સમ. ૩૦
મગધવંશમાં જન્મી, દાક્ષિણ્યે રૂઢ નામની,
  પત્ની સુદક્ષિણા પરણ્યો યજ્ઞની દક્ષિણા સમી. ૩૧
પત્નીવાળોજ પોતાને જનાનો જબરો છતાં,
  મનસ્વી લક્ષ્મી, ને તેથી માનતો વસુધાપતિ ૩૨
આત્મ સમાન પત્નીમાં આત્મ શો પુત્ર ઇચ્છતો,
  વીતાવે તે કંઈ કાલ વિલંબાતા મનોરથે. ૩૩
પ્રજાર્થવિધિના માટે સ્વભુજેથી ઉતારીને,
  ધરાની મ્હા ધુરા તેણે નાખી સચિવ ઉપરે. ૩૪
બ્રહ્માને પછી પૂજીને પુત્રેચ્છાથી પવિત્ર તે
  દંપતી નીકળ્યાં, ગુરુ વસિષ્ઠ–આશ્રમે જવા. ૩૫

---

૨૯ પૃથ્વી, પાણી, વાયુ, તેજ અને અગ્નિ એ પાંચ મહાભુત છે. સમાધિ=એકઠું કરવું તે. ૩૦ અનન્ય=જેમાં એના જેવો બીજો નથી તે. પુરી=નગરી, સામ્રાજ્યને એક નગરી જેમ અનાયાસે પાળતો. ૩૧ જન્મી=જન્મેલી. દાક્ષિણ્ય=નમ્રતાદિ ગુણો. દક્ષિણા=યજ્ઞની સ્ત્રી. ૩૨ મનસ્વી=મન ફાવે તેમ વર્તનાર. વસુધાપતિ=વસુધા—પૃથ્વીનો સ્વામી. ૩૩ આત્મ=(૧) આત્મા જેવી વ્હાલી, (૨) પોતાના જેવો પરાક્રમી. ૩૫ દંપતી=પતિપત્ની.

મીઠો, ધીરો, ધ્વનિ જેનો તેવા એક રથે ચઢયાં,
ચોમાસે ઉપજ્યા મેઘે વીજઐરાવત જયમ. ૩૬
ના થાયે આશ્રમે પીડા ધારી તે અલ્પ દાસ લે,
છતાં વિશેષ તેજે એ સેનાથી આવર્યાં દીસે. ૩૭
સેવે સ્પર્શે સુખી બેને સુગંધી શાલના રસે,
પુષ્પરેણુ ઉરાડંતા વૃક્ષો ધૂનંત વાયુઓ, ૩૮
રથચક્રતણા શબ્દે ઉંચામુખા મયૂરની,
સૂણતાં મધુરી કેકા દ્વિધા ભિન્ન છ સ્થાનની. ૩૯
પરસ્પરાક્ષીનું સામ્ય જોતાં દૂર નહિ જતાં,
મૃગોનાં જોડકાંઓની રથે રાખેલી આંખમાં. ૪૦
હારબંધે વિના સ્થંભે તોરણમાળ શાં બન્યાં,
સારસોના મીઠા શબ્દે કયાંહી મુખ ઉંચાં કરે. ૪૧
ઇચ્છા પૂર્ણ થશે કે'તા અનુકુલ સમીરથી,
અશ્વે ઉડાડી રેણુઓ ન સ્પર્શે કેશમુગટ. ૪૨

---

૩૬ ઐરાવત=એ નામનો હાથી જેવો મેઘ. ૩૮ શાલ=એ નામનાં સુગંધી રસ ઝરતાં વૃક્ષ. પુષ્પરેણુ=ફૂલની રજ. ધૂનંત=ધૂણાવતા. ૩૯ કેકાઃ મોરની વાણી; દ્વિધા ; શુદ્ધ અને વિકૃત એ બે પ્રકારની. છ સ્થાન=કંઠ, મુર્ધા. તાળુ, દાંત, જીભ અને હોઠ એ છ સ્થળેથી બોલાતી, ૪૦ પરસ્પરાક્ષી=એક બીજાની આંખનું; સામ્ય=સરખાપણું મતલબ કે રાજા રાણીની આંખનું અને રાણી રાજાની આંખનું સામ્ય મૃગલાંની આંખમાં જોતાં. ૪૧ આકાશમાં ઉડતાં સારસોને વગર થાંભલે રહેલી તોરણમાળા કહી છે. ૪૨ સમીર=પવન.

સરોવરે સરોજોની સુગંધી સૂંઘતાં હતાં,
ઊર્મિ શી જે હતી શીળી ને સ્વનિશ્વાસના સમી. ૪૩
પોતે અર્પ્યાં યૂપોવાળાં ગામોમાં યાજ્ઞિકોતણી,
દંપતીએ ગ્રહી પૂજા અફર આશિષો સૂણી. ૪૪
ગોરસ લેઇ ઉભેલાં વૃદ્ધ આહિરલોકને,
પૂછતાં વન્યવૃક્ષોનાં, નામો તે બેઉ માર્ગમાં. ૪૫
શી શોભા હતી તેઓની જનારાં શુદ્ધ વેશથી ?
હિમથી મુક્તિ પામ્યાં શું ચિત્રા ને ચંદ્ર યોગમાં ! ૪૬
પ્રિયદર્શી ભૂપે તે તે પત્નીને દર્શાવતાં
માર્ગને ક્યાં વટાવ્યો તે ના જાણ્યું બુધના સમે. ૪૭
દુર્લભ કીર્તિવાળો તે પ્હોંચ્યો થાકેલ વાહને,
સાંજે સંયમી ઋષિના આશ્રમે રાણી સાથમાં. ૪૮
અન્ય વનેથી આવેલા સમિધ્કુશફળો લઈ,
ગુપ્ત અગ્નિ જતો સામો, ને તપસ્વીથી જે ભર્યો. ૪૯

---

૪૩ સરોજ=કમળ. ઊર્મિ=મોજાં. સ્વનિશ્વાસ=રાજારાણીના ઉચ્છ્વાસ, ૪૪ યૂપ=યજ્ઞમાં પશુ બાંધવાના ખીલા. ૪૫ વન્યવૃક્ષ =વગડાઉ ઝાડ. ૪૬ શિયાળો પુરો થતાં ચિત્રા અને ચંદ્ર જેવાં શોભે છે તેવાં તે શોભતાં હતાં. ૪૭ પ્રિયદર્શી=મધુર આકૃતિવાળો; બુધના સમે=બુધના જેવે. ૪૮ દુર્લભ=બીજાને મેળવવી મુશ્કેલ એવી. ૪૯ સમિધ=યજ્ઞમાં બાળવાનાં લાકડાં: કુશ=દાભ. સમિધ વગેરે લઇને સાંજે પાછા આવતા તપસ્વીઓને માન દેવા ખાતર અગ્નિ અદશ્ય રૂપે સામો જાય છે. જે=આશ્રમ.

નીવારભાગને યોગ્ય, કુટીનાં દ્વાર રોકતાં,
ઋષિઓનાં શિશુ જેવાં મૃગોથી જે ભર્યો હતો. ૫૦
ક્યારામાં પાણી પીનારાં પક્ષીનો ભાવ જીતવા,
સીંચીને મુનિકન્યાઓ તુર્ત જ્યાં વૃક્ષકો તજે. ૫૧
નમ્યે સૂર્યે નીવારો જ્યાં એકઠા થાય, ને મૃગો
વાગોળે બેસી ખાધેલું કુટીના ચોકમાં વળી. ૫૨
સૂચવે અગ્નિ ઉઠયો, ને હવિગંધે મહેકતો,
ચડયો વાયે કરે ધૂમ્ર અતિથિ શુદ્ધ આવતા. ૫૩
" વિશ્રાંતિ વાજીને આપો," કહી એ સારથિપ્રતિ,
ઉતારી પત્નીને પોતે, રથેથી ઉતર્યો પછી. ૫૪
સભ્ય, સંયમી ઇન્દ્રિયે મુનિઓએ પૂજા કીધી,
સ્રીવાળા શાસ્રના જ્ઞાતા રક્ષક એહ ભૂપની. ૫૫
સાંધ્ય વિધિતણા અંતે જોયા તેણે તપોનિધિ,
બેઠા અરુંધતી સાથે, સ્વાહાની સાથ અગ્નિ શા. ૫૬
તે બેને પાય લાગે એ રાજા, ને રાણી માગધી,
પ્રીતે ગુરુગુરુપત્ની આશિષો તેમને દીએ. ૫૭

---

૫૦ નીવાર=સામો; કુટી=પર્ણકુટી, શિશુ=બાળકો. ૫૧ ભાવ જીતવા=વિશ્વાસ મેળવવા; વૃક્ષકો=નાનાં ઝાડ. ૫૨ નમ્યે સૂર્યે=સૂર્ય નમતાં, ૫૩ ઉઠયો=ભડ ભડ બળતો; હવિગંધ =આહુતિની સુવાસ. ચઢયો વાયે=વાથી ઉંચો ચઢેલો. ૫૫ સંયમી ઇંદ્રિયે=ઇંદ્રયોમાં સંયમ રાખનાર. ૫૬ સાંધ્ય=સંધ્યાકાળે કરવાનો. તપોનિધિ=તપનો ભંડાર, સ્વાહા એ અગ્નિની સ્રી છે. ૫૭ માગધી=મગધરાજાની પુત્રી, સુદક્ષિણા,

આતિથ્યવિધિથી જેનો રથનો થાક ઉતર્યો,
રાજ્યાશ્રમમુનિને તે 'રાજ્યે ક્ષેમ' પૂછે મુનિ. ૫૮
અથર્વનિધિની પાસે જેણે જીત્યાં અરિપુરો,
વકતા, અર્થપતિ વાણી વદે તે અર્થથી ભરી. ૫૯
સાતે અંગે થયું નિશ્ચે કુશળ માહ્યરૂં સદા,
દૈવી ને માનુષી પીડા જેની આપ શમાવતા. ૬૦
મંત્રવાન્ ! આપના મંત્રો શમાવી શત્રુ દૂરથી,
દીઠું નિશાન ભેદંતાં શરો વ્યર્થ કરે મુજ. ૬૧
હવિ જે અગ્નિમાં હોમો હે હોતા ! વિધિથી તમે,
અવગ્રહે ન સુકાતાં અન્નોની વૃષ્ટિ તે કરે. ૬૨
મારી પ્રજા જીવે પુરૂં આયુ, નિર્ભય, ને વળી
ઉપાધિહિન છે, તેનો હેતુ છે આપનું વ્રત. ૬૩

---

૫૮ આતિથ્યવિધિ=મહેમાનગીરી; રાજ્યાશ્રમમુનિ=રાજ્ય ભોગવતાં પણ મુનિ જેવી વૃત્તિવાળો દિલીપ; ક્ષેમ=કુશળતા. ૫૯ અથર્વનિધિ=અથર્વ વેદનો ભંડાર, એ વેદમાં ભિન્ન ભિન્ન કામનાઓવાળાઓએ જુદા જુદા મંત્રોની આરાધના કેવી રીતે કરવી તેનું વિવેચનછે; અરિપુરો=શત્રુનાં નગર; અર્થપતિ=સર્વ સંપત્તિવાળો. ૬૦ ૧ સ્વામી ૨ મંત્રિ ૩ મિત્ર ૪ કોશ ૫ રાષ્ટ્ર ૬ દુર્ગ અને અને ૭ સૈન્ય, આ રાજ્યનાં સાત અંગ કહેવાય છે દૈવી=રોગ, અને વૃષ્ટિ વગેરે દેવોથી થનારી. માનુષી=માણસોથી થનાર વિગ્રહ, ચોરી વગેરે. ૬૧ મંત્રવાન=મંત્રોના કરનાર. તમારા મંત્રો મારા શરોને નકામાં કરે છે. અર્થાત્ મારે તેનો ઉપયોગ જ કરવા પડતો નથી. ૬૨ હોતા=હોમનાર; અવગ્રહ= અનાવૃષ્ટિ, ખઇડિયું, ૬૩ પુરૂં=સો વર્ષનું,

બ્રહ્મપુત્ર ગુરુ આમ ચિંતા જેની કરો તમો,
તેવા નિર્વ્યસની મારી સંપત્તિ ના અખુટ કાં ? ૬૪
કિંતુ તુજ વધૂમાં આ યોગ્ય ના દેખતાં પ્રજા,
રત્નો જન્માવતી, દ્વીપો—વાળી પૃથ્વી ન રીઝવે. ૬૫
મારા પછીથી પિતૃઓ પિંડનો છેદ પેખીને,
સ્વધા સંઘરવા મંડી ખાચે ના શ્રાદ્ધ ભાવથી. ૬૬
દુર્લભ્ય હું-પછી માની દેવાતુ મુજથી ખરે,
નિશ્વાસોથી કંઇ ઉનું પય પિવાય પિતૃથી. ૬૭
યજ્ઞો કરી હું શુદ્ધાત્મા ઝાંખો છું સંતતિ વિના
તેજસ્વી, તેજ વિનાના લોકાલોક ગિરિ સમો. ૬૮
તપોદાને થતું પુણ્ય આપતું સુખ સ્વર્ગમાં,
સંતતિ શુદ્ધ વંશોની તત્રાત્ર શાંતિ આપતી. ૬૯
વિધાતા ! સ્નેહથી સીંચ્યા વંધ્ય આશ્રમ વૃક્ષ શા,
પ્રજાહીન મને દેખી આપ શે નથી દુભતા ? ૭૦

---

૬૫ વધૂ=પુત્રવધૂ, સુદક્ષિણા. દ્વીપો=જંબુ વગેરે સાત બેટ. ૬૬ સ્વધા=શ્રાદ્ધમાં અપાતાં અન્નાદિક, એ હવે મળવાનાં નથી એમ ધારી કંજુસાઇ કરવા લાગ્યા. ૬૭ મોંએ માંડેલા વાસણમાંનું દૂધ ચાલુ નિસાસાથી ઉનું થાય છે, ૬૮ લોકાલોક=આ નામનો એક કલ્પિત પર્વત, તેની એક બાજુ પ્રકાશિત છે ત્યારે બીજી બાજુ અપ્રકાશિત છે. ૬૯ તત્રાત્ર=તત્ર એટલે પરલોકમાં અને અત્ર એટલે આ લોકમાં. ૭૦ વિધાતા=બ્રહ્મા. આપ સર્જક હોવા છતાં મારા પ્રત્યે દુર્લક્ષ કરો છો, એમ કહેવું છે.

દુઃસહ્ય પિતૃઋણે એ દુઃખી માનો મને પ્રભુ !
 ન નાહ્યા હાથીને જેમ બંધન મર્મ ભેદતું. ૭૧

તેનાથી મુક્તિ પામું હું તાત ! તેવું કરો નકી,
 ઇક્ષ્વાકુઓથી દુર્લભ્ય અર્થસિદ્ધિ સજો તમો. ૭૨

વિનવ્યું એ નૃપે ત્યારે ધ્યાનમાં મીંચી લોચનો,
 ક્ષણુ માત્ર ઋષિ બેઠા સુપ્ત મચ્છનું શું સર ! ૭૩

ધ્યાનમાં શુદ્ધ ચિત્તથી પ્રજાનુ સ્તંભ–કારણુ,
 જોઇ લીધા પછી પોતે ભૂમિના નાથને કહ્યું. ૭૪

પૂર્વે સુરેન્દ્રને સેવી ભૂમિના ભણી તું જતો,
 ત્યારે કલ્પતરુ છાંયે માર્ગે બેઠી'તી સુરભિ. ૭૫

ઋતુસ્નાતા સ્મરી સ્ત્રી આ ધર્મલોપભયેથકી,
 પૂજવા યોગ્ય તેની તેં પ્રદક્ષિણાદિ ના કર્યાં ૭૬

" તિરસ્કારી મને તેથી પ્રજા તને થશે નહિ,
 ના સેવે સંતતિ મારી ત્યાં સુધી" શાપ એ દીધો. ૭૭

---

૭૧ મનુષ્ય માત્ર સાથે ત્રણ ઋણ લઇ જન્મે છે, દેવઋણ, પિતૃઋણ અને મનુષ્યઋણ. હાથીને નાહ્યા પહેલાં પોતાનું બંધન માથાવાઢ લાગે છે. ૭૨ તેનાથી=પિતૃઋણથી; અર્થસિદ્ધિ=મનઃકામના પાર પાડવી તે. ૭૩ સુપ્ત=સૂતેલાં; સર=સરોવર, જેમ કોઇ સરોવર માછલાં તળીએ જતાં શાન્ત થાય તેમ; સ્તંભકારણ=અટકવાનું કારણ ૭૫ સુરેન્દ્ર=ઇન્દ્ર; સુરભિ=આ નામની સ્વર્ગની ગાય ૭૬ ઋતુસ્નાતા:રજોદર્શન પછી ચોથે દિવસે નાહેલી. આ સાંભળી આવવાથી ધર્મનો લોપ થવાનો ભય લાગ્યો.

તમે કે સારથિએ એ હે રાજા ! શાપ ના સુણ્યો.
મત્ત દિગ્ગજના નાદે સ્વર્ગંગાના પ્રવાહમાં. ૭૮
અવજ્ઞા તેની કીધાથી અટક્યું ઇષ્ટ તાહરૂં,
પૂજ્યને નહિ પૂજ્યાથી શ્રેયમાં વિઘ્ન જાણ તું. ૭૯
દીર્ઘ યજ્ઞે પ્રચેતાના અધુના હવિકાજ તે,
ભુજંગો રૂંધતા દ્વાર તેવા પાતાળમાં વસે. ૮૦
સુરભિ પુત્રીને તેની કરીને પ્રતિનિધિ તું,
પત્ની સાથે રીઝાવે તો રાજી કામદુધા થશે. ૧૮
વદતાં એમ હોતાની આહુતિકેરૂં સાધન,
અનિંદ્ય નંદિની નામે ધેનુ વનેથી આવી ત્યાં. ૮૨
કોમળા પાન શી રાતી ધરે કંઇ વાંકું ભાલમાં,
ધોળા કેશતણું ચિહ્ન સંધ્યા જ્યમ નવો શશી ! ૮૩
કુંડ શા આઉવાળી તે પવિત્ર શુદ્ધ સ્નાનથી,
વત્સના દર્શને વ્હેતા દૂધથી ભૂમિ છાંટતી. ૮૪
ખરીથી ખોતરી ધુળે સ્પર્શી ગાત્રો સમીપથી,
તીર્થાભિષેકની શુદ્ધિ આપતી મહીપાલને. ૮૫
તે પુણ્યદર્શના જોઇ શકુન જાણતા મુનિ.
ઈષ્ટે અવંધ્યપ્રાર્થી તે યજમાન પ્રતિ કહે. ૮૬

---

૭૮ દિગ્ગજ=દશે દિશાઓમાં પૃથ્વીને સમતોલ રાખવાને દશ હાથીઓ રાખેલા છે. ૭૯ અવજ્ઞા=અવગણના. ઇષ્ટ=ઇચ્છિત કાર્ય. શ્રેય=કલ્યાણ. ૮૦ પ્રચેતા=વરુણ દેવ, ભૂજંગો=સર્પો. ૮૧ કામદુધા =ઇચ્છિત આપનારી. ૮૩ ભાલ=કપાળ. ૮૫ તીર્થાભિષેકની= તીર્થોમાં નાહ્યાથી જેવી શુદ્ધિ થાય તેવી, ૮૬ પુણ્યદર્શના= જેને જોવાથી પુણ્ય મળે તેવી, અવંધ્યપ્રાર્થી=સફળ પ્રાર્થના,

રાજા ! શીઘ્ર થશે સિદ્ધિ જાણજે તુજ કાર્યની,
　કલ્યાણી આવીને ઉભી સ્મરતાં નામ એહનું　　૮૭
વન્ય-વૃત્તિ સદા ધારી, અનુસર તું ગાયને,
　વિદ્યા અભ્યાસથી જેમ પ્રસન્ન કરવી ઘટે.　　૮૮
ચાલતાં ચાલજે તું તો, સ્થિર થાતાં થજે સ્થિર,
　બેઠાથી બેસજે. એના પાણી પીધા પછી પીજે.　　૮૯
વધૂ, ભક્તિમતી શુદ્ધ થઇ આ ગાયને પૂજે,
　પ્રભાતે પાછળે જાય, ને સાંજે સામી જાય તે.　　૯૦
પ્રસાદ પામતાં સુધી સેવામાં સ્થિર તું થજે,
　ન વિઘ્ન હો તને, રે'જે અગ્રે સૌ પુત્રવાનમાં.　　૯૧
' વારુ ' વદી સ્વીકાર્યો એ પ્રીતિથી પત્નીની સહ
　વિનયી દેશકાળજ્ઞ શિષ્યે આદેશ ગુરુનો.　　૯૨
પછી બ્રહ્મતનુ સુજ્ઞ, સત્યવાદી મુનીશ્વરે
　ભાગ્ય ફૂળેલ રાજાને સૂવા આજ્ઞા કરી નિશે.　　૯૩
તપઃસિદ્ધિ છતાં રૂડી વ્રતને રાખી લક્ષમાં,
　વ્રતવિધાનવિજ્ઞાતે દીધી વસ્તુ વને થતી.　　૯૪

---

૮૮ વન્યવૃત્તિ=વનનાં કંદમુળ વગેરે ખાવાં તે. ૯૧ પુત્રવાન્=પુત્રવાળા, પિતાઓ. ૯૨ દેશકાલજ્ઞ=દેશ અને કાળને જાણનાર. ૯૩ બ્રહ્મતનુ=બ્રહ્માના પુત્ર. ભાગ્ય ફૂળેલ=ભાગ્ય ઉઘડી ગયું છે એવો. ૯૪ વ્રતવિધાનવિજ્ઞાત=વ્રત કેમ કરવાં તે જાણનાર, વસિષ્ઠ.

## પ્રહર્ષિણી

સોંપેલી કુલપતિએ જ પર્ણશાળે
સૂઈને વ્રતવતી પત્ની સાથ એણે,
શિષ્યોના પઠનથી પુરી થાતી જાણી
રાત્રીને કુશશયને રહી વીતાડી. ૯૫

---

૯૫ કુલપતિ=દશ હજાર શિષ્યોને ભણાવનાર. વ્રતવતી=વ્રત ધારણ કરનારી. કુશશયન=દાભની પથારી.

## બીજો—સર્ગ.

### — દિલીપની ગૌરક્ષા —

ઉપજાતિ વૃત્ત

પછી પ્રજાના પ્રભુએ પ્રભાતે
        જાયાથકી પૂજિત ગંધમાલ્યે,
વનાર્થ પાઈ પય વત્સ બાંધી
        યશોધને ધેનુ ઋષિની છોડી. ૧
પતિવ્રતામાં પ્રથમે ગણાતી
        નરેશની પત્ની અનુસરંતી,
ખરી મૂકયે પાવન માર્ગ તેનો
        સ્મૃતિ ગ્રહે અર્થ જયમ શ્રુતિનો ! ૨

---

૧ જાયા=પત્ની, જન્મ આપનારી, પુત્ર જણશે એવું આમાં ભાવિ સૂચન છે; ગંધમાલ્ય=સુગંધી પુષ્પોની માળા; વનાર્થ=વનમાં જવા; યશોધન=યશરૂપી ધનવાળો. ૨ પ્રથમ=પ્રથમસ્થાને. સ્મૃતિઓ માત્ર શ્રુતિનું (વેદનું) જ અનુસરણ કરે છે તેમ.

યશો રૂડા, ને કરુણાળુ નૃપે
　　વળાવી વ્હાલી, પછી નંદિની તે,
સ્તનોરૂપી ચાર સમુદ્રવાળી
　　ગોરૂપધારી ધરિણી શું પાળી. ૩

વ્રતાર્થ ધેનુઅનુગામીએ તે
　　પાછા વળાવ્યા સહુ સેવકોને,
તેનું તનુરક્ષણ ના બીજાથી
　　રક્ષા સ્વભુજેજ મનુપ્રજાની. ૪

ખવાડી મીઠા ખડકોળીયા એ
　　ખંજોળીને, દંશ નિવારી પોતે;
સ્વચ્છંદ માર્ગેથી ન રોકી, એની
　　સેવા કરે ચિત્તથી ચક્રવર્તી. ૫

ઉભાથી ઉભે, ફરતાં ફરે, ને
　　બેઠાથી એ આસનવાળી બેસે,
પીધા પછીથી જળ એહ ઇચ્છે,
　　છાયા સમો ભૂપ અનુસરે છે. ૬

---

૩ ધરિણી=પૃથ્વી, જાણે પૃથ્વી ગાય સ્વરૂપે ન હોય ! પૃથ્વી ચાર સમુદ્રોથી વીંટળાએલી હોય છે તેમ ગાયને સમુદ્ર જેવા અખૂટ દૂધ આપતા ચાર આંચળ છે. ૪ પોતે એકલેજ વ્રત કરવાનું હોઇ સેવકોની કાંઈ જરૂર ન હતી. તનુરક્ષણ =શરીરરક્ષા; મનુપ્રજા=મનુના વંશમાં ઉત્પન્ન થએલ. ૫ દંશ=માખી મચ્છર વગેરેનું કરડવું; સ્વચ્છંદ=મરજી પ્રમાણે; ચક્રવર્તી=રાજાઓનો રાજા. ૬ રાજા નરજાતિમાં હોવા છતાં તેને છાયાની ઉપમા આપવામાં કાંઇ દોષ જણાતો નથી.

ત્યજ્યા છતાં ચિહ્નજ રાજ્યશ્રીને
        દીસે ધરંતો અતિ તેજથી એ.
નથી પ્રકાશી મદરેખ જેની
        ને ગુપ્ત એવો મદપૂર્ણ હસ્તી ! ૭
લતાતણા તંતુથી કેશ બાંધી
        વને ફરંતો ધનુને ચઢાવી.
રક્ષાર્થ મુનિતણી હોમ—ગૌના
        રાની પશુને કરતો શું શિક્ષા ! ૮
વાળ્યાથી પાછાં જન પાસ રે'તાં
        વરુણ શા એહની પાસ રે'લાં,
વૃક્ષો ઉચારે જયકાર વાણી
        મદેભર્યાં પક્ષી—સુરેથી એની. ૯
વાયુસખા શો નૃપ પૂજ્ય પાસે
        જતાં દૂરેથી પવને નમીને,
વધાવતી બાલલતા સુપુષ્પે,
        શું પૌરકન્યા શુભ અક્ષતોએ ! ૧૦

---

૭ રાજ્યશ્રીને=રાજાને યોગ્યશોભા. મદરેખ=મદની રેખા ૭ હોમ-ગૌ=હોમનાં સાધન ( દૂધ, દહીં ને ઘી ) આપનારી ગાય. વનમાં જનારા શિકારીઓ પોતાના વાળ બાંધી લે છે જેથી તે કાંટા કે ઝાંખરાંમાં ભરાય નહિ. હવે કવિ ૯ થી ૧૪ શ્લોકમાં વનમાં પણ રાજાનું પ્રભુત્વ વર્ણવે છે. ૯ વરુણ=વૈદિક દેવ—તે દુષ્ટને દંડી પુણ્યવાનનું રક્ષણ કરે છે; મદે ભર્યાં=ઉત્કટ મદવાળાં. પક્ષી—સુરે=વૃક્ષો બોલી શકતાં ન હોવાથી પક્ષીદ્વારા બંદિનું કાર્ય બજાવે છે. ૧૦ વાયુસખા=અગ્નિ; પૌરકન્યા નગરની કુમારીકાઓ. અક્ષત=આખા ચોખા.

ધાર્યું ધનુ તોય દયાથી ભીનું
        પ્રેમે ભર્યું એમ બતાવી દેતું,
તેનું તનુ જોતી નિશંક ચિત્તે
        હરિણી ચક્ષુફળ ખૂબ પામે. ૧૧

વાથી પુરાતાં જહીં રંધ્ર વેણુ
        કૂજી કરે કારજ વાંસળીનું,
સૂણે નિકુંજે યશ ભૂપ પોતે
        મોટે ગવાતો વનદેવીથી તે. ૧૨

ગિરિઝરાના કણુથી ભળેલો
        કંપ્યાં તરુ—પુષ્પની વાસવાળો,
વાયુજ સેવે તડકે તપ્યા, ને
        છત્રી વિનાના વ્રતશુદ્ધ એને. ૧૩

શાંતિ ધરે વૃષ્ટિ વિનાય વહ્નિ
        અતિ થતી ત્યાં ફળફૂલવૃદ્ધિ.
બલિષ્ઠથી નિર્બળ ના પીડાતાં
        પ્રવેશતો રક્ષક એ વને જ્યાં. ૧૪

---

૧૧ ચક્ષુફળ=નેત્ર સૌંદર્ય નિહાળવાનો લાભ. ૧૨ રંધ્ર=કાણાં; વેણુ=વાંસ; કૂજી=બજાવીને નિકુંજ=લતામંડપ. ૧૩ કંપ્યાં=ધ્રૂજતાં, વ્રતશુદ્ધ=વ્રતથી પવિત્ર થએલ. ૧૪ બલિષ્ઠ=બળવાન્ પ્રાણીઓ. નિર્બલ=નબળાં. મતલબ કે એ પૃથ્વીપતિનાં પનોતાં પગલાંથી સર્વને સુખ થતું.

સંચારથી શુદ્ધ કરી દિશાને
　　સંધ્યાસમે સ્થાન વિષે જવાને,
તૈયાર થાતાં મુનિધેનુ રાતી,
　　અને પ્રભા સૂર્યની પલ્લવો શી. ૧૫
દેવો, પિતૃ ને અતિથિક્રિયાર્થે
　　સુયોગ્ય ધેનુની પૂંઠે પળે એ.
તે સંતમાન્યેથકી ધેનુ થાતી
　　સાક્ષાત શ્રધ્ધા વિધિ સાથ તેવી. ૧૬
ઉઠે તળાવોથકી ઝૂંડજૂથો,
　　માળે જુએ ઉચ્ચ મુખે મયૂરો;
લીલા ખડે જ્યાં વસતાં હરિણો
　　તે શ્યામ રાનો નૃપ જાય જોતો. ૧૭
આઉ મહા ઉંચકતી પરાણે
　　પહેલવેત્રી, ભૂપ ભારી કાયે.
એ બે દીપાવેજ તપોવનેથી
　　પાછા જવાનો પથ સુગતિથી. ૧૮

---

૧૫ સંચાર=ફરવું તે; પ્રભા=કાન્તિ, પ્રકાશ. પલ્લવો=વૃક્ષનાં કુમળાં પાન. ૧૬ અતિથિક્રિયાર્થે=અતિથિ અને ક્રિયા માટેના ઉપયોગમાં સંતમાન્ય=સંતોમાં માન પામનાર. વિધિ પૂર્વકની શ્રદ્ધા નક્કી સફળ થાય છે. ૧૭ માળે=બેસવાનાં સ્થાન. (મોર માળા બાંધતા નથી.) શ્યામ=કાળા રંગનાં. રાત્રીની શરૂઆતમાં વૃક્ષના પડછાયા, કાળી ચામડીનાં ઝૂંડ, નીલા રંગના મોર અને કાળાં ધાબાંવાળાં હરણાંથી વન કાળું લાગતું. ૧૮ આઉ=અડણ, પથ=માર્ગ : સુગતિ=સુંદર ચાલ.

વસિષ્ઠધેનુની પૂંઠે વનેથી
        પાછા ફરેલા પતિને સુપત્ની,
નેત્રે પીએ પાંપણ ના હલાવી
        તૃષાથી પીડયો જ્યમ પાણી કોઇ. ૧૯

આગે કરાઇ નૃપનાથી માર્ગે,
        ને આવી જાતાં નૃપપત્ની સામે,
તેઓની વચ્ચે અતિ શોભતી ગા,
        શું દિન, ને રાત્રિની મધ્ય સંધ્યા ! ૨૦

પ્રદક્ષિણા કીધી પયસ્વિનીની
        સુદક્ષિણાએ કર પાત્ર ધારી,
અર્ચ્યું નમીને સુવિશાળ એનું
        લલાટ, શું દ્વારજ સિદ્ધિકેરૂં ! ૨૧

વત્સાર્થ ઉત્સુક છતાં સ્વીકારી
        ગાયે પૂજા, તેથી થયાંજ રાજી,
ભક્તો પરે એહસમાં દીસતાં
        ચિહ્નો પહેલાં ફળ આપવાનાં. ૨૨

---

૧૯ સુપત્ની=સુદક્ષિણા. તે ઋષિના આદેશ અનુસાર માંજે સામે લેવા જતી. ૨૦ પાછળ રાજા, વચમાં ગાય અને આગળ રાણી તે પૂરો થતો દિવસ, શરુ થતી રાત્રિ અને તે બેની વચમાં લાલરંગની સંધ્યા! કેવી સર્વાંગ સંપૂર્ણ ઉપમા! ૨૧ પયસ્વિની= પય-દૂધ દેતી, ગાય. પાત્ર=પૂજાપાત્ર. શરુઆતમાં ઉભાં અને ઉપર જતાં એકમેકની તરફ વળવાથી શીંગડાં દ્વાર-દરવાજાનો દેખાવ આપે છે. સિદ્ધિ= મનઃ કામના પુરી થવી તે ૨૨ વત્સાર્થ=વાછરડાને મળવા માટે, એહસમાં=એ ગાય જેવાં, અર્થાત્ મોટાઓનાં. મોટા પુરુષો ફળ આપશે, કે નહિ તેનાં લક્ષણ પ્રથમથીજ જોવામાં આવે છે.

ભુજે ઉખેડયા રિપુ તે દિલીપે
નમી ગુરુ, ને ગુરુપત્નીચર્ણે,
સૌ સાંજકેરા વિધિને સમેટી
દોહ્યા પછી દૂઝણી સેવી બેઠી. ૨૩

મૂકયાં બલિ, ને દીપ જેની પાસે
તે બેસતાં દંપતી તેહ બેસે,
સૂતા પછીથી સૂઇ એહ જાતાં
સૂતી ઉઠયે ઉઠી જતાં ઉષામાં. ૨૪

પ્રજાર્થ આવું વ્રત પાળતાના,
મહા યશસ્વી, મહિષીસખાના,
દુઃખોથકી દીન ઉગારતાના
દિનો વીત્યા છે ત્રણ×સાત ગુણ્યા. ૨૫

બીજે દિને એ નિજ દાસભકિત
જોવા ચહી ગો મુનિહોમકેરી,
તે પેઠી ગૌરીગુરુની ગુફામાં
ગંગાપ્રવાહે તૃણ કુમળું જયાં. ૨૬

---

૨૩ ગુરુપત્ની=અરૂંધતી. ૨૪ દંપતી=પતિપત્ની, ઉઠયે=ઉઠતાં ઉષામાં=પરોઢિએ. ૨૫ પ્રજાર્થ=સંતાન માટે. મહિષીસખા=રાણીન સોબતવાળો, ત્રણસાતગુણ્યા=૩×૭=૨૧. ગૌરીગુરુ=પાર્વતીનો પિત હિમાલય. તૃણ કુમળું શબ્દ કવિએ ખાસ હેતુપૂર્વક વાપર્યો છે કારણકે રાજાને ગાયનો ઈરાદો લગારેય સમજાય નહિ.

હલ્લો કરે ના મનથીય હિંસ્ર
        ધારી ગિરિશોભનમાં નિમગ્ન,
નૃપે ન ભાળી તવ ફાળ મારી
        સિંહેજ ધેનુ બળથી ગ્રહેલી. ૨૭
ગિરિની ગુફામહી દીર્ઘ થાતી
        ધેનુની રાડે, નગમાંહી ચોંટી,
તે દીનબંધુ નૃપકેરી દૃષ્ટિ
        જાણે ગ્રહીને રસી પાછી ખેંચી. ૨૮
રતુમડી ધેનુ પરે ઉભેલો
        ધનુર્ધરે કેસરીને નિહાળ્યો,
ગેરુભર્યા ઉચ્ચ ગિરિપ્રદેશે
        ખીલી રહ્યું લોધ્રતરુ શું હોયે ! ૨૯
ભોંઠો પડેલો, હરિગામી, સોનો
        શરણ્ય, સંહારક શત્રુઓનો,
વધાર્હ તે સિંહ વધેરવાને
        ભાથેથી ઇચ્છે શર ખેંચવા તે. ૩૦
ડાબાથી બીજો કર મારતાનો

---

૨૭ હિંસ્ર=વ્યાઘ્રાદિ હિંસક પશુ. ગિરિશોભન=પર્વતની કુદરતી શોભા. નિમગ્ન=તલ્લીન. ૨૮ દીર્ઘ=મોટે, નગ=ગિરિ, દીનબંધુ=દુઃખીનું દર્દ ટાળનાર. રસી=લગામ. ૨૯ ધનુર્ધરે=ધનુષ્ય ધારણ કરનાર, રાજા. કેસરી=સિંહ, ગેરુભર્યા=ગેરુ-લાલમાટીથી ભરેલો, ગિરિપ્રદેશ=પર્વતની ટુંક. લોધ્રતરુ=પીળચટા રંગનું વૃક્ષ, ૩૦ હરિગામી=સિંહની પાછળ પડનારો, શરણ્ય=આશ્રયદાતા. વધાર્હ=વધને યોગ્ય, (સિંહનું વિશે૦)

નખે ઉજાળ્યાં જહીં કંકપત્રો,
તે બાણપુંખે થીજી અંગુલિઓ
ચિત્રેલ ચિત્રે સરીખો સુહાતો. ૩૧

સ્થંભ્યાથી બાહુ બહુ કોપવાળો
ન સ્પર્શતાં પાપી કને ઉભેલો,
રાજા બળે નિજ બળેથી ઉરે
મંત્રૌષધે બાધિત સર્પપેરે. ૩૨

તે આર્યને માન્ય, શૂરા હરિ શા,
સ્વવિષયે વિસ્મિત, ને મનુના
સુવંશકેરા ધ્વજ ભૂપને કે'
ધેનુ પીડી સિંહ મનુષ્યવાકયે. ૩૩

રાજા! તમારો શ્રમ શાંત થાઓ
યોજ્યા છતાં વ્યર્થજ આંહી શસ્ત્રો,
વાયુતણો વેગ તરુ ઉખેડે
તેનું ન ચાલે ગિરિમાં કશુંએ. ૩૪

---

૩૧ ડાબાથી બીજો=જમણો, કંકપત્રો=બાણને છેડે બાંધવામાં આવતાં કોઇ પક્ષીનાં પીંછાં. થીજી=ઠરી ગઇ સુહાતોનો કર્તા 'કર' છે. ૩૨ પાપી=પાપ કરનાર, સિંહ, મંત્રૌષધે=મંત્ર અને ઔષધવડે. બાધિત=જેની શક્તિ બંધાઇ ગઇ છે એવો. ૩૩ હરિ=સિંહ. ધ્વજ=મુખ્ય. મનુષ્યવાક્યે=માણસની વાચાથી. ૩૪ આંહી=આરા પર.

કૈલાસ શા શ્વેત વૃષે ચઢંતાં
　　　　પવિત્ર જ્યાં પીઠ પદો અડંતાં,
મને લહે કિંકર શંભુનો તે
　　　　કુંભોદર પ્રિય નિકુંભનો ને, ૩૫

જે દેવદારુ તું અગાડી જુએ
　　　　તેને ગણ્યો પુત્રની જેમ શિવે,
ને હેમકુંભો સમ સ્કંદમાના
　　　　સ્તને ઝરંતું પય પી રહ્યો આ ૩૬

ખંજોળતાં કોદી વનદ્વિપેથી
　　　　ગંડસ્થળે છાલ છણાઇ એની,
ગૌરી કરે શોક નિહાળી તેને
　　　　દૈત્યાસ્ત્રથી સ્કંદ વિંધ્યો શું હોયે ! ૩૭

તે વારથી આ ગિરિખીણુમાંહે
　　　　શિવે ડરાવા વનહસ્તીઓને,
કરી મને કેસરી આંહી નીમ્યો.
　　　　ખોળે પડયું ખાઇ જીવું છું હું તો. ૩૮

---

૩૫ શ્વેત=સફેદ. વૃષ=પોઠીઓ. પદો=પગ કિંકર=દાસ. હું શંભુનો દાસ અને નિકુંભનો પ્રિય—મિત્ર છું. નિકુંભ એ પાર્વતીનો સિંહ હતો. ૩૬ દેવદારુ=દેહદારનું વૃક્ષ. હેમકુંભ=સોનાના ઘડા. સ્કંદમા=સ્કંદ—કાર્તિકેયની મા, પાર્વતી. ૩૭ વનદ્વિપ=વગડાઉ હાથી—દ્વિપ—બે વડે ( સૂંઢ અને મ્હોં ) પીનાર. ગૌરી=પાર્વતી; દૈત્યાસ્ત્ર—તારકાસુરનાં આયુધ. ૩૮ ખોળે પડયું=આકાશવૃત્તિથી આવી મળે તે.

ભૂખ્યા મને છે બસ ભૂખ માટે
આ પારણું લોહીતણું મળ્યું તે,
દેવે ઠરાવ્યા શુભ કાળયોગે,
રાહુ સુધા જેમ શશીની પીએ. ૩૯

લજ્જા તજીને વળ તેથી પાછો
તેં ભક્તિ દાખી ગુરુના પ્રતિ તો,
જે ના બચે શસ્ત્રથી, તે હણાતાં
આયુધધારીયશ ના ઘટે ત્યાં. ૪૦

મૃગેન્દ્રનાં આ મહતા ભરેલાં
નરેન્દ્ર સૂણી વચનો રૂપાળાં,
શિવપ્રભાવે અટકયાંજ શસ્ત્રો
માની મને શાંત પછીથી થાતો. ૪૧

પ્હેલાંજ થંભ્યા શરના પ્રયોગે
યત્ને ન ફાવી સિંહને સૂણાવે,
ત્રિનેત્રનેત્રે જડ શું થએલો,
વજ્રી દીસે વજ્ર વછોડનારો. ૪૨

---

૩૯ પારણું=ઉપવાસને અંતે મળતું ભોજન. સુધા=અમૃત; દેવે=પરમેશ્વરે. આ ઉપમા અતિ અર્થભરી છે. ચંદ્ર છાયામાંથી પસાર થતાં કંઈક લાલ દેખાય છે, એટલે ગાયની સાથે સરખાવાય, કાળિદાસને ગ્રહણ સંબંધી ઉત્તમ જ્ઞાન હશે. ૪૦ આયુધધારીયશ—આયુધોવાળાના કીર્તિ. ૪૧ મૃગેન્દ્ર=પશુઓનો ઇંદ્ર, સિંહ. શિવપ્રભાવ=શિવશક્તિ. ૪૨ પ્રયોગે =વાપરવામાં. ત્રિનેત્રનેત્ર=ત્રિનેત્રવાળા શિવની દષ્ટિ વજ્રી=ઇન્દ્ર. પૂર્વે જ્યારે અસુરોએ દેવોને ખૂબ હેરાન કર્યા, ત્યારે શિવે તેમનાં

મૃગેન્દ્ર ! ચેષ્ટા અટકયાથી મારી
 વાણી ભલેને હસવા સરીખી,
જાણો તમો અંતરભાવ સૌના
 આથી કહું છું વચનોજ હું આ. ૪૩

તે માન્ય મારે જડચેતનોના
 ઉત્પત્તિ. સ્થિતિ, લય લાવનારા,
છતાં હું સામે ધન નાશ થાતું
 ના અગ્નિહોત્રી ગુરુનું ઉવેખું. ૪૪

મારા શરીરે કરી પારણું આ
 ને ટાળી તારી ભૂખને ખૂશી થા,
જેનો અધીરો અતિ વત્સ સાંજે
 એવી મુનિ ધેનુ હવે મૂકી દે. ૪૫

---

ત્રણે શહેરને આગ લગાડી બાળવા માંડયાં તે જોવા દુર્ગા હાથમાં એક પ્રભાવશાળી બાલક લઇને આવ્યાં. બાળકના પ્રભાવથી ઇર્ષાળુ ઇન્દ્રે તેને મારવા વજ્ર ઉગામ્યું, પણ તેનો હાથ ચોંટી ગયો બ્રહ્મા-એ બાળકને શિવ તરીકે ઓળખાવતાં ઇન્દ્રે પ્રાર્થનાથી તેમને પ્રસન્ન કર્યા હતા. ૪૩ અંતરભાવ= દીલનીવાત.

૪૪ અગ્નિહોત્રી=ઘરમાં નિત્ય અગ્નિરાખી તેને આહુતિ આપનાર. ઉવેખું =મનમાં ન લેવું તે. એકબાજુ ગાય વિના અગ્નિહોત્રી ગુરુની યજ્ઞક્રિયાનો લોપ થાય, અને બીજી બાજુ શિવના આદેશનો ભંગ થાય. આવી સંકડામણમાં ફસાયલો રાજા ૪૫મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે માર્ગ કાઢે છે.

ગિરિગુફામાંહી તિમિરના તો
        સ્વદંતકિર્ણે કકડા કરંતો,
ભૂતેશનો પાર્શ્વદ તે ફરીને
        આછું હસી ભૂપતિને કહે છે. ૪૬

આ એક છત્રે જગનું પ્રભુત્વ
        શરીર રૂડું, વય તો નવીન,
ચાહે ગુમાવા સહુ અલ્પ માટે
        વિચારમાં મૂર્ખ મને તું ભાસે. ૪૭

જો તારી કૃપા જીવમાંહી હોશે
        તો ગાય આ જીવતી તુજ ભોગે,
પરંતુ તું જીવીશ, તો દુઃખોથી
        પ્રજેશ! પાળીશ પ્રજા પિતા શું. ૪૮

અગ્નિ સમા એકજ ધેનુવાળા
        ગુરુથી બીએ તું, ગુહ્ને ખીજેલા,
દૈ ટાળજે ક્રોધજ તો મુનિનો
        ઘડા સમાં આઉની ગૌ કરોડો. ૪૯

---

૪૬ સ્વદંતકિર્ણે=પોતાની દાઢોના પ્રકાશથી. ભૂતેશ=પ્રાણીઓના પ્રભુ, શંકર. પાર્શ્વદ=અનુચર. ૪૭ પોતાના લાભ ભૂલી જતા રાજાને હવે સિંહ સમજાવવા યત્ન કરે છે। ૪૮ પ્રજેશ=પ્રજાનો પ્રભુ, નૃપાળ. ગાય કરતાં પ્રજાને પાળવી એ રાજાનો પ્રથમ ધર્મ છે. ૪૯ અગ્નિસમા–અગ્નિ જેવા. પવિત્ર અને પ્રતાપી. ગુહને ખીજેલા=તારા વાંકથી ઉગ્ર થએલા.

તો રક્ષ કલ્યાણુપરંપરાનું
ભોક્તા. અને પુષ્ટ શરીર આ તું.
મહી અડચું એ વિણ ફેર બીજો
સુરાજ્ય, ને ઇન્દ્રપદે ન હીઠો. ૫૦

મૃગેન્દ્ર એવું વદી વિરમ્યો જ્યાં
એનો પડયો છે પડઘો બીણે ત્યાં,
શૈલેશચે ઉચ્ચ સુરે સુણાવે
ક્ષિતીશને અર્થ શું એજ પ્રેમે. ૫૧

મહેશના દાસની એહ વાણી
સૂણી મનુષ્યેન્દ્ર વધો ફરીથી,
તેણે ગ્રહ્યો. ગાભરી આંખથી એ
જોતી હતી ધેનુ દયાળુ સામે. ૫૨

ક્ષતેથી રક્ષે સહી એમ ઉચ્ચો
"ક્ષત્રિય" શબ્દ ત્રિજગે થએલો,
ફરી જતાં તે પછી રાજ્યથી શું ?
નિંદાથી મેલા વળી પ્રાણુથી શું ? ૫૩

---

૫૦ ભોક્તા=ભોગવનાર, ઇન્દ્રપદ=ઇદ્રાસન. મહી-ધરતી. સમૃદ્ધિથી છલકાતું સામ્રાજ્ય ઇન્દ્રાસનથી જરાએ ઉતરતું નથી. ૫૧ શૈલેશ-હિમાલય, ક્ષિતીશ=પૃથ્વીપતિ,દિલીપ. ૫૨ મહેશ=શંભુ, મનુષ્યેન્દ્ર-રાજા, તેણે=સિંહે. ૫૩ ક્ષત-વિનાશ, સહી=નક્કી, ત્રિજગ=ત્રણેલોક. ફરીજતાં=ઉલટાઈ જતાં.

કાં ટાળી હું રીસ શકું મુનિની
ગાયો હઇ દૂઝણી માત્ર બીજી?
ઓછી ન આને સુરભિથી જાણુ,
પ્રહાર તારો શિવશક્તિથીજ. ૫૪

સ્વદેહકેરૂં હઈ મૂલ્ય આને
બચાવું હું આપથી ન્યાય્ય તે છે,
ના પારણું નષ્ટ તમારૂં થાયે
ના લુપ્ત મુનીશ્વરની ક્રિયાયે. ૫૫

આ દેવ વૃક્ષે તુજ યત્ન ભારે
હોઇ પરાધીન તું જાણુતો, કે
સ્વામીની પાસે ઉભવું અશક્ય
સાજા સમા આવી ગુમાવી રક્ષ્ય. ૫૬

અવધ્ય વા જો મુજને તું માને
કૃપાળુ થા તો મુજ કીર્તિકાયે,
મારા સરીખાની વિનાશી પિંડે
ભૌતિક આસ્થા જરીએ ન હોયે. ૫૭

---

૫૪ દૂઝણીમાત્ર=ફકત દૂધજ આપનારી. ૫૫ ન્યાય્ય=ન્યાયયુક્ત, મુનીશ્વર=મુનિઓમાં ઇશ્વર, વસિષ્ઠ. ૫૬ પરાધીન=પારકો. તાબેદાર. રક્ષ્ય=જેની રક્ષા કરવાનું સ્વીકાર્યું હોય તે. ૫૭ અવધ્ય=વધ કરવામાં અયોગ્ય. કીર્તિકાય=યશરૂપી શરીર. ભૌતિક=પંચ મહાભૂતોથી બનેલો.

સંબંધ સંભાષણથી કહ્યો તે
        થયો આપણો સંગથકી વનાન્તે,
તો તોડવી તે તમને ઘટે ન
        સંબંધી મારી પ્રીતિ શંભુદાસ! ૫૮
'ભલે' કહી ગૌ મૂકતા હરિને
        તુર્ત પ્રતિષ્ટંભથી હાથ છૂટયે,
ફેંકી દઇ શસ્ત્ર દિલીપ દેહ
        અર્પી દીએ માંસતણો શું પિંડ! ૫૯
બીજી પળે પાળક તે પ્રજાનો
        તરાપ જ્યાં સિંહની કલ્પી ઉભો,
નીચા મુખાળા નૃપની પરે ત્યાં
        વિદ્યાધરે પુષ્કળ પુષ્પ વેર્યાં. ૬૦
વિસ્મિત તેને પછી ધેનુ કે' છે
        માયાકરી નાણી લીધો તને મેં,
ઋષિપ્રભાવે યમરાજ પોતે
        મને હણે ના, પછી હિંસ્ર કો એ? ૬૧
'તું ઊઠ બેટા' સુણી વાણી એવી
        ઉભો થતાં અમૃતથી ભરેલી,
માતા સમી પ્રસ્રવિણી ભૂપાળે
        સામે દીઠી ધેનુ, ન કેસરીને. ૬૨

---

૫૮ પહેલી વાતચીત થયા પછી મિત્રતા થાય છે. વનાન્તે= વનભાગમાં.૫૯ પ્રતિષ્ટંભ=સજ્જડ ચોંટી જવું તે. ૬૦ કલ્પી= કમાવ્યું મારશે એમ ધારીને. વિદ્યાધર=સ્વર્ગમાં ગાવા બજાવાનું કાર્ય કરતી એક જાત. ૬૨ પ્રસ્રવિણી=દૂઝણી

ગુરુપ્રીતિ, ને મુજમાં દયાથી
　　પ્રસન્ન છું, તું વર માગ ભાઈ,
ન માત્ર હું તો પય આપનારી
　　મને લહે કામદુધા રીઝેલી. ૬૩

સંતોષતો યાચક જેહ, હસ્તો
　　જોઈ, સ્વહસ્તે વીરતા વરેલો,
તે ભૂપ માગે કુલવૃદ્ધિવાળો,
　　સુદક્ષિણાથી સુત કીર્તિવાળો. ૬૪

સંતાનકામી નૃપને ' तथास्तु ' ।
　　તે દૂઝણીએ કહી પાછું કીધું,
" દોહી તું મારૂં પય પત્રપુટે
　　પ્રીતિથી હે પુત્ર ! પવિત્ર પીજે." ૬૫

વત્સ, અને હોમવિધિ પછીજ
　　મુનિની આજ્ઞા લઇ બાકી માત !
પીવા તમારા દૂધને ચહું છું
　　ષષ્ઠાંશ ખાઉં જયમ સાચવી ભૂ. ૬૬

---

૬૩ વર=વરદાન. ૬૪ યાચક=માગણુ. કુલવૃદ્ધિવાળો= કુળની વૃદ્ધિ જેનાથી થાય તેવો. ૬૫ સંતાનકામી=પુત્રની ઇચ્છાવાળો. પત્રપુટ=દડીયો. ૬૬ ષષ્ઠાંશ=રાજાઓ ભૂમિરક્ષણના બદલામાં ઉપજનો છઠ્ઠો ભાગ લેતા હતા તે.

આ રીત ભૂપાળથી વિનવેલી
વસિષ્ઠધેનુ બની પૂર્ણ રાજી,
તે સાથ હિમાચળની કુખેથી
પહોંચી તે આશ્રમ ના શ્રમેથી, ૬૭
પ્રસાદ તેનો પ્રસન્નેન્દુમુખો
ગુરુ નૃપોનો ગુરુને કહેતો,
પ્રહર્ષચિહ્ને પછી જે જણાતો
ફરી પ્રિયાને વચને કહેતો! ૬૮
અનિંદ્ય, ને સંત પરે દયાળે
તૃષ્ણાથી, આજ્ઞા લઈ ગુરુની તે,
નંદિનીનું દૂધ સુકીર્તિ જેવું
તે વત્સ, ને હોમથી શેષ પીધું. ૬૯
પ્રીતે કરાવી વ્રતપારણું, ને
પ્રસ્થાનની આશિષ શુભ દેને,
તે દંપતીને નિજ રાજધાની
વળાવતા સંયમી ગુરુ નક્કી ૭૦
પ્રદક્ષિણા પ્હેલી હુતાશકેરી.
પછી ગુરુની, ગુરુપત્નીકેરી,
ને વત્સવાળી કરી ધેનુકેરી
ચાલ્યો સદાચારથી તે પ્રતાપી. ૭૧

---

૬૭ ના શ્રમેથી= થાક્યા વિના. ૬૮ પ્રસન્નેન્દુમુખો =ખીલેલા ચંદ્રના જેવા મુખવાળો દિલીપ. ૭૦ પ્રસ્થાન=સ્થળાન્તર કરવું તે. ૭૧ હુતાશ=હોમેલું ખાઇ જનાર, અગ્નિ.

ધ્વનિથી દેતા સુખ કાનને, ને
        આરામવાળા રથમાં ચઢીને.
સ્વધર્મપત્ની સહ તે સહિષ્ણુ
        માર્ગે પડ્યો પૂર્ણ મનોરથે શું ! ૭૨
પ્રજા સહુ દીર્ઘ સમે દીઠાથી
        પ્રજાર્થ કાયા વ્રતથી સૂકાવી,
તેને જુએ તૃપ્તિ ન પામી નેત્રે
        શું ઔષધિનાથ નવો ઉગ્યો તે ! ૭૩
ધ્વજા ઉડંતા પુરમાં પ્રવેશી,
        શ્રીમાન એ શક્ર સમો પ્રજાથી.
સત્કાર પામી, ભુજગેન્દ્ર જેવા
        ભુજે ધરે પાછી ધરાની ધુરા. ૭૪

માલિની

મુનિનયનથી જાયા ચંદ્રને જેમ વ્યોમ
        સુરનદી જયમ ધારે વહ્નિએ નાખ્યું તેજ,
નૃપકુલ વધવાને ગર્ભને તેમ ધાર્યો
        મહીપની મહિષીએ લોકપાલે સજેલો ૭૫

---

૭૨ સહિષ્ણુ=સહનશક્તિવાળો. મનોરથે=અભિલાષામાં, અર્થાત્ તરંગરૂપી રથમાં. ૭૩ ઔષધિનાથ=ચંદ્રમા—રાજાને નવીન ચંદ્ર કહ્યો, તે અનેક રીતે યોગ્ય છે. ૭૪ શ્રીમાન્=વૈભવવાળો. શક્ર =ઇન્દ્ર. ભુજગેન્દ્ર=શેષનાગ. ૭૫ મુનિનયન=અત્રિઋષિના નેત્રથી ચંદ્રની ઉત્પત્તિ હરિવંશમાં વર્ણવી છે. સુરનદી=આકાશગંગા. હોલાનું રૂપ ધરેલા અગ્નિએ મહાદેવનું વીર્ય સહન નહિ કરી શકાયાથી ગંગામાં નાખી દીધું હતું.

# ત્રીજો-સર્ગ.

## —રઘુનો જન્મ—

### વંશસ્થ વૃત્ત.

પછી ફળ્યો નાથતણો મનોરથ
        સખીની દૃષ્ટિપ્રતિ કૌમુદીસમ;
રવિતણા વંશનું વૃદ્ધિકારણ
        સુદક્ષિણા ધારતી ગર્ભલક્ષણ. ૧
શરીરશોષે, બૂજ ભૂષણોથકી,
        મુખેકરી દીસતી ફિક્કી લોધ્ર શી
વિરલાય જ્યાં તારક, પાંડુ ચંદ્રથી
        પ્રભાતકેરી સમીપે શું શર્વરી !! ૨

---

૧ વૃદ્ધિકારણ=વંશ વધવાનું મૂળ: ગર્ભલક્ષણ=ગર્ભ રહ્યાનાં ચિહ્ન. ૨ વિરલાય જ્યાં તારક=તારા વીરલી લેવાય એવી, અર્થાત્ ઓછા તારાવાળી: શર્વરી=રાત્રિ: ' પ્રભાત કેરી સમીપે ' કહેવામાં ભાવિ બાળક સૂર્ય સમાન પ્રતાપી થશે એમ જણાય છે.

મહીપ માટીથી સુગંધી મુખને
　　ન તૃપ્તિ એકાન્તમહીં સૂંઘી ધરે,
ગજેન્દ્ર સિંચી વનની તળાવડી
　　જતે ઉનાળે શું પયોદબિંદુથી ! ૩

સુરેન્દ્ર સુરાલય જેમ માણશે
　　મહી મહિષીસુત ચક્રવર્તી તે,
ધર્યું જ એથી મન એ મનોરથે
　　તજી સહુ અન્ય રસોય રાણીએ. ૪

સ્પૃહાળુ વ્હાલી કંઈ વસ્તુ માગધી
　　કહેતી તે કાંઈ મને ન લાજથી,
વિચારી એવું પૂછતો પળે પળે
　　સખીપ્રતિ પ્રેમથી કોસલેશ તે. ૫

સહેતી તે દોહદદુઃખ જે ચહે
　　ચીજોય તે આણી દીધી સહુ જુએ,
ચઢાવતાં ચાપજ એહ ભૂપને
　　અલભ્ય ના ઇચ્છિત ઇંદ્રભુવને ૬

---

૩ કેટલીક ગર્ભવંતી સ્ત્રીઓને માટીખાવાની દોહદ થાય છે. ૪ જેમ ઈંદ્ર સ્વર્ગ ભોગવે છે તેમ રાણીનો પુત્ર મહીને ભોગવશેઃ એ મનોરથે=માટી ખાવામાં. ૫ સ્પૃહાળુ= સ્પૃહા-ઇચ્છાવાળીઃ ૬ ચાપ-ધનુષ્ય ચઢાવતાં ઇન્દ્રભુવનમાંની ચીજો પણ એને અલભ્ય ન હતી.

ક્રમે કરી એ તરી દોહદવ્યથા,
શરીર ખીલ્યાથકી શોભતી તથા,
પુરાણ પત્રો ક્ષય પામવા પછી
લતા દીસે જેમ મનોજ્ઞ પાનથી. ૭

વિશેષ પામી સ્થૂલતા દિનો જતાં
સ્તનો મુખે કૈંક થઈ રહ્યાં નીલાં,
ગણે ન કાંઇ ભમરે ભરેલ તે
સુજાતિના અબ્જની કોષલક્ષ્મીને. ૮

ધરંત ગર્ભે નિધિ મેદિની સમી,
છુપ્યો જહીં પાવક તે શમી સમી,
મહીંજ પાણીની સરસ્વતી સમી
ગણી નૃપે ગર્ભિણી એહ માગધી. ૯

પ્રિયાપ્રતિ પ્રેમ, ઉદાર દીલને,
ભુજેથી જીતેલ દિગન્તલક્ષ્મીને,
સંતોષને, યોગ્ય ધીરે ક્રિયા પછી
યથાક્રમે પુંસવનાદિ સૌ કીધી. ૧૦

---

૮ મુખે=ડીંટીએ: કોષલક્ષ્મી=પાંખડીની શોભા. બે સ્તનોને ભમરા બેઠેલા કમળથી ચઢિઆતાં વર્ણવ્યાં છે. ૯ ગર્ભે=અંદરના ભાગમાં: નિધિ=રત્નભંડાર. મહીં=અંદર વહેતી. ભાવિપુત્ર રત્નાકર, અગ્નિ અને પાણીની પેઠે લોકકલ્યાણમાં પ્રવર્તશે એવું સૂચન છે. ૧૦ સંતોષ=પુત્ર થશે એવી ભાવના. ધીરે=ધીરજવાળા દિલીપે. પુંસવનાદિ=પુંસવન, અવલોભન અને સીમંતોન્નયન.

સુરેન્દ્રઅંશી અતિ ગર્ભભારથી
　　　　કયમે કરી આસનથી થતાં ઉભી,
વિવેક માટે કર જોડતાં શ્રમે
　　　　ચલંત નેત્રે નૃપ રીઝતો મને. ૧૧
શિશુચિકિત્સામહી યોગ્ય, ને વળી
　　　　હિતસ્વી વૈદ્યે કરી પુષ્ટિ ગર્ભની,
પ્રસૂતિકાળે નૃપ જોઈ વ્હાલીને
　　　　પ્રસન્ન થાતો, ઘનથી શું આભને ! ૧૨
રહેલ ઉંચા, નહિ અસ્ત પામિયા
　　　　ગ્રહોય પાંચે શુભ ભાગ્ય દાખતા,
કુમાર તેવો શચી શી સમે જણે,
　　　　ત્રિસાધના શક્તિથકી શું અર્થને ! ૧૩
ખીલે દિશાઓ, સુખી વાય વાયરા
　　　　અસવ્ય ઝાળે હવિ અગ્નિ ઝાલતા,
થતું બધુંએ સુખકારી એ સમે
　　　　જનાર્થ એવા જન જન્મ તો ધરે. ૧૪

---

૧૧ સુરેન્દ્રઅંશી=લોકપાલોના અંશવાળો: ૧૨ ઘનથી શું આભને=મેઘથી છવાયલા આકાશને જોઈ ( લોકો ) રાજી થાય તેમ. ૧૩ સૂર્ય મેશનો, ચંદ્ર વૃષભનો, મંગળ મકરનો, બુધ કન્યાનો, ગુરુ કર્કનો, શુક્ર મીનનો, અને શનિ તુલારાશિનો હોય તો તે ઉંચા સ્થાનના કહેવાય છે. આમાંના કોઇ પણ પાંચ. શચી=ઇન્દ્રાણી: સમે=દસમે માસે. ત્રિસાધના=પ્રભાવ, મંત્ર અને ઉત્સાહ આ ત્રણ સાધનાવાળી શકિત. ૧૪ અસવ્ય=જમણું:

પ્રસૂતિ-ખંડે પ્રસર્યા દિશામહી
સુજન્મવાળા સુતના સ્વતેજથી,
નિશાપ્રદીપો સહસા પડયા ફિકા
સુહાય તે ચિત્રવિષે રહેલા શા ! ૧૫

વધામણી અમૃત તુલ્ય અક્ષરે
કુમાર જન્મ્યાતણી આપનારને,
અશકય દેવા ત્રણ વસ્તુ ભૂપને
શશાં શી છત્રી વળી ચામરોજ એ, ૧૬

હવા વિનાના સ્થિર પદ્મની સમા,
ચખેથી કાન્તિ સુતકેરી પી રહ્યા,
નૃપાળનો હર્ષ ન માય ચિત્તમાં
પયોધિનું પૂર શું ચંદ્ર પેખતાં ! ૧૭

તપોવનેથી તપસી પુરોહિતે
સમગ્ર સંસ્કાર કર્યાથી આવીને,
દિલીપનો પુત્ર અધિક ઓપતો
શરાણુ નાખ્યો મણિ ખાણુનિપજ્યો ! ૧૮

---

૧૫ નિશાપ્રદીપો= મધ્યરાત્રિના દીવા. તે ઝાંખા પડી ગયા એવું એ બાળકનું તેજ હતું. ૧૬ છત્રચામર રાજચિહ્ન હોવાથી કોઇને આપી શકાય નહિ. ૧૭ ચખ=ચક્ષુઃ ૧૮ સમગ્ર= જાતકર્માદિ બધા. મણિ મૂળ તો તેજસ્વી હોય જ છે. તેને શરાણે ચઢાવે તો શું બાકી રહે !

અવાજ કર્ણપ્રિય શુભ વાદ્યના
        પ્રમોદનૃત્યો સહ ગુણિકાતણા,
ન માત્ર મ્હેલોમહીં એ મહીપના
        થતા, પથે કિંતુ સુરેન્દ્રલોકના. ૧૯
સ્વપુત્રજન્મે ખૂશ પાળનારને
        હતું ન બંદી, નૃપ છોડી તે શકે,
વિમુક્ત પોતાની કરીજ જાતને
        પિતૃઋણે બાંધી હતીય એક તે. ૨૦
શિશુ જશે આ શ્રુતિપાર પામવા
        અને રણે આ રિપુઅંત આણવા,
વિચારી એવું ગમનાર્થ જાણતા
        નૃપે પડાવ્યું ' રઘુ ' નામ તો મહા. ૨૧
સુલક્ષ્મીવાળા પિતુના પ્રયત્નથી
        શરીરના શુભ સદા વિભાગથી,
વપુતણી વૃદ્ધિ રઘુ વધારતો
        રવિતણાં કિર્ણથી બાળ ચંદ્ર શો. ૨૨
ઉમાઉમાકાન્ત કુમારથી, વળી
        યથા જયન્તેથી શચીશચીપતિ,
તથા મહીપાલ અને મહિષી તે
        થતાં ખુશી તે સમ તેહવા સુતે. ૨૩

---

૧૯ સુરેન્દ્ર લોકનો પથ=આકાશ. ૨૧ શ્રુતિપાર=વેદનું ઉંડાણઃ ગમનાર્થ=જવાનો અર્થ ( લંઘ્ અથવા લઘ્—રઘ્. સંસ્કૃતમાં લ અને ર નો ભેદ ગણાતો નથી. ) ૨૩ ઉમાઉમાકાન્ત=પાર્વતી પરમેશ્વર, કુમાર=કાર્તિકેય સ્વામી, જયન્ત=ઇન્દ્રઇન્દ્રાણીનો પુત્ર, તે સમ=તેઓની પેઠે.

રથાંગનામો સમ ભાવથી ભર્યો
　　હતોજ જે પ્રેમ પરસ્પરે ઠર્યો,
વિભકત થાતાં સુત એકથીય તો
　　પરસ્પરે તેહ સદા ખીલ્યો જતો. ૨૪

વદે સુવાણી શીખવાડી ધાત્રીથી
　　અને ફરે અંગુલિ સાહી એહની,
થતો વિનમ્ર પ્રણિપાત શીખવે
　　પ્રમોદ પિતૃ-મનમાં શિશુ પૂરે. ૨૫

શરીરના યોગથી જન્મતા સુખે
　　સુધા ત્વચામાં ભરતા તનુજને,
ચડાવી ખોળે મીંચી ભૂપ લોચનો
　　સ્વપુત્રના સ્પર્શ-રસે ડૂબી જતો. ૨૬

અને સ્થિતિરક્ષક ભૂપ વંશને
　　ગણે થયો સ્થિર કુમાર જન્મતે,
ગુણાગ્રયવાળા પ્રભુ વિષ્ણુના વડે
　　પ્રજેશ માને સ્થિર જેમ સૃષ્ટિને. ૨૭

કરાવી ચૂડા ઝુલફાં ઝુલાવતા
　　સચિવસુતો સહ તે સમોવડા,
લિપિ ગ્રહી વાઙ્મયમાં પ્રવેશતો
　　નદીતણા મુખથી સાગરે શું કો ! ૨૮

---

૨૪ રથાંગનામો= ચક્રવાકની જોડી; વિભકત=વિભાગવાળો, ૨૫ પ્રણિપાત=પગે પડવાનું ૨૬ ગુણાગ્ય = ત્રણ ગુણમાં આગળનો ગુણ. સત્વ, પ્રજેશ=બ્રહ્મા ૨૮ ચૂડા=ત્રીજે વર્ષે વાળ ઉતરાવવા તે. વાઙ્મય=સાહિત્ય.

જનોઇ દૈને ગુરુ જ્ઞાનમાં પુરા
ગુરુતણા એ પ્રિયને પઢાવતા,
થતા પ્રયત્નો ફળદાયી તેમના
ફળે પ્રયોજી નકી પાત્રમાં ક્રિયા, ૨૯
સમગ્ર બુદ્ધિ-ગુણથી ઉદારધિ
ક્રમેથી એ ચાર મહોદધિ સમી,
તર્યો સુવિદ્યા, પવનો ટપી જતા
હયોવડે જેમ દિશાપતિ દિશા ! ૩૦
ત્વચા ધરી તેહ પવિત્ર રુરુની
પિતાથી અસ્ત્રો શીખતોજ મંત્રથી
ન માત્ર તેનો પિતુ એક રાજવી
હતો, ધરામાં ધનુધારી તો વળી. ૩૧
જ્યમે થતો વત્સ મહાન ખુંટીઓ
જ્યમે થતો હસ્તિ—શિશુજ હાથિઓ,
ત્યમે રઘુ શૈશવમાંથી યૌવને
પ્રવેશી પોષે વપુને મહા ગુણે. ૩૨
પછીથી ગોદાનવિધિ કરી, અને
વિવાહદીક્ષા રઘુને દીધી નૃપે.
નરેન્દ્રકન્યા પતિ શુભ મેળવી
શશીથકી દક્ષસુતા શી શોભતી. ૩૩

---

૨૯ પ્રયોજી=વાપરેલી. પાત્ર=સુપાત્ર. ૩૦ ઉદારધિ=ઉદાર બુદ્ધિવાળો દિશાપતિ=સૂર્યનારાયણ, ૩૧ રુરુ=મૃગની એક જાત. ૩૨ વત્સ=વાછરડો, ખુંટીઓ=બળદ. ૩૩ ગોદાનવિધિ= બ્રાહ્મણને સોળમે વર્ષે, ક્ષત્રિયને બાવીસમે વર્ષે અને

યુવાન, ધુરા શી ભુજા વડી, વળી.
બલિષ્ઠ, ગ્રીવા ઉંચી, છાતી છાટ શી!
વધુ વધ્યાથી ગુરુથી વધી જતો
તથાપિ નીચો વિનયેથી દીસતો. ૩૪

પ્રજાની પોતે ચિર ધારેલી ધુરા
અતીવ ભારે હળવી ચહી રહ્યા
નૃપે, સ્વભાવે, શીખથી વિનમ્રને
પછી નિવાજ્યો યુવરાજના પદે. ૩૫

નરેન્દ્રની મૂળ જગા તજી શ્રીએ
સ્વીકાર્યું અંશે યુવરાજ સ્થાનને,
જતી ગુણોની અભિલાષી તે ખરે
સરોજ જુનેથી નવીન ઉત્પલે. ૩૬

સહાય સાથે જ્યમ વહ્નિ વાયુની
ઘનો ટળ્યાથી જ્યમ સૂર્ય ને વળી,
મદપ્રકાશે ગજ, તેમ દિલીપ
થયો રઘુસ્હાયથકી સુદુઃસહ. ૩૭

---

વૈશ્યને ચોવીસમે વર્ષે વાળ ઉતારવા તે. દક્ષ પ્રજાપતિની રોહિણી વગેરે ૨૭ કન્યાઓ ચંદ્રને પરણાવી હતી.

૩૬ રાજા રૂપી જુના કમળમાંથા કળારૂપે-પહેલાને છોડી ન દેતાં—યુવરાજ રૂપી નવા કમળમાં ગયું.

નિયોજીને તે હયમેધ—રક્ષણે
　　નૃપાળપુત્રો સહ ચાપધારીને,
અપૂર્ણ એકે શત યજ્ઞ, ઇન્દ્ર શા
　　નૃપે કર્યાં વિઘ્ન વિના બધા પુરા. ૩૮

વળી પછી તે યજમાનનો બીજો
　　વિધિથી મૂકેલ, મનસ્વી, યજ્ઞનો,
હર્યો સુરેન્દ્રે હય ગુપ્તરૂપથી
　　રખોપુકર્તાં ધનધારીમાંહીથી ૩૯

વિષાદથી મૂઢ બની કુમારની
　　ચકિત સેના સહુસા સહુ ઉભી,
પ્રભાવશાળી મુનિધેનુ નંદિની
　　અચાનકે ત્યાંહી જણાય આવતી. ૪૦

પવિત્ર નંદિનીતનુતણા નીરે
　　પખાળીયાં જ્યાં ચખ સાધુપૂજિતે,
અગમ્ય ઇન્દ્રિયથકીય વિષયે
　　યથાર્થદર્શી રઘુ ત્યાં થતો ખરે. ૪૧

---

૩૮ અપૂર્ણ એકે રાત=નવાણું ૩૯ ગુપ્તરૂપ=અદશ્ય રહીને, ૪૦ વિષાદ=શોક, ૪૧ નંદિનીતનુ= ગાયનું શરીર; તેનું નીર=મુત્ર, સાધુપુજિત=સજ્જનોથી સેવાતો અગમ્ય=જેમાં ઇન્દ્રિયોનો પ્રવેશ થઇ શકે નહિ તેવી બાબત. યથાર્થદર્શી=સત્ય સ્વરુપ જાણનાર.

જુએજ પૂર્વે ગિરિપક્ષછેદક
શચીપતિને નરદેવપુત્રક,
હરી જતો અશ્વ લગામથી ગ્રહ્યો
ફરી ફરી સારથિથી દબાયલો. ૪૨

મીંચે ન એવાં દશ સો ચખોવડે
પ્રમાણી વજ્રો, વળી ભુખરા હયે,
કહ્યું રઘુએ ગગને અડી જતા
ગભીર સાદે, પડકાર આપતા. ૪૩

મખાંશ લેનારમહીજ અગ્રણી
સુરેન્દ્ર ! છો માન્ય હમેશ મુનિથી,
સદા થયા દીક્ષિત તો પિતાની તે
ક્રિયાતણા ઘાતક થાવ કાં તમે? ૪૪

ત્રિલોકના નાથ! ક્રતુવિઘાતી તે
દબાય નિત્યે તુજ દિવ્ય ચક્ષુએ,
કરો તમે વિઘ્નજ ધર્મચારીની
ક્રિયાવિષે, તો પછી નષ્ટ ના વિધિ. ૪૫

મહેન્દ્ર ! મુખ્યાંગ મહાક્રતુનું આ
સુગોગ્ય છો આપ જ અશ્વ છોડવા,
શ્રુતિતણો પંથ બતાવતા વીરો
ગ્રહે નહિ કો દી મલિન માર્ગ તો. ૪૬

---

૪૨ ગિરિપક્ષછેદક=પર્વતોની પાંખો કાપનાર. ૪૩ પ્રમાણી=ઓળખીને. ૪૪ મખાંશ=યજ્ઞનો ભાગ: અગ્રણી=પહેલા. ૪૫ ક્રતુવિઘાતી=યજ્ઞમાં ભંગ કરનાર, અસુરો. વિધિ=ધર્મક્રિયા. ૪૬ મુખ્યાંગ=મહત્વની બાબત: મહાક્રતુ=અશ્વમેધ.

પ્રગલ્ભ એવી રઘુથી વહાયલી
સુવાણી સૂણી સુરનો અધિપતિ.
વળાવી પાછો રથ વિસ્મયેથકી
દીએ પ્રતિઉત્તર આ રઘુપ્રતિ ૪૭

કહે તું રાજન્યકુમાર! સત્ય તે,
યશોધને યે યશ રક્ષવો ઘટે;
જગે પ્રકાશી જશ સર્વ માહ્યરો,
પિતા મખેથી જીતી જાય તાહ્યરો ૪૮

જ્યમે 'હરિ' એ પુરુષોત્તમે સૂણ્યો,
'મહેશ્વર' ત્ર્યંબક એ જ ના બીજો;
'શતક્રતુ' તેમ મને મુનિ લહે
ન અન્યગામી અમ શબ્દ થાય એ. ૪૯

કપિલ પેઠે તુજ તાત-અશ્વ મેં
હરી લીધો આ રઘુ! એજ કારણે,
પ્રયત્ન તારો બસ, આંહી મૂક ના
પથે તું ચણો સગરપ્રજાતણા. ૫૦

પછી હસી નીડર તે ફરી કહે
તુરંગનો રક્ષક તે મહેન્દ્રને.
અહો તમે શસ્ત્ર ઠરાવ આજ જો
રઘુ જીત્યા વિણ કૃતાર્થ ના પ્રભો! ૫૧

---

૪૭ પ્રગલ્ભ=ધીરજ અને ડહાપણથી ભરેલી: ૪૯ શતક્રતુ=સો યજ્ઞ કરનાર ઈંદ્ર: અન્યગામી=બીજાને વરનાર. ૫૦ અગાઉ કપિલે સગર રાજાનો ઘોડો હર્યો હતો તેની શોધમાં નીકળેલા સાઠ હજાર સગરપુત્રોનો નાશ થયો હતો તો તું તેમના માર્ગે જા નહિ.

ઉંચા મુખે એમ કહી મહેન્દ્રને
શરાસને એ શર સાંધતો ખરે,
ઉભો અતિ આલીઢથી પ્રકાશતા
ઉંચા શરીરેથી, પિનાકી શું ઉભા ! ૫૨

રઘુતણા સ્તંભ સમાન સાયકે
ઘવાઇ ઉરે સુરનાથ કોપીને,
નવીન મેઘે ક્ષણ ચિહ્ન ધારતા
ધનુષ્યમાં બાણ અમોઘ સાંધતા. ૫૩

દિલીપના પુત્રની પ્હોળી છાતીમાં
પ્રવેશી ચાખેલ રુધિર દૈત્યનાં,
શરે પીધું શોણિત તે કુતૂહલે
પીધેલ ના માણુસનું કદીય જે. ૫૪

કુમાર શો વિક્રમી તો કુમાર એ
મૂકે સ્વનામાંકિત બાણ ઇન્દ્રને—
ભુજે શચીપત્રથી શુભ, આંગળાં
કઠિન ઐરાવતને અડયાથી જ્યાં. ૫૫

---

૫૨ આલીઢ=ડાબો પગ આગળ ને જમણો પગ પાછળ રાખી તીર તાકીને ઉભા રહેવું તે. પિનાકી=પિનાક નામનું ધનુષ ધારણ કરનાર, શંભુ. ૫૩ સાયકે=બાણે: અમોઘ=નિષ્ફળ ના થાય એવું. ૫૫ કુમાર=(૧) કાર્તિકેય (૨) રાજકુમાર, રઘુ. વિક્રમી=પરાક્રમી: શચીપત્ર=ઇન્દ્રાણીનાં કર્ણપુષ્પ: ઇન્દ્રની ભુજા પર માથું મૂકી સૂઇ રહેવાથી તે પર ઇન્દ્રાણીનાં કાનફુલીયાંનાં ચિત્ર પડતાં, તેથી ઇંદ્રનો હાથ શોભાયમાન રહેતો. ઐરાવતને હંમેશ થાબડવાથી જેનાં આંગળાં સખત થયાં હતાં તેવો ભુજ.

હણ્યો મહાન ધ્વજ વીજ શો, અને
　　મહેન્દ્રનો મોરપીંછા શરે બીજે,
રઘુ પરે કોપ કર્યો ઘણો સુરે.
　　બળે શું એ કેશ સુરશ્રીના હરે ! ૫૬
ઉભા રહેતાં દૂર સિદ્ધ, સૈનિકો
　　થયું જયેચ્છુનું તુમુલ યુદ્ધ તો
સપક્ષ ઝેરી, ભયકારી દર્શને
　　નીચાં અને ઉચ્ચમુખાં શરોવડે. ૫૭
અખંડ વૃષ્ટિ કરી રે'લ અસ્ત્રથી
　　પ્રતાપના આશ્રય શા અસહ્યની,
સુરેન્દ્ર હાનિ કરી કાંઇ ના શકયો,
　　ઘનોથી જન્મ્યા જયમ અગ્નિની ઘનો. ૫૮
રસેલ કાંડે હરિચંદને પછી
　　મથંત વારિધિ શી ધીર ગાજતી,
રઘુ લણે અર્ધ શશીમુખા શરે
　　સુરેન્દ્રના ચાપની દોરી તે સમે, ૫૯
ધનુષ્ય નાખી દઈ કોપથી મહા
　　વિનાશ માટે બળવાન વૈરીના,

---

૫૬ સુરે= ઇન્દ્રે: સુરશ્રી=દેવોની લક્ષ્મી; કેશ પકડવા એ સ્ત્રીજાતિનું નિર્દય અપમાન છે. ૫૭ સિદ્ધ=ઇંદ્રના યોદ્ધા: સૈનિકો= રઘુનાયોદ્ધા. સપક્ષ= પાંખોવાળાં. ૫૮ મેઘથી ઉત્પન્ન થએલ વિદ્યુતના અગ્નિને મેઘ પોતે શમાવી શકતો નથી. ૫૯ હરિચંદન=એ નામના સ્વર્ગીય વૃક્ષના રસનો લેપ:

ગિરીંદ્ર-પાંખો હણવા ઉચિત જે
        ગ્રહે પ્રભામંડિત વજ્ર વજ્રી તે. ૬૦
રઘુ ઘવાતાં બહુ તેથી છાતીમાં
        ઢળ્યો ધરા સૈનિક-અશ્રુ સાથમાં,
નિમેષમાંહી ગણુકારી ના વ્યથા
        ઊઠયો સ્વરો સાથ મુદિત સૈન્યના. ૬૧
તથાપિ શસ્ત્રો મૂકવે કઠોર થયા
        રિપુ બનીને ચિર આગળે ઉભા,
રઘુની શક્તિથી સુરેન્દ્ર રીઝતો.
        મૂકાય છે પાય બધે ગુણોથી તો. ૬૨
ન થાય મિથ્યા ગિરિમાંય વીર્યથી
        સહ્યું ન આયુધ તું-વિણુ અન્યથી,
લહે મને રાજી, તુરંગના વિના
        બીજું શું ઈચ્છે ત્યમ ઇન્દ્ર પૂછતા. ૬૩
પછીથી ભાથેથી ન પુરૂં ખેંચીયું
        સુવર્ણપુંખે નખને ઉજાળતું,
સમાવી પાછું શર પ્રિયવાદી એ
        નરેન્દ્રપુત્રે જણુવ્યું સુરેન્દ્રને. ૬૪
પ્રભો ! શકો ના મૂકી અશ્વ આપ જો
        વિધિથી પુરા મખના ફળેથી તો
સહાય દીક્ષાથી પવિત્ર મારા
        નિવાજશો આપ કરી કૃપા પિતા. ૬૫

---

૬૧ નિમેષ=પલકારો. ૬૩ આયુધ=વજ્ર.

અને જયમે આ વૃત મંડપે રહ્યા
　　ત્રિનેત્ર–અંશેથી અગમ્ય નીવડયા,
પિતાજી કેરા શ્રવણે પડે ત્યમે
　　કરોજ સંદેશક મોકલી તમે. ૬૬

'तथास्तु' એવું રઘુને સુણાવતો
　　જતો રહ્યો જેમ સુરેશ આવીયો,
ન થૈ અતિ હર્ષિત, નૃપમંડપે
　　સુદક્ષિણાનો સુત જાય તે હવે. ૬૭

સુરેન્દ્રસંદેશથી જાણીતો થયો
　　નરેન્દ્ર પ્હેલાં સુતને વખાણતો,
થએલ હર્ષે જડ હસ્તથી અડે
　　ઘવાયલા વજ્રવડે શરીરને. ૬૮

ક્ષિતીશ એ, આણથકી સુપૂજિત
　　મહા મખે એ રીત નેવું ને નવ,
ચઢી જવા ચ્હાય શું આયુ વીતતાં
　　સીડી બનાવી શુભ સુરધામમાં. ૬૯

---

૬૬ વૃત=વૃત્ત, હકીકતઃ મંડપ=યજ્ઞમંડપઃ યજ્ઞ કરનાર, શિવની આઠ મૂર્તિમાંની એક મૂર્તિ છે. ૬૭ ના અતિ હર્ષિત=ફળ મળ્યું પણ અશ્વનું રક્ષણ પોતે ના કરી શકયો તેથી કાંઈક દીલગીર. ૬૯ ક્ષિતીશ=ક્ષિતિ—પૃથ્વીનો ઇશ્વર, દિલીપ.

હરિણી

પછી વિષયથી વાળી વૃત્તિ વિધિથકી પુત્રને
 નરપતિતણું ધોળું સોંપી નિશાનનું છત્ર તે,
મુનિવરતરુછાંયે બેઠો લઇ જઈ રાણીને
 વય વીતી જતાં ઐક્ષ્વાકુનું કુલવ્રત આ જ છે. ૭૦

---

૭૦ મુનિવરતરુછાંયે=મુનિઓના આશ્રમના વૃક્ષોની છાયામાં, અર્થાત્ વાનપ્રસ્થ થયો. ઐક્ષ્વાકુ=ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થએલો.

# ચોથો—સર્ગ.

## — રઘુનો દિગ્વિજય —

### અનુષ્ટુભ્

પિતાએ રાજ્ય દીધેલું, મેળવી શોભતો બહુ,
  સાયંકાળે યથા તેજ સવિતાથી હુતાશન. ૧
દિલીપ પછીથી તેને, રાજ્યે સ્થાપિત સાંભળી,
  પહેલાં અગ્નિ ધૂમાતો નૃપોના હૃદયે ઊડયો. ૨
ઇન્દ્રના ધ્વજની પેઠે, તેની ઉન્નતિને વરી,
  ઉંચી આંખોથી જોનારી, આનંદી સપ્રજા પ્રજા. ૩
એકીસાથે લીધાં બંને, ગજ શું ચાલતા નૃપે,
  સિંહાસન પિતાથી, ને અખિલ અરિમંડલ. ૪
કાંતિપુંજથકી પોતે, અદૃશ્ય રહીને ખરે,
  પદ્મા પદ્મતણા છત્રે, ભજતી નૃપને નવા. ૫

---

૩ ઇંદ્ર-ધ્વજ=અસલ સારી વૃષ્ટિ થવા માટે લોકો મેઘધનુષ્યની પૂજા કરતા. સપ્રજા=સંતાનવાળી. ૪ અરિમંડલ=શત્રુ. ૫ કાંતિપુંજ=પ્રભામંડળ. માથાને ફરતે રહેતું પ્રકાશનું કુંડાળું.

સાંનિધ્ય આપીને દેવી, બંદિઓને પદે પદે,
અર્થભરી સ્તુતિઓથી સેવે તેને સરસ્વતી. ૬
મનુથી માંડીને સર્વે ભૂપોએ ભોગવી હતી,
છતાં પતિવ્રતા પેઠે સેવે તેને વસુંધરા. ૭
યુક્તદંડથકી તેણે જીત્યા સર્વેય લોકને,
નહિ શીળો, નહિ ઉનો, નભસ્વાન શું દક્ષિણ ! ૮
ઉત્કંઠા મન્દ પાડી'તી પિતામાં ગુણથી બહુ,
આમ્રવૃક્ષતણા ફાલે તેનાં ભૂલે પ્રજા ફૂલ. ૯
નીતિજ્ઞોએ નવે નૃપે સાચજૂઠ જણાવીયું,
પૂર્વે પ્રીતિ હતી તેની, ન ઉત્તરે કદાચન. ૧૦
પાંચેય ભૂતના ગુણો ઉત્કર્ષ પોષતા સદા,
નવીન મહીપાલે તે સર્વે લાગે નવું થતું. ૧૧
યથા પ્રહ્લાદથી ચંદ્ર, પ્રતાપે સવિતા યથા,
તથા થયો તે અન્વર્થ રાજા પ્રકૃતિ રંજીને. ૧૨
કરણો સુધી પ્હોંચેલાં વિશાળ લોચનો વિષે,
ખરૂં નેત્રત્વ દેખાતું સૂક્ષ્મ કાર્યાર્થશાસ્ત્રથી. ૧૩

---

૮ નભસ્વાન=વાયુ. દક્ષિણ =દક્ષિણ દિશામાંથી આવતો. ૯ ઉત્કંઠા=પોતાના પિતા પ્રત્યેનો પ્રજાનો પ્રેમ. ૧૦ પૂર્વે=પહેલી વસ્તુમાં, સાચમાં. ઉત્તરે=પછીની વસ્તુમાં, જુઠમાં. ૧૧ પાંચ ભૂત=પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ. ૧૨ અન્વર્થ=યોગ્ય અર્થવાળો. પ્રકૃતિ=પ્રજા. રંજીને= રાજી કરીને. ૧૩ સૂક્ષ્મ વિવેકનેજ ખરાં નેત્ર કહે છે.

પ્રશમન કરી રાજયે સ્વસ્થ થએલને વરી,
રાજયલક્ષ્મી દ્વિતીયા શી શરદ્ પંકજલક્ષણા. ૧૪
વૃષ્ટિથકી લઘુ મેઘે મુક્ત માર્ગ સુદુઃસહ.
પ્રતાપ સવિતાનો, ને તેનો વ્યાપ્યો હશે દિશે. ૧૫
ધનુ જૈત્ર રઘુ લેતો, ત્યાગે વાર્ષિક ઈન્દ્ર ત્યાં,
પ્રજાના લાભના અર્થે તેઓ ધારે અનુક્રમે. ૧૬
છત્ર પદ્મરૂપી લેઇ ને ખીલ્યું કાશચામર,
શરદ્ અનુસરે તેને, ન કિન્તુ તેની લક્ષ્મીને. ૧૭
પ્રસન્ન સુમુખે તેના, ને ચંદ્રે અતિ ઉજળે,
સુપ્રીતિ નેત્રવાળાની બંનેમાં સરખી હતી. ૧૮
હંસહારે તથા તારે, કુમુદયુકત પાણીમાં,
વિભૂતિ રઘુકીર્તિની પ્રસરી ભાસતી બહુ, ૧૯
ઇક્ષુના છાંયડે બેસી તે ગોપ્તાનો ગુણોદય,
બાલ્વાવસ્થાથી માંડીને યશ ગાતીતી રક્ષિકા, ૨૦
અગસ્ત્ય ઉદયે જાતાં પ્રસન્ન પાણી થાય છે.
રઘુનો ભય પામીને વેરી ઉદ્વેગ પામીયા. ૨૧

---

૧૪ પંકજલક્ષણા=કમળોના ચિહ્નવાળી. ૧૫ વરસી વરસીને વાદળ ઓછાં થઇ જવાથી સૂર્યનો માર્ગ મોકળો થાય છે તેમ રઘુનો પણ વિજયમાર્ગ ચોકખો થયો. ૧૬ જૈત્ર=જય આપનારૂં. વાર્ષિક= વૃષ્ટિ કરનારૂં. ૧૮ નેત્રવાળાની=મનુષ્યોની. ૧૯ હંસહારે=હંસોની હારોમાં. તારે=તારાઓમાં. ૨૦ ઇક્ષુ=શેરડી. ગોપ્તા=પ્રજારક્ષક. ૨૧ અગસ્ત્ય=આ નામનો તારો આકાશમાં ઉગે છે, ત્યારે પાણી ચોકખાં થાય છે. આ વખતે રાજાઓ દિગ્વિજય કરવા નીકળે છે.

કાંધવાળા, મદે ઉગ્ર, નદીનાં તીર ભાંગતા,
મહોક્ષો પામતા તેના લીલાખેલજ શૌર્યને. ૨૨
પ્રસવે સપ્તપર્ણોના માતેલા મદગંધથી,
અસૂયાથી ગજો તેના વર્ષાવે સપ્તધા મદ. ૨૩
છીછરાં કરીને પાણી, ને પંથકંપ સૂકવી,
સમર્થ નૃપને શરદે યાત્રાર્થે પ્રેરણા કરી. ૨૪
હોમેલો સુરીતે વહ્નિ અશ્વોના શાંત કર્મમાં,
દક્ષિણ અર્ચિ શા હાથે, તેને વિજય આપતો. ૨૫
વાસ, દુર્ગ કરી ગુપ્ત, ને પાકી પૂંઠ રાખી તે,
ષડ્વિધ સૈન્ય લેઈને જયાર્થે નીકળ્યો નૃપ. ૨૬
વધાવે વનિતા વૃદ્ધ પુરની અક્ષતે નૃપ,
ક્ષીરાબ્ધિ વિષ્ણુને જેમ મંદારે ઉડતી ઝણે ? ૨૭
પ્રથમ તે ગયો પૂર્વે બળે ઈન્દ્ર સમો નૃપ,
ડારતો કેતુથી શત્રુ અનિલે ઉડતા અતિ. ૨૮
રથોથી ઉડતી ધૂળે, ને મેઘો શા ગજો વડે,
ભૂતલ સદૃશ વ્યોમ, ને વ્યોમ કરી ભૂતલ. ૨૯
અગ્રે તેજ, પછી શબ્દ, પછીથી ઉડતી ધૂળ,
જતું પછી રથાદિથી ચતુરંગીજ તે ચમૂ. ૩૦

---

૨૨ મહોક્ષ=મોટા બળદ. લીલાખેલ=વિલાસવાળી રમત. ૨૩ સપ્તપર્ણ=એ નામની વનસ્પતિ, સપ્તધા=કાળજું, છાતી. બે ગંડસ્થળ, સૂંઢ, રૂંવાડાં અને કેડ એ સાત ઠેકાણેથી. ૨૬ ષડ્વિધ =હાથી, ઘોડા, રથ, પાયદળ, નાવિકો અને ભીલ આ ૭ પ્રકારવાળું. ૨૯ ધૂળ ઉડવાથી આકાશ પૃથ્વી જેવું, ને મેઘ જેવા હાથીઓથી પૃથ્વી આકાશ જેવી દેખાતી હતી.

મરુમાં વારિ વર્ષાવે, નાવોથી તરતો નદી,
વિપીન કાનનો કાપી પ્રકાશિત બળે કરે. ૩૧
ખેંચતો મોટી સેનાને પૂર્વસાગરના ભણી.
ખેંચે હર-જટા-ભ્રષ્ટા ગંગાને શું ભગીરથ ! ૩૨
છીનવી ફળ લીધેલા, ઉથાપ્યા ને જીત્યા નૃપો,
ચોકખો માર્ગ કરે તેનો, વૃક્ષો શું ગજનો કરે ! ૩૩
પૌરસ્ત્યોને જીતીને એ તે તે જનપદો જયી,
તાલીવૃક્ષે અતિ શ્યામ અબ્ધિના તીર પ્હોંચતો. ૩૪
ગર્વીને દંડનારાથી નદીના વેગથી જયમ
આત્માને રક્ષતા સુંભો, વેતસી વૃત્તિ ધારીને. ૩૫
વંગો નૌસાધનોવાળા ઉખેડી બળથી ભૂપે,
ઉભા કર્યા જયસ્તંભો ગંગાના ટાપુઓ વિષે. ૩૬
પદ્મ શા પાય લાગંતા રઘુથી કલમા જયમ,
ઉખાડી ફરી સ્થાપેલા વંગો તોષે ફળે રઘુ, ૩૭
તે તરી કપિશા સૈન્યે બાંધ્યા દ્વિરદસેતુથી,
ઉત્કલોથી બતાએલા કલિંગ દેશમાં ગયો. ૩૮

---

૩૧ વિપીન=વાડાં, કાનનો=અરણ્ય. ૩૩ છીનવી ફળ લીધેલા=ખંડણી લીધેલા. વૃક્ષો જેમ હાથીનો માર્ગ ચોકખો કરે છે તેમ. ૩૪ પૌરસ્ત્ય=પૂર્વમાં આવેલા. જનપદ=દેશ. ૩૫ સુંભો=પ્રજાઓ. વેતસીવૃત્તિ=પૂર આવે ત્યારે નમી જવું અને તે ગયા પછી પાછું ઉભા થવું. આવો નેતરનો સ્વભાવ છે; ૩૭ કલમઃ=ડાંગરનું ધરૂ. તોષે ફળે=નજરાણાથી સંતુષ્ટ કરે. કપિશા=એ નામની નદી. દ્વિરદસેતુ=હાથીથી બાંધેલો પુલ.

પ્રતાપ સ્થાપીઓ તીક્ષ્ણ મહેન્દ્ર ગિરિના શિરે.
ગંભીર વેદનાવાળા હસ્તીને અંકુશો જ્યમ. ૩૯
કલિંગ હાથીઓવાળો અસ્ત્રોથી ઝગડચો બહુ,
પાંખોને કાપતો ઈન્દ્ર શિલાવર્ષી શું પર્વત ! ૪૦
મહેન્દ્રે સહી વેરીની રઘુ વૃષ્ટિ શરોતણી,
મંગળ સ્નાનથી શુદ્ધ જયશ્રીને શું તે વર્યો. ૪૧
તાંબુલીપત્રથી યોદ્ધા રચેલી પાનભૂમિમાં,
નારીકેલતણી સુરા, ને પીતા શત્રુનો યશ. ૪૨
પકડી છોડી દીધેલા મહેન્દ્રનાથની શ્રીને,
ધર્મજયી નૃપે લીધી, ના લીધી કિન્તુ મેદિની, ૪૩
પછી સોપારીવાળા તે વારિધિના તીરે તીરે,
અગસ્ત્યવાળી દિશામાં નિર્લોભી જયનો ગયો. ૪૪
તેણે સૈન્યપરિભોગે ગજદાન સુગંધીથી,
કાવેરીને કીધી જાણે શંકાપાત્ર પયોધિની ! ૪૫
જતાં આગે જયેચ્છુની સેનાઓ ઉતરી હતી,
તળેટી મલયાન્દ્રિની હારીતો ભમતાં જહીં. ૪૬
અશ્વોએ ખુંદી નાખેલા એલાચીફલની રજો,
ઉડીને ચોંટતી ગંડે સમગંધી ગજોતણા. ૪૭

---

૪૧ મહેન્દ્રે=તે નામના પર્વત ઉપર. ૪૨ પાનભૂમિ=દારૂ પીવાનું સ્થાન. ૪૪ અગસ્ત્યવાળી દિશા=દક્ષિણ. દિશા. ૪૫ સૈન્યપરિભોગે=સૈન્ય ન્હાવા પડવાથી. શંકાપાત્ર=બીજા કોઇ પ્રેમી પાસે ગઇ હશે એવી શંકા ઉપજાવતી. ૪૬ હારીતો=સુડા જેવાં પક્ષીઓ. ૪૭. સમગંધી =સરખી સુવાસવાળા.

ચંદન તરુમાં સર્પે પાડેલા આંટણે સજ્યું,
ગ્રીવાબંધ ગજોનું ના તૂટે, ત્રિપદી છેદતા. ૪૮
દક્ષિણે સૂર્યનું તેજ ઝાંખું જે પાડતા હતા,
તે દિક્માં રઘુનો પાંડયો પ્રતાપ ના સહી શકયા. ૪૯
તામ્રપર્ણી મળે ત્યાંના ઉત્તમ મોતી અબ્ધિનાં,
નમી નમી દીધાં તેને સ્વયશ જેમ સંચીયાં. ૫૦
યથેચ્છ ભોગવીને તે સુળ્યાપ્ત ચંદનોથકી,
દિશાના સ્તનના જેવા ગિરિ મલયદર્દુર. ૫૧
વારિધિ દૂરથી ત્યાગી ઓળંગ્યો સહ્યગિરિને,
નિતંબતુલ્ય પૃથ્વીના અસહ્ય શકિતશાળીએ. ૫૨
પાશ્ચાત્યો જીતવા જોડયા ધસતા રઘુસૈન્યથી
રામશસ્ત્રે હઠયો તોયે સહ્યલગ્ન શું વારિધિ ! ૫૩
ભયથી ભૂષણો ત્યાગી ભાગતી કેરલસ્ત્રીના,
કેશોમાં ચમૂરેણુઓ કુંકું શા સ્થાપિયા ભૂપે. ૫૪
મુરલામારુતે ઉડી કેતકીફૂલની રજો,
યોધાના કવચે ચોંટી વસ્ત્રગંધ બની રહી. ૫૫
દોડતા વાજીના ગાત્રે, ધણધણતા કવચોથકી,
તિરસ્કૃત થતો વાથી ડોલતા તાડનો ધ્વનિ. ૫૬

---

૪૮ ત્રિપદી છેદતા=પગનું બંધન તોડનારા હાથીઓ ગળાબંધ તોડી શકતા નહિ. ૫૧ મલયદર્દુર=આ નામધારી બે પર્વતો. ૫૨ નિતંબ= સ્ત્રીની પૂંઠનો ભ.ગ. ૫૩ રામ=પરશુરામે સમુદ્રને ખસેડયો હતો. સહ્યલગ્ન=સહ્યાદ્રિને લાગેલો. ૫૫. મુરલા=એ નામની કોઇ નદી. વસ્ત્રગંધ=કપડાંને સુગંધી કરતું દ્રવ્ય.

ખજુરીશાખ બાંધેલા, મદસ્રાવે સુગંધિત,
ગજગંડસ્થળે ન્હોંચી પુંનાગોથી શીલીમુખો. ૫૭

સ્થાન ખરે પયોધિએ રામને પ્રાર્થતાં દીધું,
કિન્તુ પાશ્ચાત્ય નૃપોના રૂપે દે રઘુને કર, ૫૮

મત્તેભોના તૂટયા દાંતે વિક્રમો પ્રગટાવતો,
ત્રિકૂટ શો જયસ્તંભ ઉંચો તત્ર રચાવીયો. ૫૯

સ્થળ માર્ગે ગયો પશ્ચાત્ જીતવા પારસી નૃપો,
ઇન્દ્રિયરૂપી શત્રુને તત્ત્વજ્ઞાને શું સંયમી ! ૬૦

યવનીમુખપદ્મોનો ન સ્હેતો મદરાગ તે,
અબ્જાર્થે ઉગતા સૂર્યે અકાલ અભ્રની જયમ. ૬૧

તેનો તુમુલ સંગ્રામ હયાળા યવનો સહ,
ધનુશબ્દે સુભટ્ટો જ્યાં કલ્પાતા રજમાં થયો. ૬૨

કાપ્યાં ભલ્લથી તેઓનાં શ્મશ્રુયુક્ત શિરે મહી,
છાયી તેણે, મધુમાખે છવાતો શું મધુપુડો ! ૬૩

---

૫૭ પુંનાગો=વૃક્ષની એક જાત. શીલીમુખો=ભમરા. ૫૮ પાશ્ચાત્ય=પશ્ચિમ દિશાના. પરશુરામને તો માત્ર સ્થાન આપ્યું હતું, પણ રઘુને સમુદ્રે રાજાઓનું રૂપ ધરી કર આપ્યો. ૫૯ મત્તેભો=મદોન્મત હાથીઓ. ત્રિકૂટ=ત્રણ શિખરવાળો પર્વત. ૬૧ વખત વિનાનાં વાદળ પદ્મ વાસ્તે ઉગતા સૂર્યનો કોમળ તાપ હરી લે છે તેમ. ૬૨ હયાળા=અશ્વવાળા. ૬૩ શ્મશ્રુયુકત=દાઢી મુછવાળાં. ભલ્લ=ભાલા જેનાં બાણ.

ગુમાવી શિરસ્ત્રાણોને બચેલા શરણે ગયા,
　થાતો શાંત પ્રણિપાતે ખરે ક્રોધ મહંતનો.　૬૪
યોદ્ધા નિવારતા તેના મધુ પી વિજયશ્રમ,
　અમૂલ્ય પાથરી ચર્મો દ્રાક્ષોથી વ્યાપ્ત ભૂમિમાં.　૬૫
કૌબેરી દિશમાં પશ્ચાત્ ગયો ભાસ્વાન શું રઘુ,
　બાણે ઉદિચ્ય ઉદાડે, ચણ્ડાંશુથી રવિ જયમ.　૬૬
નિવારી માર્ગનો થાક આળોટી સિંધુના તીરે,
　કંપાવે વાજીઓ સ્કંધ કુંકુમયુક્ત કેશ જ્યાં.　૬૭
તત્ર હુણપ્રિયાઓના પતિમાં દાખવી બળ,
　કપોલે રક્તતા સ્થાપી રઘુકેરા પરાક્રમે.　૬૮
કંબોજો સમરે તેના વીર્યને ના સહી શક્યા,
　ગજોના બંધને ક્લિષ્ટ નમ્યા અખ્રોડની સહ.　૬૯
સુવર્ણરાશિઓ તેને કંબોજોના ભરી ભરી,
　સુઅશ્વો લાવતા નિત્યે, ગર્વ કિન્તુ નહિ થતો.　૭૦
પછી ગૌરીગુરુગિરિ ચઢયો તે અશ્વસાધને,
　શૃંગો તેનાં વધારે શું, ઉડતી ધાતુ—રેણુથી !　૭૧
તે તુલ્ય બળવાન્ સિંહો ગુફામાંહી સૂતા હતા,
　સૈન્યઘોષે ન સંક્ષુબ્ધ, જોતા જે ડોક ફેરવી.　૭૨

---

૬૪ શિરસ્ત્રાણો=માથાના ટોપ. પ્રણિપાત=નમી પડવું તે. ૬૬ કૌબેરી=કુબેરની, ઉત્તરદિશા. ભાસ્વાન=સૂર્ય. ૬૯ સમરે=યુદ્ધે. અખરોડ=વૃક્ષની એક જાત. ૭૧ ધાતુ–રેણુથી=પર્વતમાં આવેલી ગેરુ આદિ ધાતુની રજથી. ૭૨ સંક્ષુબ્ધ=ગભરાયલા.

થઈ શબ્દાયમાન ભૂર્જે, બજાવી વેણુવાંસળી,
ગંગાકણો ભરી માર્ગે, અનિલો રઘુ સેવતા, ૭૩
નમેરૂછાંયમાં બેઠે, મૃગોની નાભિથી અતિ,
સુગંધિત શિલાઓને શોભાવી સૈનિકો રમે, ૭૪
સરલે બદ્ધ હસ્તીની ગ્રીવામાં જ્વલતી લતા,
ઔષધિ થાય નેતાના રાત્રે તેલ વિના દીવા. ૭૫
તેણે તજ્યા નિવાસોમાં છોલાયા કંઠરજ્જુથી,
ગજમાપ કિરાતોને કહેતા દેવદારુઓ. ૭૬
ત્યાં યુદ્ધ રઘુનું ભારે થયું ગિરિગણો સહ,
ખડ્ગ, બાણો, શિલાઓના ઘર્ષણે અગ્નિ જ્યાં ઉઠે ૭૭
બાણે ઉત્સવસંકેતો બનાવી વિરતોત્સવ,
ભૂપતિની ભુજાકીર્તિ કિંનરોને ગવાડતી. ૭૮
પરસ્પરે પ્રમાણ્યુંજ, ભેટો લૈ ગણ આવતાં,
રાજાએ તેમનું દ્રવ્ય નૃપવીર્ય હિમાદ્રિએ. ૭૯

---

૭૩ ભૂર્જ=ભોજ વૃક્ષ. ૭૪ નમેરૂ=આ નામનાં ઝાડ. ૭૫ સરલ=દેવદારુનાં વૃક્ષ. બદ્ધ=બાંધેલા. ગ્રીવા=ડોક. જ્વલતી=બળતી. લતાઔષધિ=એક જાતની વેલી, જે વિના તેલે ઝગઝગાટ બળે છે. ૭૬ હાથીઓની ઉંચાઈ દેવદારુને પડેલા છોલાણથી જણાતી. કિરાત=ભીલ લોક. ૭૭ ગિરિગણો=પર્વતના લોક. ૭૮ ગિરિગણોની સાત જાતિ તેમાંની એક જાતિ તે ઉત્સવસંકેત. વિરતોત્સવ=જેમનો ઉત્સવ વિરમી ગયો છે તેવા.

ત્યાં અદૃશ્ય યશોરાશિ સ્થાપીને ઉતર્યો સહી,
ગિરિને રાવણે તોળ્યા જાણે એ શરમાવતો. ૮૦

તે તર્યો લૌહિતા જ્યારે ત્યારે પ્રાગ્જ્યોતિષેશ્વર,
કંપ્યો કાલાગુરુ સાથે, બાંધ્યા જ્યાં હસ્તી ભૂપના. ૮૧

સહી શકયો નહિ ભૂપ, ઢાંકે વર્ષા વિના રવિ,
રથોની તેહ રેણુય, કયાંથી સેના સહી શકે ? ૮૨

ઈન્દ્રથી જબરા તેને કામરૂપેશ સેવતો,
મદમત્ત ગજો લેઇ, જે રોકે નૃપને બીજા. ૮૩

કામરૂપપતિ પૂજે હેમપીઠની દેવી શી,
રત્નપુષ્પો સમપીંને છાયા તેના પદોતણી. ૮૪

દિશાઓ જીતીને જિષ્ણુ રથે ઉડંતી રેણુને,
છત્રશૂન્ય ભૂપાળોના કિરીટે સ્થાપી વિરમ્યો. ૫

વિશ્વજીત કર્યો યજ્ઞ સર્વ દૈ દક્ષિણામહી,
આદાન સંપ્રદાનાર્થે સંતોનું, મેઘની જ ય.

---

૮૦ ગિરિને........શરમાવતો=એક વાર કૈલાસને રાવણે ઉખેડયો હતો. તે કૈલાસ પર રઘુ ગયો નહિ, તે કૈલાસને શરમાવા જેવું હતું. ૮૧ કાલાગુરુ=અગુરુચંદનનાં ઝાડ. ૮૨ વર્ષાઋતુ નહિ હોવા છતાં રથરેણુ સૂર્યને ઢાંકી દેતી હતી. ૮૫ જિષ્ણુ=જયની કામનાવાળો. ૮૬ આદાન=ગ્રહણ કરવું તે. સંપ્રદાન=આપવું તે.

## પ્રહર્ષિણી.

યજ્ઞાન્તે સચિવસખા બહુ પૂજાથી
હાર્યાંની શરમ બધીય ત્યાં ત્યજાવી,
કાકુત્સ્થે વિરહપીડિત રાણી જેની
ભૂપોને સ્વપુર જવા કીધી વિનંતિ. ૮૭
તે રેખા, ધ્વજ, પવિ, છત્ર ચિહ્નવાળું
સમ્રાટ્નું પદયુગ જે પ્રીતે પમાતું,
પ્રસ્થાને નમન કરી અંગુલિએ
મૌલિમાળરજથી ગોરૂંયે કરે છે. ૮૮

---

૮૭ સચિવસખા=પ્રધાનોનો મિત્ર. (કાકુત્સ્થનું વિશેષણ.) વિરહપીડિત=વિયોગથી પીડાતી. ૮૮ તે=રાજાઓ. પવિ=વજ્ર. પદયુગ=બેઉ પગ. પ્રસ્થાને=જતી વખતે. મૌલિમાળરજ=મુગટોની માળામાંની પુષ્પરજ.

## પાંચમો—સર્ગ.

### —અજનું સ્વયંવરમાં જવું.—

**ઉપજાતિવૃત્ત.**

જેણે ક્રતુ વિશ્વજીતે ખજાનો
    ખાલી કર્યો તે ભૂપ પાસ આવ્યો,
વિદ્યા ગ્રહીને ગુરુદક્ષિણાર્થ
    કો કૌત્સ નામે વરતંતુશિષ્ય. ૧

ના હેમ હોઈ મૃતપાત્રમાં તે
    લેઇ પૂજાપો અમૂલો સ્વભાવે,
આતિથ્યભાવિક, યશો રૂપાળો
    જતો શ્રુતિખ્યાત અતિથિ સ્હામો. ૨

---

૧ તે ભૂપ=રઘુ રાજા. ગુરુદક્ષિણાર્થ=ગુરુને દક્ષિણા આપવાની ઇચ્છાવાળો. વરતંતુશિષ્ય=વરતંતુ નામના ઋષિનો શિષ્ય, કૌત્સ. ૨ મૃતપાત્ર=મૃત્પાત્ર, માટીનું વાસણ. અમૂલો=અમૂલ્ય, આતિથ્યભાવિક=મેમાનગીરીમાં પ્રેમવાળો. શ્રુતિખ્યાત=વેદથી વિખ્યાત. ચૈતન્ય=સર્વજ્ઞાન.

વિધિજ્ઞ, અગ્રેસર માન્યમાંહી
વિધિથકી તેહ પૂજી તપસ્વી,
બેસાડીને આસન હસ્ત જોડી
કાર્યજ્ઞ ભૂપાળ પૂછે પછીથી. ૩
છે મંત્રકર્તા મુનિમાંહી મુખ્ય
કુશાગ્રબુદ્ધિ ! તુજ ગુરુ ખૂશ ?
જેનાથી પામ્યો તું સમગ્ર જ્ઞાન
ચૈતન્ય લોકો જ્યમ સૂર્યથીજ. ૪
કાયાથી, વાચાથી, મનેથી નિત્યે
સંચિત જે ઇન્દ્રનું ધૈર્ય તોડે,
મહર્ષિનું તે તપ તે પ્રકારે
પામે ન કાંઇ ક્ષય વિઘ્નથીને ? ૫
ક્યારા વગેરે કરીને પ્રયત્નો
ઉછેરીયાં પુત્ર શું આશ્રમે તો,
તે થાકહારી તરુને કશુંએ
વાતાગ્નિથી વિઘ્ન થતું નથીને ? ૬
ક્રિયાવિષે યોગ્ય કુશે ફરંતાં
વ્હાલે મુનિના ન નિરાશ થાતાં,
જેના ખર્યા છે વળી નાળ ખોળે
તે મૃગલાં મૃગીતણાં ખૂશીને ૭

---

૫ ઇન્દ્ર હમેશાં બીજાના તપથી ગભરાય છે. ૭ ક્રિયાવિષે યોગ્ય=નિત્ય નૈમિત્યાદિ ક્રિયા કરવા માટે લાયક, પવિત્ર. સર્પના ભયથી બચ્ચાંને નાળ ખળતાં સુધી ખોળામાં રાખતા.

જેથી થતું નિયમ-સ્નાન નિત્યે,
ને શ્રાદ્ધની અંજલિ પિતૃઓને;
વીણેલ ષષ્ઠાંકિત તીર જેને
તે તીર્થવારિ તમ શુદ્ધ છે ને ? ૮

સમે અતિથિ નિજ ભાગ પામે,
ને જેથી જીવિત તમારૂં ચાલે;
નીવારના પાક ન તે બિગાડે
પ્રદેશવાસી પશુઓ કદીને ? ૯

પ્રસન્ન મુનિથી તું સારી પેઠે
શિક્ષિત થ શું દ્વિતીયે પ્રવેશે ?
સૌ આશ્રમાધારજ જે ગણાયે
તે કાલ આ તુજ જવા ગૃહસ્થે. ૧૦

તું પૂજ્ય આવ્યાથકી ચિત્ત મારૂં
ના તુષ્ટ, તારા હુકમે અધીરૂં,
શું ગુરુઆણે, વનમાંથી પોતે
કે માન દેવા મુજને તું આવે ? ૧૧

---

૮ ષષ્ઠાંતિત=પાલન કરવાના બદલામાં રાજાને ષષ્ઠાંશ મળે છે, તે ષષ્ઠથી અંકિત, ૯ પ્રદેશવાસી=ગામમાં પાળેલાં ઢોર. ૧૦ દ્વિતીયે= બીજા આશ્રમ—ગૃહસ્થાશ્રમમાં. આશ્રમાધાર=આશ્રમોના આધાર ૧૫. ૧૧ તુષ્ટ=પ્રસન્ન.

એ અર્ઘ્યપાત્રે અનુમાની ત્યાગ
      સૂણ્યા છતાં તે વચનો ઉદાર,
સ્વાર્થે બની દુર્બળ આશ કૌત્સ
      તેને કહેતો વરતંતુશિષ્ય  ૧૨

સર્વત્ર સારૂં અમ જાણ રાજા !
      પ્રભુ છતાં તું પીડ લોકને કાં ?
ભાનુ તપે ત્યાં જનદૃષ્ટિને કાં
      લે ઘેરી અંધારીય ઘોર નિશા ?  ૧૩

પૂજ્યે તમારી કુલયોગ્ય ભક્તિ
      છે પૂર્વજોથી વધુ ચક્રવર્તી !
સમો વિત્યે હું તમ પાસ આવ્યો
      દ્રવ્યાર્થ, એ એકજ શોક મારો.  ૧૪

શરીરથી માત્ર નરેન્દ્ર ! ઉભો
      દીસે તું પાત્રે દઇ દાન કેવો ?
આરણ્યકોને કણ આપી સૌ કો
      નીવારનો દંડજ હોય તેવો.  ૧૫

---

૧૨ એ અર્ઘ્યપાત્ર=માટીનું પુજાપાત્ર. સ્વાર્થે પોતાંની ધારણામાં. ૧૩ સૂર્યપ્રકાશ આગળ જેમ અંધકાર ટકતો નથી, તેમ તમારા જેવા પ્રતાપી રાજા આગળ અશુભ ટકતું નથી. ૧૪ પૂજ્યે=પૂજવા યોગ્ય પુરુષોમાં. કુલયોગ્ય=સૂર્યકુળને યોગ્ય. સમો વિત્યે=સર્વસ્વ દાન કર્યા પછી. ૧૫ આરણ્યકો=અરણ્યવાસી મુનિઓ.

છો ચક્રવર્તી પણ આપ દાખો
દરિદ્રતા યજ્ઞથી યોગ્ય તે તો,
સુરે પીધેલી ક્રમથી શશીની
ક્ષતિય છે વૃદ્ધિથી ખૂબ ઉંચી. ૧૬

તો હું બીજું કાર્ય નથીજ એવો
કરીશ બીજે ગુરુકાજ યત્નો,
હો શુભ તુંને; નહિં ચાતકોએ
વર્ષી ગયા શર્દઘનોય યાચ્યે. ૧૭

ત્યાં એમ બોલી ફરતો જવાને
મહર્ષિનો શિષ્ય નિવારી રાયે,
“ શી વસ્તુ વિદ્વન્! ગુરુને અપાય
ને કેટલી તુજથી ? ” પૂછયું એમ. ૧૮

ક્રિયાથી જેણે ક્રતુઓ કર્યો, ને
ના ગર્વી, વર્ણાશ્રમનો ગુરુ છે,
તે ભૂપને પંડિત બ્રહ્મચારી
પોતે કહે વાતજ પૂછવાથી. ૧૯

---

૧૬ દાખો=જણાવો, ક્ષતિ=કળાક્ષય. ચંદ્રની કળાવૃદ્ધિ કરતાં તેનો ક્ષય ઉત્તમ મનાય છે. કારણ કે ક્ષય તો દેવોએ તેનું અમૃત પીવાથી થાય છે. ૧૭ બીજું=ગુરુકાજે ધન મેળવવા સિવાયનું. વરસી ગએલા વરસાદને ચાતકોય યાચતા નથી. ૧૯ નાગર્વી=નિરભિમાની. વર્ણાશ્રમ=ચારવર્ણ અને ચાર આશ્રમ.

સમાપ્ત વિદ્યા કરીને મુનિને
મેં વિનવેલા ગુરુદક્ષિણાર્થે,
અતૂટ. લાંબી મુજ સેવનાને
ગણી ગુરુએ પણ અગ્ર ભાગે. ૨૦

અત્યાગ્રહેથી ગુરુ એજ કોપ્યા,
ને મારૂં દારિદ્ર ન જોઇ બોલ્યા;
" વિદ્યાની સંખ્યા સમ વિત્ત લાવ
જે થાય કોટિ દશ+ચાર=ચૌદ." ૨૧

માનું પૂજાના વિધિપાત્રવાટે
રાખ્યોજ બાકી 'પ્રભુ' શબ્દ આપે,
તો હું અધુના ચહું ના લગારે
વિદ્યાનું મોટું મૂલ માગવાને. ૨૨

વેદજ્ઞમાં ઉત્તમ દ્વિજકેરી
વિનંતિથી તે દ્વિજરાજકાંતિ,
પાપેથી ઇંદ્રિય નિવારનારો
ભૂપેન્દ્ર એને ફરીથી કહેતો. ૨૩

---

૨૦ અતૂટ=એક ધારી. અગ્રભાગે=ગુરુને ધનની દક્ષિણા આપવી તેના કરતાં ભકિતથી કરેલી સેવા વધી જાય છે. ૨૧ ચાર વેદ, ૭. વેદાંગ, એક ન્યાય, એક મિમાંસા, એક પુરાણ, અને એક ધર્મશાસ્ત્ર એમ ચૌદ વિદ્યા છે. વિત્ત=દ્રવ્ય.

" વેદાન્તી, યાચી ધન ગુરુકાજે
ન પામતાં તેહ રઘુની પાસે,
ગયો બીજે." એમ ન થાવ મારો
નિંદા સ્વરૂપે અવતાર પ્હેલો. ૨૪

પ્રસિદ્ધ ને પૂજિત અગ્નિધામે
ચતુર્થ અગ્નિ સમ આપ મારે,
વસી રહો બે ત્રણ દિન પૂજ્ય !
ત્યાં સુધીમાં સાધીશ આપ-અર્થ. ૨૫

પ્રસન્ન વિપ્રે ન વૃથા થનારી
રઘુપ્રતિજ્ઞા કહી 'હા' પ્રમાણી,
પૃથ્વીથી ખેંચ્યું ધન માની સર્વે
કુબેરથી અર્થ રઘુ ચહાયે. ૨૬

વસિષ્ઠમંત્ર્યું જળ છાંટતામાં
સમુદ્ર, આકાશ અને નગોમાં,
વાયુતણા મિત્ર પયોદ પેઠે
રોકાય ના તે રથની ગતિને. ૨૭

---

૨૪ વેદાન્તી=વેદનો પાર પામેલો. મારી પહેલા વહેલી નિંદા ન થાય એમ ઇચ્છું છું. અગ્નિધામ=અગ્નિમંદિર. ગાર્હપત્ય, દક્ષિણ અને આહવનીય એ ત્રણ અગ્નિ સાથે તમો પણ ચોથા અગ્નિ જેવા રહો. આપ-અર્થ=તમારી મતલબ. ૨૬ દિગ્વિજય કરીને પૃથ્વીનું તો ધન હરી લીધું છે, હવે માત્ર કુબેર પાસેથી તે મલશે. ૨૭ વસિષ્ઠમંત્ર્યું=વસિષ્ઠે મંત્રેલું.

પ્રયત્નવાળો પછી તેહ સૂએ
 શસ્ત્રે સજેલા રથમાંહી સાંજે,
સામંત જેવો ગણી ધીર ધારે
 "કૈલાસનો નાથ બળે જીતાશે." ૨૮

પ્રયાણકર્તા નૃપને પ્રભાતે
 કોઠારી કોઠારતણા નિવેદે.
વિસ્મે થતા વૃષ્ટિ સુવર્ણકેરી
 કોઠારમાંહી નભથી થએલી. ૨૯

વજ્રે હણ્યા મેરુની કેડ જેવો
 ઉજાસવાળો ઢગ હેમકેરો,
ખ્હીનેલ કુબેરથી જે મળેલો
 તે કૌત્સને આપી દીધોય આખો. ૩૦

સાકેતવાસી જન બે જણાની
 સ્તુતિવિષે લાગી ગયાંજ ત્યાંહી,
ના એક અર્થી વધુ વિત્ત લેતો
 ને અર્થીને અન્ય અધિક દેતો. ૩૧

---

૨૮ સામંત=ખંડીઓ. ધીર=ધૈર્યવાન્. ૨૯ પ્રયાણકર્તા=જવા તૈયાર થએલા. ૩૦ ઇન્દ્રે સુમેરુ નામના પર્વતનું શિખર વજ્રથી કાપી નાખ્યું હતું. આખો=ચૌદ કરોડનો મેળ ન રાખતાં બધુંય આપ્યું. ૩૧ સાકેતવાસી=અયોધ્યામાં વસતાં.

સો ઊંટ ને ઘોડીથી અર્થ વ્હેતા,
ને પૂર્વકાયાથકી તે નમંતા;
પ્રજેશને સ્પર્શી કરેથી વાણી
જતાં વદે કૌત્સ મહર્ષિ રાજી. ૩૨

ન્યાયે રહેતા નરનાથને જો
ઇચ્છેલું દે ભૂમિ વિચિત્ર શું તો ?
પ્રભાવ તારો નથી તો કળાતો
નભેય પૂરે તુજ કામનાઓ. ૩૩

કલ્યાણ પામેલ સહુય તુંને
આશિષ મારી પુનરુક્તિ થાયે,
તું પામજે પુત્ર ગુણો પ્રમાણે
છે સ્તુત્ય પોતે જ્યમ તું—પિતાને. ૩૪

આશિષ આપી નૃપને જ આમ
ગયો ગુરુ આગળ વિપ્ર કૌત્સ,
રાજાય પામે સુત તેથી સદ્ય
પ્રકાશ ભાનુથી શું સર્વ લોક ! ૩૫

---

૩૨ પૂર્વકાયા=શરીરનો કેડ ઉપરનો ભાગ. કરેથી=હાથેથી. ૩૩ ન્યાયથી વર્તતા સામાન્ય રાજાને પણ પૃથ્વી ઇચ્છિત આપે છે. જ્યારે આપનો પ્રતાપ તો સ્વર્ગનેય નિચોવે છે. ૩૪ પુનરુકિત=ફરીથી કહેવું તે. ગુણો પ્રમાણે =તારા ગુણો છે તેવો. ૩૫ તેથી=તે પવિત્ર બ્રાહ્મણના આશીર્વાદથી.

બ્રાહ્મ મુહૂર્તે નરદેવદેવી
    કુમાર શા કુંવરને જણુંતી,
આથી પિતા બ્રહ્મતણાજ નામે
    સ્વપુત્રકેરૂં અજ નામ પાડે. ૩૬

ઓજસ્વી એ રૂપજ, એજ શૌર્ય
    ને એજ નૈસર્ગિક ઉન્નતત્વ,
કુમાર તે તાતથકી ન જુદો
    દીવાથી જાણે પ્રગટેલ દીવો ! ૩૭

વિધિથી વિદ્યા ગુરુથી ગણેલા,
    યુવાની આવ્યાથી વધુ રૂપાળા;
તેના પરે શ્રી પ્રીતિવાળી તોએ
    ડાહી સુતા શી ગુરુઆણ ઇચ્છે. ૩૮

વિદર્ભના ઉત્સુક ભૂપ ભોજે
    ઇન્દુમતીબેન—સ્વયંવરાર્થે,
કુમારને તેડી જવા રઘુની—
    પાસે વળાવ્યો દૂત હિતકારી. ૩૯

સંબંધ તેનો અતિ યોગ્ય ધારી
    ને " પુત્ર છે યોગ્ય વયે " વિચારી,

---

૩૬ બ્રાહ્મ મુહૂર્તે= અભિજીત નક્ષત્રમાં, જણુંતી=જન્મ આપે છે. બ્રહ્માનું બીજું નામ અજ છે. ૩૮ ગણેલા=માત્ર ભણેલો નહિ. વ્યવહાર કુશળ પણ ખરો. શ્રી=રાજલક્ષ્મી તેને વરવાને આતુર છતાં રઘુની આજ્ઞાની રાહ જોતી હતી.

નૃપે વળાવ્યો દળ સાથ તેને
　　સમૃદ્ધ વિદર્ભપુરીની વાટે. ૪૦
સાહિત્યથી પૂર્ણ સજેલ ડેરા
　　માર્ગે વસંતા નૃપપુત્રકેરા,
શોભી ઉઠે ગ્રામ્યજનોની ભેટે
　　ઉદ્યાનમાં ક્રીડનધામ શા તે. ૪૧
તે વાટ કાપી શીત વાયુથી જ્યાં
　　ધ્રૂજંત વૃક્ષો ચિરબિલ્વકેરાં,
રેવાતીરે સૈન્ય–પડાવ નાખે
　　થાકેલ, મેલા ધ્વજવાળું ધૂળે. ૪૨
ઉંચા ભમંતા ભ્રમરોથી ર્‌હેલો
　　પ્રવેશ જેનો જળમાં જણાતો,
ધોયો જહીં તે મદ ગંડવાળો
　　નદીથી કોઇ વન–હસ્તી ઊઠયો. ૪૩
ધોવાઇ ધાતુય સમૂળ જાતાં
　　ચિત્રાઇ ઉંચી નીલી શ્રીટીઓ જ્યાં,
તે ર્‌હાણુથી કુંઠિત બેઉ દંતે
　　વપ્રક્રીડા ઋક્ષતટે જણાવે. ૪૪

---

૪૨ ચિરબિલ્વ=એક જાતનાં ઝાડ. ૪૩ ઉંચા=પાણી ઉપર. હાથીના લમણા ઉપરનો મદ ચાટતા ભમરા હાથી પાણીમાં ડુબી જતા પાણી ઉપર ઉડી રહ્યા હતા. આ ભમરાઓથી તે કયાં ડૂબ્યો છે તે જણાતું. ૪૪ વપ્રક્રીડા=હાથી, આખલા, પાડા, વગેરે કાદવ સાથે જે રમત કરે છે તે. ઋક્ષતટે ઋક્ષવાન નામના પર્વતની તળેટીએ.

સંકોચી, કીધી પછી તુર્ત ડ્હોળી
સૂંઢેથી મોજાં નદીનાં નિવારી,
સામે તીરે તેહ તકાવી દૃષ્ટિ
બંધો હણંતો દીસતો શું ગર્જી ! ૪૫

તેણે ડહોળ્યા જળજૂથવાળા
નદીપ્રવાહો તીર જાય વ્હેલા,
શૈલેશ શો શૈવલમંજરીનાં
લપેટી પેટે પછી જાય જાળાં. ૪૬

તે એકહસ્તીની કપોલકેરી
જળપ્રવેશે ક્ષણ શાંતિવાળી,
પાળેલ હાથી બહુ દેખવાથી
ફરી પ્રકાશી મદવર્ષી લક્ષ્મી. ૪૭

અસહ્ય તેનો મદ સૂંઘતાંજ
સપ્તચ્છદોના રસ શો કટુજ,
સેનાગજેન્દ્રો સહુ જાય નાઠા
ના લેખીને યત્નજ મ્હાવતોના. ૪૮

તોડી સહુ બંધન ધોરી નાઠા
ભાંગી ધરીના રથ જ્યાં પડેલા,

---

૪૫ બંધો=હાથીને વશ કરવા નાખેલા લાકડાંના બંધ, ૫૬ શૈવલમંજરી=સેવાળમાંની માંજરો. ૪૭ એકહસ્તી=અજોડ હાથી. મદવર્ષી=મદ ઝરતી. લક્ષ્મી=તેજ. અર્થાત્ બીજા હાથીઓને દેખતાં શાંત થએલો તેનો પીત્તો ફરી ઉકળી આવ્યો,

વ્યાકુલ રામા—રખવાળ, યોદ્ધા
તેણે કર્યું શિબિર તે ક્ષણે હા ! ૪૯
રાની ગજો ભૂપતિથી અવધ્ય
શાસ્ત્રે સુણી, ના બહુ ખેંચી ચાપ,
કુમાર મારે શર એક કુંભે
નિવારવા એ ધસતા કરીને. ૫૦
ઘા માત્રથી તે ગજરૂપ તુર્ત
ત્યાગી, કરી વિસ્મિત સર્વ સૈન્ય,
સ્ફુરે પ્રભામંડળ મધ્યમાં જ્યાં
તે વ્યોમચારી વપુ પામતો ત્યાં. ૫૧
પુષ્પો પ્રભાવે પ્રગટાવી પોતે
વર્ષાવી કલ્પદ્રુમનાં કુમારે,
વકતા વદે છે દશનપ્રભાથી
પ્રભા વધારી ઉરહારકેરી ૫૨
મતંગશાપે મુજ ગર્વથીજ
પામ્યો હતો હું ગજનું સ્વરૂપ,
ગંધર્વરાજા પ્રિયદર્શીકેરો
છું પુત્ર પ્રિયંવદ આપ જાણો. ૫૩

---

૫૧ પ્રભામંડળ=તેજનું કુંડાળું. વ્યોમચારી આકાશમાં ફરનાર દેવનું. ૫૨ કુમારે=અજ ઉપર. દશનપ્રભા=દંતની કાંતિ. ઉરહાર= છાતી ઉપર લટકતો હાર. ૫૩ મતંગ=ઋષિએ હાથીઓને પાળવાની તથા તેમને ઉપયોગમાં લેવાની રીત જગતને શીખવી હતી.

પછી પડંતાં મુનિ તેહ પાચે
 મૃદુ થયા મુજ પરેજ પોતે,
ઉષ્ણત્વ અગ્નિ–રવિનાજ યોગે
 પાણી ગ્રહે નક્કી શીળું સ્વભાવે. ૫૪

" ઈક્ષ્વાકુવંશે અજ જન્મી જ્યારે
 વિદારશે કુંભ શરેથી ત્યારે,
જોડાઇ જાશે મહિમાની સાથે."
 મને કહ્યું એમ તપોનિધિએ. ૫૫

ચિરેથી હું દર્શન ઇચ્છનારો
 શાપેથી આજેજ છુટો થએલો,
ના આપનું પ્રિય કરી શકું જો
 વૃથા થશે આ રૂપ પામવું તો. ૫૬

ગાંધર્વ સંમોહન અસ્ત્ર મારૂં
 યોજે નિવારે ભિન મંત્રવાળું,
સખા ! તું લે જેથી ન રિપુહિંસા
 થતાં વરે વિજય, યોજનારા. ૫૭

---

૫૪ અર્થાત્ સ્વભાવે શીતળ પાણી સૂર્ય કે અગ્નિના સંસર્ગથીજ ઉષ્ણત્વ પામે છે. ૫૫ મહિમા=તારા અસલ રૂપનો મહિમા. મતલબ તું તારૂં મૂળ રૂપ પામીશ. ૫૬ ચિરેથી=દિર્ઘકાળથી. ૫૭ સંમોહન=મૂર્છા- લાવનારૂં. યોજે=મૂકવામાં, નિવારે=પાછું લેવામાં. ભિન–ભિન્ન, જુદા, યોજનારા=તેને વાપરનારા

લજ્જાથી તારી બસ મુજ પ્રત્યે
હતો દયાળુ શર છોડતાંયે,
તેથી કરેલી મુજ પ્રાર્થનાને
ના માની ના થા જડ મારી સાથે. ૫૮

' ભલે ' કહી સ્પર્શી પવિત્ર પાણી
રેવાનું, ને ઉત્તર મુખ રાખી,
અસ્ત્રજ્ઞ નૃસોમજ અસ્ત્રમંત્ર
સ્વીકારતો શાપવિમુક્તથી જ. ૫૯

એ રીત રસ્તામહીં દૈવયોગે
ઓચિંતી મૈત્રિથકી લાભ લૈને,
ર્‌હેલો પળે ચૈત્રરથ-પ્રદેશે
સુરાજ્યથી રમ્ય બીજો વિદર્ભે. ૬૦

પુરીની પાસે અજ આવી પ્હોંચ્યો
આવ્યાથી એના અતિ હર્ષવાળો,
સામો જતો એ ક્રથકૈશિકેન્દ્ર
ઊર્મિથી શું ચંદ્રભણી સમુદ્ર ! ૬૧

---

૫૮ નૃસોમ=માણસોમાં ચંદ્ર જેવો. અસ્ત્રમંત્ર=અસ્ત્રનો મંત્ર. શાપવિમુક્તથી=શાપથી છૂટેલ, ગંધર્વ—પ્રિયંવદ પાસેથી. ૬૦ ચૈત્રરથ=એ નામનું કુબેરનું ઉપવન. ૬૧ ક્રથકૈશિકેન્દ્ર=ક્રથકૈશિકનો રાજા ભોજ. ઊર્મિ=( ૧ ) હૃદયઊર્મિ, ( ૨ ) જળ-ઊર્મિ.

પ્રવેશ એનો પુરમાં કરાવી
પોતે પ્રીતિથીજ સમર્પતાં શ્રી,
માને જનો તત્ર મળ્યા, અતિથિ
વૈદર્ભને, ને અજ ગૃહસ્વામી. ૬૨

## વસંતતિલકા.

એના વિનમ્ર અધિકારી જને જણાવ્યા
ને દ્વારવેદીપર જ્યાં કલશો ભરેલા;
તે રમ્ય નૂતન નિવાસવિષે નિવાસ
કીધો અજે, મદન બાલ્યથી અન્ય જેમ ! ૬૩
જેના સ્વયંવર મિષે મહીપો મળેલા
તે રત્ન જેવી રૂડી કુંવરી-કોડીલાનાં,
મોડેથી નિંદ નયનો પર આવી બેસે
ના ભાવ જાણી શકતી દયિતા શી રાત્રે. ૬૪
કાંધો રૂડી કરણભૂષણથી પિડાયે
શય્યાની ચાદર પરે વપુરંગ ચોંટે,
તે શ્રેષ્ઠ સુજ્ઞ અજને વદીને વિવેકે
વૈતાલિકો સમવયી જગવે પ્રભાતે. ૬૫

---

૬૨ શ્રી=પોતાની મોટાઇ. તે પાછળ ચાલવા લાગ્યો, આથી લોકો તેને અતિથિ અને અજને ગૃહપતિ માનવા લાગ્યા. ૬૩ અન્ય=બીજું, યુવાવસ્થા. ૬૪ કુંવરી—કોડીલો=કુંવરીને વરવાના કોડવાળો, અજ. અજ ઇન્દુમતીના વિચારોમાં ગરકાવ થયો હોવાથી તેને મોડા સુધી ઊંઘ આવી નહિ. પતિની વિરહ

રાત્રી રૂડી વીતી, મહામતિ ! મૂક શય્યા
બે ભાગ વ્હેંચી વિધિએ ધરતીની ધુરા,
તે એક બાજુ ધરતા તજી નિંદ પિતા
ને આપ ધારણ કરો બીજી પાસ રે'તા. ૬૬

નિદ્રાસને વસી રહ્યા તમથી ઉવેખી
રાત્રીવિષેજ અપમાનિત વ્હાલી જેવી,
લક્ષ્મી કરે રમણ જે સહ તે શશીએ
અસ્તે જતાં તજી દીધી તુજ મુખશ્રીને. ૬૭

તો રમ્ય બેઉ ઉઘડયાથકી એક સાથ
અન્યોન્ય ધારણ કરો સરસાઇ સદ્ય,
પ્રેમી અને તરલ કીકીનું તુજ ચક્ષુ
ને પદ્મ ચંચળ રૂડા ભમરે ભરેલું. ૬૮

---

દશાને નહિ જાણતી દયિતા—પ્રિયતમા શી ઊંઘ મોડેથી આવી એમ કહેવું છે. ૬૫ કરણભુષણ=કાનનાં આભૂષણો. વૈતાલિકો=બંદિ પુત્રો.

૬૭ ઉવેખી=જેના તરફ બેદરકારી બતાવાઈ છે એવી. સારાંશ કે રાત્રે તમારાથી અપમાન પામેલી અને લક્ષમાં નહિ લીધેલી લક્ષ્મી તમારા જેવી આકૃતિવાળા ચંદ્ર સાથે રમણ કરી મન વાળતી હતી, તે ચંદ્ર પણ હવે અસ્ત પામતાં તમારા સરખો રૂપાળો રહ્યો નથી તો તે લક્ષ્મીની દયા ખાવ. ( જાગૃત થાવ) ૬૮ કાળી કીકીને સમાવીને મીંચાઇ ગએલ નેત્ર અને ભ્રમરને પોતામાં પૂરીને બિડાઇ ગએલું પદ્મ હવે સૂર્યોદય થયો હોવાથી ભલે ઉઘડે.

ડીંટીથી શિથિલ હરે કુસુમો તરુનાં
  જાયે અરુણકિરણે કમળો ખીલેલાં,
તે પ્રાતવાયુ પર પાસથી લેઈ લેવા
  જાણે ચહે સહજ મુખની વાસ તારા ! ૬૯
તાંબા શું લાલ તરુપાન પરે પડેલા
  ધોએલ મોતી સરખા કણ હિમકેરા,
શોભે ગુણો અહીં રૂડા, તુજ નિમ્ન ઓષ્ઠે
  લીલાભર્યા સ્મિત સમા તુજ દંતકિર્ણે. ૭૦
જ્યાં સુધી તાપનિધિ ભાનુ નથી ઉગેલ
  ત્યાં સુધી સત્વર અરુણ હણે તિમિર,
હોવા છતાં વીર તમે રણમાંહી અગ્રે
  પોતે પિતા રિપુ બધાય શું કામ રોળે ? ૭૧
ખંખેરીને વપુ બધું તજી ઊંઘ ઊઠયા
  તારા ગજો ખખડતી લઇ સાંકળો આ,
શોભંત બાલરવિના અરુણા પ્રકાશે
  તૂટેલ રક્તગિરિ શા દશનો જ જેને. ૭૨

---

૬૯ પ્રાતવાયુ=પ્રભાતનો શીતળ મંદપવન. સહજ=કુદરતી પ્રભાત-વાયુને પુષ્પો તો મળે છે પણ સુવાસ તમારા મુખ સિવાય બીજે કયાંય મળતી નથી. ૭૦ કુમળાં લાલ પાન પરનાં હિમબિંદુ તારા નીચલા હોઠપર (સ્મિતકરતી વેળા ) આવેલા દાંત સમાં શોભે છે. ૭૧ ભાવાર્થ—સૂર્ય પોતાનું કામ હાથમાં લેતો નથી, ત્યાં સુધીજ અરુણ અંધકારનો નાશ કરે છે, તેમ તમે હવે વીર થયા તો પછી શા માટે તમારા શત્રુનું મર્દન પિતાજી કરે ? ચંદ્ર, પ્રભાતવાયુ.

બાંધી મૂક્યા અતિ વિશાળજ તંબુઓમાં
નિદ્રા નિવારી કમલાક્ષ ! ઇરાનના આ,
મેલા કરે મુખમરુતથી પાસ મૂક્યા
ચાટ્યાથી સિંધવતણા કકડા જ ઘોડા. ૭૩

## માલિની.

ઢીલી પડી કરમાઇ ભેટની પુષ્પમાળા
સ્વકિરણ પરિવેષે સ્ફુરતા નાય દીવા,
અહી અમતણી વાણી આપ ઊઠાડવાને
શુક તુજ વદતા આ પિંજરે પ્રિયબોલે ૭૪
સુવચનરચનાથી બંદિઓની કુમાર,
ઝટપટ નિદ છાંડી ત્યાગતો શુદ્ધ સેજ,
મધુર કિલકિલાટે રાજહંસે જગાડ્યો
સુરગજ જયમ ગંગાના તીરે સુપ્રતીક. ૭૫

## પુષ્પિતાગ્રા.

પછી વિધિ કરી પૂરી સૂણી શાસ્ત્રે
પ્રથમ વિભાગની, શુભપાંપણો એ,
કુશળ જનથી સજ્જવેષ થૈને
મહીપતિમાંહી સ્વયંવરે પધારે. ૭૬

---

હિમબિંદુ અને કમળોને કુમારનાં સહજ શત્રુ વર્ણવ્યાં છે. દશનો=દંતશુળ. ૭૪ ભેટની=ભેટમાં મળેલી. આપ=આપને. ૭૫ સુપ્રતીક=ઇશાન ખૂણાનો દિગ્ગજ. ૭૬ પ્રથમ વિભાગ=દિવસના ચાર વિભાગમાંનો પહેલો વિભાગ

# છઠ્ઠો.—સર્ગ.

## —ઈન્દુમતી-સ્વયંવર.—

### ઉપજાતિવૃત્ત.

તેણે રૂડા મંડપમાંહી દીઠા
સિંહાસને સુંદર વેષવાળા,
વિમાનચારી સુરકેરી લીલા
ધરી રહ્યા ત્યાં નૃપને રૂપાળા. ૧
રતિની વિનંતિથી રાજી થાતા
શિવે જીવાડયા શું ! અનંગ જેવા,
કાકુત્સ્થને જોઇ નિરાશ થાતાં
ઇન્દુમતીમાં મન ભૂપતિનાં. ૨

---

૧ વિમાનચારી=વિમાનમાં ફરનાર.

૨ રતિ=કામદેવની સ્ત્રી. અનંગ=કામદેવ. મહાદેવે ક્રોધ કરીને એકવાર કામદેવને બાળી મૂક્યો હતો. ત્યારથી તે અનંગ- શરીર વિનાનો-કહેવાય છે.

વિદર્ભરાયે જણુવેલ મંચે
　　સોપાનમાર્ગે થઇ તેહ બેસે,
ભાંગી શિલાથી મૃગરાજપુત્ર
　　જાયે ચઢી શું ગિરિશૃંગ ઉચ્ચ ! ૩

રંગે રૂપાળા મણિથી મઢેલે
　　સિંહાસને કાંતિથી શોભતો એ,
મયૂરની પીઠપરે વિરાજ્યા
　　કુમારકેરી ધરતોજ શોભા. ૪

તે રાજપંકિતમહી દેવીશ્રીએ
　　સ્વદેહ ના જોઇ શકાય તેવે—
તેજે જણાતો બહુધા વહેંચ્યો
　　મેઘોની પંકિતમહી વીજળી શો ! ૫

મહાન સિંહાસન શુભ્ર વસ્ત્ર
　　ધારી વિરાજેલ નૃપાળમધ્ય,
રઘુતનુ રૂપથી શોભતોજ
　　કલ્પદ્રુમોમાં જયમ પારિજાત ! ૬

બીજો તજી સર્વ નૃપાળવૃંદ
　　નેત્રો પ્રજાનાં તહીં ચોંટતાંજ,

---

૩ મંચ=માંચડો, સોપાનમાર્ગ=સીડીવાટે. ૫ દેવીશ્રી=લક્ષ્મીદેવી, રાજાઓનાં આભૂષણોના ઝગારા મેઘોની વીજળી જેવા જણાતા. ૬ કલ્પદ્રુમો પાંચ છે. ( ૧ ) મંદાર, ( ૨ ) હરિચંદન, (૩) સંતાનક, (૪) કલ્પવૃક્ષ અને (૫) પારિજાત.

મદે ભર્યો વન્ય ગજે પડે શું
તજી દ્વિરેફો તરુ પુષ્પકેરૂં ! ૭

સ્તુતિ કરાતી કુલબંદિઓથી
જન્મ્યા નૃપોની રવિચંદ્રમાંથી,
સુગંધી કાષ્ઠોથકી ઉપજેલો
ધ્વજા સુધી ધૂપ ઉડી રહેતો. ૮

પુરી સમીપે વનમાં રહેતા
કલાપીને નૃત્ય કરાવનારા.
શંખો ફૂંકાતા જહીં મંગલાર્થે
તે વાદ્યસુરો ચઢતા દિગન્તે. ૯

જને ઉપાડી ચઢી પાલખીએ
કન્યા સુશોભિ સખી–સાથ લૈને,
વિવાહનો વેષ ધરી પ્રવેશે
મંચોની મધ્યે થઇ રાજમાર્ગે. ૧૦

એકી ટશે લોચન સેંકડો ત્યાં
કન્યા રૂપી ઉંચી વિભુકૃતિમાં,
જોતાં સ્વઅંતઃકરણે, નૃપો તે
બેસી રહ્યા આસન માત્ર દેહે. ૧૧

---

૮ કુલબંદિ=રાજકુળોના યશ ગાનારા ભાટ ચારણો. ૧૧ વિભુકૃતિ=બ્રહ્માની બનાવટ.

તેના પ્રતિ ઉત્કટ ભાવવાળા
મહીપતિના પ્રણુયે દૂતિકા—
શી પ્રેમચેષ્ટા વિધવિધ થાતી
વૃક્ષોતણી કુમળી કુંપળો શી ! ૧૨

બે હસ્તથી કો ગ્રહી પદ્મદંડ
ઝુકી રહ્યા પત્રથી હાંકી ભૃંગ,
રજે બનેલા પરિવેષવાળે
ક્રીડાબ્જથી ચક્કર તો કરે છે. ૧૩

બીજો વિલાસી સરતી ખભેથી,
ને લાગતી રત્નજડિત કોણી;
ઉપાડી માળા સ્થળ યોગ્ય મૂકે
ત્રાંસું કરી સુંદર મુખ પોતે. ૧૪

સંકોચી બીજો પછી અંગુલિઓ,
નીચાં નમાવી રૂપયુક્ત નેનો;
ત્રાંસી પસારી નખકેરી કાંતિ,
લખેજ સુવર્ણપીઠે પગેથી. ૧૫

અર્ધાસને હાથ મૂકયાથી ડાબો
ભૂપાળ કો ઉન્નત ડોકવાળો,
કટિપ્રદેશે તૂટી માળ તેને
કરી રહ્યો ભાષણ મિત્રસાથે. ૧૬

---

૧૨ પ્રણુય=પ્રેમ. દૂતિકા=સંદેશિકા, નિશાનીઓ. ૧૩ ક્રીડાબ્જ=રા-
વાનું કમળ.

વિલાસિનીનાં શ્રુતિભૂષણો શું
બીજો યુવા કેતકીપત્ર પીળું,
પ્રિયાનિતંબે ક્ષતકાજ યોગ્ય
નખાગ્રભાગે ચીરવા મથંત. ૧૭

સરોજ શી રક્ત હથેળીવાળા
રેખાથી નિર્મ્યા ધ્વજચિહ્નવાળા,
હાથે ઉછાળે નૃપ કોઇ પાસા
રત્ને જડી વીંટીથકી દીપંતા. ૧૮

કોઇ શિરે ઠીક રહ્યા છતાંયે
સ્વસ્થાનથી ભ્રષ્ટ થયો ગણીને,
અંગુલિમાર્ગો મણિકાંતિ પૂરે
તેવા કરે કિરીટને સમારે. ૧૯

પછી નૃપોનાં કુળ જાણનારી
વાગીશ્વરી, ને પ્રતિહારરક્ષી,
કુમારીને લૈ મગધેશ પાસે
કહે સુનંદાજ પુરુષ પેઠે. ૨૦

શરણ્ય આ છે શરણાર્થીઓનો
ધીરો સ્વભાવે મગધે રહેતો.

---

૧૭ શ્રુતિભૂષણ=કાને પહેરવાનાં આભૂષણ. ૧૯ અંગુલિમાર્ગો=બે આંગળીઓ વચ્ચેની જગા. મણિકાંતિ=મુગટમણિનું તેજ. મુગટને હાથ અડાડતાં તેમાંના મણિઓનું તેજ આંગળાંને લાગે છે. ૨૦ વાગીશ્વરી=બોલવે કાબેલ.

રાજા પ્રજારંજનમાં પ્રવૃત્ત
 યથાર્થ તેનુંજ પરંતપાખ્ય. ૨૧
ભલે, નૃપો અન્ય સહસ્ર તોયે
 રાજાવતી આથી ભૂમિ મનાયે,
નક્ષત્ર, તારા, ગ્રહથી ભરેલી
 છતાં પ્રકાશે શશીથીજ રાત્રી. ૨૨
યજ્ઞક્રિયા એની અતૂટ ચાલે
 રોકાઇ રેંથી તહીં ઇન્દ્ર નિત્યે,
શચીતણા પાંડુ કપોલ પ્હોંચ્યા
 મંદાર વિના ચિર કેશ લુખા. ૨૩
વરેણ્ય આથી યદિ હસ્ત ઇચ્છે
 ગ્રહાયલો, તો કર તું પ્રવેશે,
દ્વારે ઉભી પુષ્પપુરાંગનાનાં
 નેત્રો રૂડાં ઉત્સવથી ભરેલાં. ૨૪
એવું કહેતાં નૃપ સામું ભાળી
 દૂર્વાથી ગૂંથી મધૂમાળવાળી,
ના બોલતાં કાંઇ નમી જરાક
 તે ભૂપને પાતળી છોડી જાય ૨૫

---

૨૧ પરંતપાખ્ય=પરંતપ+ આખ્ય=નામ. પરંતપ=શત્રૂને તપવનાર. તેના નામ પ્રમાણે શત્રૂઓને તાપ દેનાર પણ તે છે. ૨૪ વરેણ્ય=વરવા યોગ્ગ. પ્રવેશ=પ્રવેશીને. પુષ્પપુરાંગના=તેની પુષ્પપુર નામે રાજધાનીની સ્ત્રીઓ. ૨૫ મધુ=મધૂક નામના પુષ્પની માળા.

નીમેલી વેત્રગ્રહણે સુનંદા
　　લૈને બીજા ભૂપશું રાજસુતા,
વાથી ઉઠેલી શું તરંગરેખા
　　પદ્મે બીજે માનસરાજહંસા! ૨૬

અને કહે આ નૃપ અંગદેશે
　　સુરસ્ત્રીઓ યૌવન જેનું ઝંખે,
જેના શિખાવ્યા ગજ સૂત્રકારે
　　મહી પરે ઇંદ્રસુખે મહાલે. ૨૭

અશ્રુતણાં બિંદુ પડાવી આણે
　　મુક્તાફળો શાં સ્થૂળ ઉરભાગે,
પાછા સમર્પ્યા લઇ હાર જાણે
　　સૂત્રો વિનાના રિપુઅંગનાને! ૨૮

સ્વભાવ જુદા પણ એક સાથે
　　આમાં વસે લક્ષ્મી અને શ્રી બંને!
કાંતિ અને સુનૃત વાણીથીજ
　　કલ્યાણી! થાવા ત્રીજી તુંય યોગ્ય. ૨૯

---

૨૬ ભૂપશું=રાજાની પાસે. માનસરાજહંસા=માનસરોવરની રાજહંસી. ૨૭ પૂર્વે કોઇકના શાપથી પૃથ્વીપર પડેલા દિગ્ગજોને જોઈ ઇન્દ્રે દેવર્ષિઓને તેમને કેળવવાનું કહેતાં તેમણે ગજશાસ્ત્ર બનાવી તેમને કેળવ્યા હતા. ૨૮ પોતાના પતિદેવોને મારી નાખવાથી સ્ત્રીઓની આંખમાંથી પડતી આંસુની ધારાને સુતર વિનાના હાર કહ્યા છે. સાચા હારોનો તો પોતે વિધવા થતાં ત્યાગ કર્યો હતો.

અંગેશથી ખેંચી પછીથી દૃષ્ટિ
'ચાલો' કહેતી સખીને કુમારી,
ન કામ્ય ના આ, ન કુમારી અજ્ઞ,
કિંતુ જનોની રુચિ ભિન્ન ભિન્ન. ૩૦

પછી બીજો દુઃસહ શત્રુઓને
નૃપાળ, દાસી પ્રતિહારિણી જે,
દર્શાવતી તે બહુ કાંતિવાળો
ઇન્દુમતીને નવ-ઇન્દુ જેવો. ૩૧

આ દીર્ઘબાહુજ અવંતિનાથ
વિશાળ વક્ષે, કૃશ ગોળ કેડ,
ચઢાવી ચક્રે ઘસિયા વિધિએ
પ્રયત્નથી સૂર્યસમો સુહાયે. ૩૨

સો શક્તિશાળી નૃપના પ્રયાણે
અગાડીની અશ્વ-રજો ઉડીને,
સામંતકેરા શિરના મણિની
પ્રભાતણા અંકુરને હણંતી. ૩૩

આ તો મહાકાલતણા નિવાસી

---

૩૦ કામ્ય=ગમે તેવો. ૩૨ ચક્ર=શરાણ. બ્રહ્માએ પોતાની દીકરી સંજ્ઞા સૂર્યને લગ્નમાં આપી હતી. સૂર્યનું અપાર તેજ સહન નહિ કરી શકવાથી સંજ્ઞાએ બ્રહ્માને વિનંતિ કરતાં તેમણે સૂર્યને મહા યત્ન કરી શરાણ વડે ઘસી નાખ્યો હતો. (વિષ્ણુ પુ.)

શ્રી ચંદ્રમૌલિ નહિ દૂર તેથી,
પ્રિયાની સાથે વદપક્ષમાંયે
જ્યોત્સ્નાવતી સાંજની મોજ માણે. ૩૪
સીપ્રાની લ્હેરોથકી શીત વાયે
ડોલંત ઉદ્યાનની હારમાંહે,
યુવાન રાજા સહ વૃત્તિ તારી
રંભોરુ ! થાતી ફરવા જવાની ? ૩૫
ખીલાવતો પદ્મ શું બંધુઓને
તેજે સુકાવ્યો રિપુપંક જેણે,
તેમાં ન બાંધે સુકુમારી પ્રીતિ
કુમુદિની સૂર્યપરે શું કોદી ? ૩૬
તે પદ્મપેટી શુભકાંતિવાળી
ગુણે ન ઓછી શુભદંતવાળી,
વિધિતણી સુંદર સૃષ્ટિને તે
અનુપરાજા ભણી લે કહે છે. ૩૭
સહસ્રબાહુ સમરે થનારો,
અઢાર દ્વીપે યૂપ રોપનારો,
જેને અસાધારણ રાજશબ્દ
તેવો થયો યોગીશ કાર્તવીર્ય. ૩૮

---

૩૪ ચંદ્રમૌલિ=માથા ઉપર ચંદ્રને ધારણ કરનારા, શિવ. જ્યોત્સ્નાવતી=ચાંદનીવાળી. ૩૭ પદ્મપેટી=પદ્મ સમાન પેટવાળી. ૩૮ કાર્તવીર્યને સહસ્રાર્જુન કે અર્જુન પણ કહે છે. તેણે દત્તાત્રેય પાસેથી વરદાન મેળવ્યું હતું. તેના અત્યાચારોથી ખિજાઈને છેવટે પરશુરામે તેનો વધ કર્યો હતો.

ધાર્યાની સાથે મનમાં અકાર્ય
　　ખડો થતો ચાપ ધરી સહાય,
પ્રજાતણા અંતરમાંય થાતા
　　ઉચ્છેદતો નાયક જેહ ગુના. ૩૯

જ્યાબંધનેથી જડ હસ્તવાળો
　　હાંફે મુખોથી સુર જીતનારો,
લંકેશ કારાગ્રહમાંહી તેની
　　રહ્યો કૃપા મેળવતાંજ સુધી. ૪૦

તેના કુળે આ નૃપ જન્મ પામ્યો
　　પ્રતીપ શ્રુતિવૃધ સેવનારો,
જેણે શ્રીની સ્થાનથી ઉપજેલી
　　ચાંચલ્યરૂપી અપકીર્તિ ધોઈ ૪૧

સંગ્રામમાં અગ્નિની સ્હાયથી તે
　　ક્ષત્રિયના કાળ સમાન રાતે,
શ્રીરામકેરી પરશુની ધાર
　　માને પડંતી જ્યમ પુંડરીક. ૪૨

---

૪૦ જ્યાબંધન=ધનુષ્યની દોરીનું બંધન.

૪૧ શ્રુતિવૃધ=વેદના પઠન પાઠનમાં વૃદ્ધ થએલા. સ્થાનથી ઉપજેલી=લોકોનાં વ્યસન વગેરેથી થનારી. લક્ષ્મી એક સ્થળે સ્થિર નહિ રહેવાનું કારણ લોકોના વ્યસનાદિ દુર્ગુણો છે, તેવા દુર્ગુણ તેનામાં ન હોવાથી લક્ષ્મી તેને ત્યાં સ્થિર હતી. ૪૨ પૂર્વે માહિષ્મતીના કોઈ નીલ નામના રાજાની કુંવરી અગ્નિને વરી હતી, ત્યારથી અગ્નિદેવ તે નગરીના રાજાઓને યુદ્ધ સમયે સહાય કતા.

માહિષ્મતીની કટિમેખલા શી
        વારિલટે રમ્ય જણાતી એવી,
રેવા મહેલેથી ચહાય જોવા
        તો એહના અંકની લક્ષ્મી તું થા. ૪૩

હતો અતિશે પ્રિયદર્શી તોયે
        તેને ક્ષિતિનો ઇશ નાજ રુચે,
ખસી જતાંયે દૂર મેઘ શરદેં
        પદ્મિની મોહે નહિ પૂર્ણ ચંદ્ર. ૪૪

જે શૂરસેનાધિપતિ સુષેણ
        જેનો ત્રિલોકે જશ તો ગવાય,
આચારથી જે દીપવે કુળો બે
        તેના વિષે કુંવરીને કહે તે. ૪૫

આ નીપવંશી નૃપ યજ્ઞકર્તા
        જેમાં ગુણો આશ્રય લૈ વસંતા,
અન્યોન્ય પોતાનુંય મૂકી વર
        સિદ્ધાશ્રમે જે પશુ જેમ શાન્ત. ૪૬

નેત્રાનન્દકારી સ્વગૃહે સદાયે
        કાંતિ સુધાંશુ સમ જેની વ્યાપે,

---

૪૫ કુળો બે= માતૃવંશ અને પિતૃવંશ બંને. ૪૬ ગુણો= જ્ઞાનમૌનાદિ, પશુ=ગજસિંહાદિ. સિદ્ધાશ્રમ=સિદ્ધોનો આશ્રમ. તે અતિ શાંત હોઇ પશુઓ પોતાનો સહજ વિરોધ પણ ભૂલી જાય છે.

ને તેજ શત્રુપુરીના નિવાસે
અસહ્ય, તૃણાંકુર જ્યાં ઉગ્યાં તે. ૪૭
જેની સ્ત્રીઓનાં સ્તનચંદનોને
ધોયાથકી વારિવિહારટાણે.
કાલિન્દી જાતી મથુરા છતાંયે
ગંગાની લ્હેરોથકી મિશ્ર જાણે! ૪૮
કાલિન્દીવાસી ગરુડેથી બ્હીતે
કાલિયનાગે મણિ અર્પિયો જે,
વ્યાપી રહેતાં ઉર તેનું તેજ
કૌસ્તુભધારી લજવે શું કૃષ્ણ ! ૪૯
યુવાન આ તું પતિ મેળવીને
મૃદુ પ્રવાલે રચી પુષ્પસેજે,
ઓછા નહિ ચૈત્રરથેથી એવા
વૃંદાવને યૌવન માણ રામા ! ૫૦
વારિકણોથી પલળી શિલાએ
શિલાજીતે મ્હેકતી તું ચઢીને,
કલાપિનાં નૃત્ય જુઓ વૃષામાં
મનોજ્ઞ ગોવર્ધનની ગુફામાં. ૫૧

---

૪૯ કાલિય નામનો વિષધારી સર્પ પ્રથમ રમણક નામના સ્થળે રહેતો હતો. ત્યાં ગરુડનો ઉપદ્રવ સહન ન થવાથી તે કાલિંદીમાં સુષેણની રજા લઈ રહ્યો હતો. અને તે ઉપકારના બદલામાં તેણે રાજાને મણિ આપ્યો હતો. સૌભરીના શાપથી ગરુડનું આંહી કશું ચાલતું નહિ કૌસ્તુભધારી=કૌસ્તુભને ધારણ કરનાર. કૃષ્ણને આંહી માત્ર વિષ્ણુ સમજવા. ૫૧ ‘ મ્હેકતી ’ શિલાનું વિશેષણ છે.

આવર્ત જેવી રૂડી નાભિવાળી
હતી થવાની પરદાર તેથી,
તેને તજે તે, જયમ માર્ગમાંહી
આવ્યા ગિરિને નદી અબ્ધિગામી. ૫૨

કલિંગનો નાથ કડાં ધરંતો
શત્રુઘ્ન હેમાંગદ નામવાળો,
તે પાસ પૂર્ણેન્દુમુખી કુમારી
ખડી કરી કિંકરી એ વદંતી. ૫૩

મહેન્દ્ર અદ્રિ સમ શક્તિવાળો
સ્વામી મહેન્દ્રાદ્રિ, મહોદધિનો,
સવારીમાં આગળ ગંધવર્ષી,
હસ્તીરૂપે જાય મહેંદ્ર જેની ! ૫૪

જયાઘાની રેખા ધરતો ભુજે બે,
સુબાહુ, મોટો ધનુધારીમાંહે !
બાંધી લીધી શત્રુની શ્રીની જાણે,
આંસુ અને મેશની ધાર છે બે ! ૫૫

---

૫૨ આવર્ત=નદીમાં વળતી ઘુમરી, પરદાર=પારકાની સ્ત્રી. ૫૩ પૂર્ણેન્દુમુખી=પુરા ખીલેલા ચંદ્રના જેવા મુખવાળી. ૫૪ સવારી=વિજય સવારી. ગંધવર્ષી=મદ-ગંધ ઝરતા. મહેન્દ્ર=એ નામનો પર્વત છે. તેના હાથીઓ પર્વત સમા ઉંચા હતા. ૫૫ બેય હાથે રેખા હોવાથી તેનું સવ્યસાચિત્વ જણાય છે. દોરીના ઘસારાનાં ચાઠાં કાળાં હોવાથી લક્ષ્મીદેવીની કજ્જલમિશ્રિત અશ્રુધારા સમાં તે લાગતાં હતાં.

મ્હેલે સુતાને, સમીપે રહેલો
　　ગંભીર નાદેથી બજાવી વાદ્યો.
પ્રાસાદથી ઊર્મિ જણાય જેની
　　ઊઠાડતો તે અબ્ધિ ઊંઘેથી. ૫૬
વિહાર તું માણીશ એની સાથે
　　તાડોથી ગર્જિત સમુદ્રકાંઠે,
અન્ય દ્વિપોથી સુરપુષ્પ લાવી
　　વાયુ હરે સ્વેદકણોજ જ્યાંહી. ૫૭
એ રીત લોભાવીય, રૂપલોભી
　　વિદર્ભરાજાની ભગિની નાની,
દુર્ભાગી તેથી ફરી પાછી જાતી
　　નીતિથી લાધેલી શું પાસ લક્ષ્મી ! ૫૮
પછીથી દાસી ઉરગાખ્ય પુરી—
　　નો નાથ જે દેવ સમીપ તેના,
પાસે જઇ 'જો, ચતુરાક્ષિ ! આંહે
　　રહેલાં કહ્યાં ભોજસુતાપ્રતિ કે' ૫૯
આ પાંડય પ્હેરે ચિર હાર ડોકે,
　　ને અંગ રંગે હરિચંદને જે:

---

૫૬ વાદ્યો=પ્રહરસૂચક વાજિંત્રો. (ચોઘડીયાં) ૫૭ સુરપુષ્પ=લવંગનાં ફૂલ. ૫૮ લોભાવીય=લોભાવ્યા છતાં. રૂપ-લોભી=રૂપના લોભવાળી. દુર્ભાગી તેથી=દુર્ભાગ્યવાળા તે રાજાથી. ૫૯ ઉરગાખ્ય=ઉરગીષ્પુર. ૬૦ પાંડય=પાંડુ દેશનો રાજા. નિર્ઝરો યુક્ત=ઝરણાંવાળો.

શોભંત શૃંગો અરુણારવિથી
શું નિર્ઝરોયુક્ત મહાન અદ્રિ ! ૬૦
ઉંચો વધ્યો વિંધ્યજ રોકીઓ, ને
જેણેજ વામ્યો દધિ પી બધોએ,
અગસ્ત્ય તે પ્રીતિથી કે'જ જેને
'સુસ્નાન તારૂં થયું અશ્વમેધે'? ૬૧
પૂર્વે જનસ્થાનની બ્હીકવાળો
ગર્વિષ્ઠ લંકાધિપતિ ગએલો,
શંભુથકી દુર્લભ અસ્ત્ર પામ્યા
આને મનાવી સુરલોક લેવા. ૬૨
આ કુળવંતા નૃપથી વિધિથી
પાણિ ઝલાતાં, વસુધા શી ગુર્વી,
રત્ને ભર્યો:સાગરબંધવાળી
સપત્ની તું થા, દિશ દક્ષિણાની. ૬૩
સોપારી તાંબુલલતાથી છાયાં
લાગી રહી એલચી ચંદને જ્યાં,

---

૬૧ મેરુની અદેખાઇથી સૂર્યના રસ્તાને રોકવા ઉંચા વધતા વિંધ્યાચળને અગસ્ત્યે નમાવ્યો હતો. (જુઓ વનપર્વ) વળી ઇન્દ્રે વૃત્રાસુરને માર્યો ત્યારે તેના અનુયાયીઓ દિવસે સમુદ્રનો આશ્રય લઇ રાત્રે દેવોને રંજાડતા હતા. તે વખતે દેવોની વિનતિથી અગત્સ્યે આખો સમુદ્ર પી જઇ પછીથી બહાર કાઢી નાખ્યો હતો. ૬૩ સપત્ની=શોકય. આને દક્ષિણ દિશા સિવાય બીજી પત્ની નથી; એટલે જો તું આને પરણીશ તો પટરાણી થઇશ.

તમાલપત્રો પથરાય નિત્યે
    પ્રસન્ન થા તે મલયે ક્રીડાર્થે  ૬૪
ઇન્દીવરો શો નૃપ નીલ અંગે
    તું ગોરી ગોરોચન શી શરીરે,
અન્યોન્ય શોભા વધવા તમારો
    સંબંધ થાઓ ઘન-વીજળી શો.  ૬૫
વિદર્ભરાજાની ભગિની—ચિત્તે
    ના સ્થાન તેનો ઉપદેશ પામે,
ન દેખતાં સૂર્ય બિડાઇ જાતાં
    પદ્મે શું પેસે ચરણો શશીના ?  ૬૬
ચરંતી કો દીપશિખા શી રાત્રે
    જે જે તજી જાતી પતિંવરા તે,
તે તે નૃપાળો પડી જાય ફિક્કા
    નરેન્દ્રમાર્ગે જયમ મ્હેલ ઝાંખા.  ૬૭
આવ્યાથી તેના રઘુપુત્ર પોતે
    " મને વરે, કે નહિ ' એમ શંકે,
દક્ષિણ એનો કર બાજુ-ગ્રંથિ
    સ્ફુરાવી શંકા હરતો તથાપિ.  ૬૮

---

૬૫ ઇંદીવર=નીલા રંગનાં કમળ. ૬૭ પતિંવરા=યોગ્ય પતિને ખોળતી. નરેન્દ્રમાર્ગ=રાજમાર્ગ. અંધારી રાત્રે રાજમાર્ગે લઇ જવાતા દીવાની પાછળ પડતાં મકાનો જેમ તેજોહીન થાય, તેમ ઇન્દુમતીએ પાછળ મૂકેલા રાજાઓ નિસ્તેજ થયા. ૬૮ બાજુ—ગ્રંથિ= બાજુબંધ બાંધવાની જગા.

કો અંગવિષે નહિ દોષવાળા
તેને મળી જાય કુમારી કે ના,
ખરો ખીલેલો સહકાર છાંડી
ઈચ્છે બીજું વૃક્ષ ન ભૃંગપંક્તિ. ૬૯
તે માંહી જેણે નિજવૃત્ત રોપી
તે ઇન્દુ શી ઇન્દુમતી નિહાળી,
લાગી કહેવા ક્રમ જાણનારી
વિસ્તારથી વાક્યજ આમ દાસી, ૭૦
ઇક્ષ્વાકુવંશે નૃપમાંહી શ્રેષ્ઠ
કકુત્સ્થ ગુણોથી થયો પ્રસિદ્ધ,
જેથી ધરાવેય મહેચ્છુ સૌ કો
'કાકુત્સ્થ' સંજ્ઞા રૂડી કોસલેન્દ્રો. ૭૧
મહોક્ષરૂપી ચઢી જે મહેન્દ્રે
ઝુઝી પિનાકી જયમ જુદ્ધ જુદ્ધ,
બાણે બનાવ્યા અસુરસ્ત્રીઓના
કપોલભાગો રચના વિનાના. ૭૨

---

૬૯ કે=ક્યાંય. સહકાર=આંબો. ૭૦ તે માંહી=રઘુપુત્ર અજમાં. ૭૧ કકુત્સ્થ=કકુત્ એટલે ખૂંધ અને સ્થ એટલે રહેનાર. વિકુક્ષીનો પુત્ર પુરંજય. કોસલેન્દ્રો=ઉત્તર કોસલના રાજા. ૭૨ રચના=પુષ્પપત્રો વગેરે ચીતરવાં તે. ત્રેતાયુગમાં દેવદાનવોનું ભયંકર યુદ્ધ થતાં આ પુરંજયે આખલારૂપધારી ઇન્દ્રની કાંધ ઉપર ચઢી દાનવોનો સંહાર કરેલો. ત્યારથી તે કકુત્સ્થ કહેવાયો.

ઇન્દ્રે ધર્યું શ્રેષ્ઠ સ્વરૂપ જ્યારે
અર્ધાસને શોભી રહેલ ત્યારે,
અડ્યાથી ઐરાવતને શિથિલ
કડાથી પોતાનું ઘસાય તેમ. ૭૩

થયો કુળે તે અતિ કીર્તિવાળો,
દિલીપરાજા કુળમાંહી દીવો,
નવાણું યજ્ઞો કરી જે વિરામ્યો
નિવારવા દ્વેષ મહેન્દ્રકેરો. ૭૪

તે પૃથ્વી રક્ષે તહીં અર્ધ માર્ગે
ઊંઘી જતી નર્તકીનાંય નિશે,
વસ્ત્રો હલાવી શકતો ન વાયે
કો હાથ લાંબો હરવા કરે એ? ૭૫

જેણે કરેલો ક્રતુ વિશ્વજિત
તે પુત્ર તેનો કરતો સુરાજ્ય,
ચારે દિશાથી ગ્રહી લક્ષ્મીમાંથી
મૃત્પાત્ર સિવાય ન રાખ્યું બાકી. ૭૬

અદ્રિ ચઢેલો, નિધિમાં ફરેલો,
ભુજંગમોની ભૂમિમાં ગએલો,
ઉંચો ગયો, ને હજુ ચાલુ રે'તો
ના શકય જેનો યશ માપવો તો. ૭૭

---

૭૩ કડાથી=ઇન્દ્રના કડા સાથે. પોતાનુંય=પોતાનું કડું. ૭૫ માર્ગે=વિહારમાર્ગે. ૭૭ ભુજંગમોની ભૂમિ=પાતાળ.

રઘુથી જાયો અજ આ કુમાર
　　જે સ્વર્ગ-સ્વામીથી જયંત તુલ્ય,
ભારે ધુરા ભૂમિની તાત સાથે
　　ધરે. નવો વત્સ શું ધોરી સાથે ! ૭૮
રૂપેથી, કુળેથી, નવી વયેથી,
　　વળી વિવેકાદિ સહુ ગુણોથી.
તારા સમાણુા વરી લે તું આને
　　હો રત્નનો યોગ સુવર્ણ સાથે. ૭૯
શોભી જતાં વાક્યથકી સુનંદા
　　સંકોચીને લાજ નરેન્દ્રકન્યા,
પ્રસન્ન દષ્ટિથી નિહાળી તેને
　　સ્વીકારતી શું વરમાળથી તે ! ૮૦
તે યુવકે તે પ્રીતિગાંઠ તેની
　　લજ્જાની મારી ન શકી જણાવી,
તથાપિ રોમાંચથકી ગાત્ર ભેદી
　　પ્રકાશ પામી શુભકેશીકેરી. ૮૧
તેવી સ્થિતિની સખીને સખી એ
　　કહે પરિહાસથી " ચાલ આર્યે,
બીજાની પાસે " સુણી એવું પોતે
　　એના પ્રતિ રોષથી વક્ર જુએ. ૮૨

૭૮ સ્વર્ગ-સ્વામી=ઇન્દ્ર. જયંત=ઇન્દ્રનો પુત્ર. ૮૦ સંકોચીને=ઓછી કરીને. ૮૧ રોમાંચ=વાળ ઉભા થવા તે. શુભકેશીકેરી=સુંદર વાળવાળીની. ૮૨ તેવી સ્થિતિની=રોમાંચવાળી.

હસ્તીતણી સૂંઢશી જાંગવાળી
　　ધાત્રીતણા હસ્તથી ચૂર્ણગૌરી,
માળા રઘુપુત્રની ડોક નાખે
　　જાણે થયો જાગૃત રાગ હોયે !　　૮૩
વિશાળ છાતીપર ખૂબ લાંબી
　　માંગલ્યકારી ફૂલમાળનાથી,
વરેણ્ય માને ભુજપાશ કંઠે
　　વૈદર્ભની નાની ભગિનીનો તે.　　૮૪

## માલિની

જઈ મળી શશીને આ કૌમુદી મેઘમૂકયા,
　　જળનિધિ નિજ જેવો પામતી જહ્નુકન્યા;
સમગુણશુભયોગે રાજી લોકો તહીંના
　　શ્રવણકટુ નૃપોને વાકય એવું કહેતા.　　૮૫

## પુષ્પિતાગ્રા.

પ્રમુદિત વરપક્ષ એક બાજુ,
　　બીજી ગમ નૃપતિવૃંદ શૂન્ય આખું;
સરવર સમ પદ્મથી પ્રભાતે
　　પ્રફુલિત. કુમુદથીજ ઊંઘતું એ.　　૮૬

---

૮૩ ચૂર્ણગૌરી=કંકુ વગેરેના પાસથી ગોરા વર્ણની. રાગ=પ્રેમ. ૮૫ કૌમુદી=ચાંદની. મેઘમૂકયા=મેઘથી છૂટેલા. જહ્નુકન્યા=ગંગા. ગંગા પૃથ્વીપર આવી ત્યારે માર્ગમાં જહ્નુ મુનિ તેને પી ગયા. પાછળથી દેવો અને ભગીરથની આજીજીથી તેમણે કાનમાંથી કાઢી હતી ત્યારથી તે જહ્નુકન્યા કહેવાય છે. ૮૬ પ્રમુદિત=પ્રસન્ન.

# સાતમો-સર્ગ.

## —પાણિગ્રહણ.—

### ઉપજાતિવૃત્ત.

તેના સરીખા વર સાથ બેન
શું દેવસેના સહ હોય સ્કંદ !
પછી લઇ તેહ વિદર્ભનાથ
કરી રહ્યો પુરીમહી પ્રવેશ. ૧

પ્રભાતટાણે ક્ષીણ કાંતિવાળા
ગ્રહો સમાણા સહુ તેહ રાજા,
કુમારીમાં નિષ્ફળતા વરેલા
નિંદી રૂપો, વેષ, શિબિર જાતા. ૨

---

૧ દેવસેના=ઇન્દ્રની પુત્રી, અને સ્કંદ એટલે કુમારની પત્ની. કુમાર આજન્મ બ્રહ્મચારી કોઇ દેવસેના એટલે દેવોનું સૈન્ય સમજવું. ૨ રૂપ અને વેષ કુંવરીને આકર્ષી શકયા નહિ તેથી તેના નિંદા કરતા હતા.

સાન્નિધ્ય ત્યાંહી શચીકેરૂં હોઇ
સ્વયંવરે વિઘ્ન કર્યું ન કાંઇ,
કાકુત્સ્થ સામે હતી પુરી દાઝ
છતાં થયા શાંત ખરે ભૂપાળ. ૩

જ્યાં પાથર્યાં પુષ્પ નવાં રૂપાળાં
ને તોરણો ઇન્દ્રધનુ સમાણાં;
ધ્વજાની છાયા જહીં તાપ ટાળે,
તે માર્ગ જાતો વર લૈ વધૂને. ૪

પછીથી સુવર્ણની બારીવાળા
મ્હેલે જ જોવા અજને રૂપાળા,
પુરસ્ત્રીઓની બહુ થાય ચેષ્ટા
કાર્યો તજી આવી રીતેથી બીજાં. ૫

બારીની પાસે સહસા જનારી
કોઈથી તૂટી ફૂલમાળવાળી,
હાથેથી ત્યાં સુધી ગ્રહી રખાતો
ના કેશનો પાશ ગૂંથી શકાતો. ૬

---

૩ સાંનિધ્ય=હાજરી. અસલ સ્વયંવરમાં શચીનું સ્થાપન કરવામાં આવતું. વિઘ્ન કરનારાઓનો શચી વિનાશ કરશે, તેવી બીતિથી કોઇએ ધાંધલ કર્યું નહિ. ૬ સહસા=એકદમ. કેશનો પાશ=અંબોડો.

હાસીથી લાંબો પગ જે કરાયો
ને ખેંચી કોઇ રસથી ભીંજાતો,
ઘુમાવી લીલાગતિ બારી સુધી
લાક્ષારસે માર્ગ રચી રહેતી. ૭
આંજી પહેલી જમણી જ આંખ
ભૂલી ગઇ આંજવું ડાબું નેત્ર,
જતી હતી બારી સમીપ બીજી
ધારી કરે કો સળી આંજવાની. ૮
ગવાક્ષમધ્યે ધરી દૃષ્ટિ બીજી
સરી પડંતી નહિ બાંધી નીવી,
પાણિતણા ભૂષણની પ્રભાથી
ઉજાળી નાભિ ગ્રહી વસ્ત્ર ઉભી. ૯
ત્વરાથી કો ઊઠતી નારીકેરી
અર્ધી ગૂંથેલી રશના રહેતી,
વ્યાકુળ ચાલે સરી જાય મોતી
રે' અંગુઠાને મૂળ સૂત્ર બાકી. ૧૦

---

૭ રસ=લાક્ષારસ, અળતો. લીલાગતિ=મોજથી ધીમે ધીમે ચાલવું તે. માર્ગ રચી રહેતી=પગથા પાડતી. દાસીઓ અળતો ચોપડવાને તેમની શેઠાણીઓના પગને લાંબા કરી ચોપડતી. ૯ છૂટેલી ગાંઠ પકડીને ઉભી રહેવાથી હાથના કંકણના તેજે દુંટી ઉજાસ પામતી હતી. ૧૦ સૂતરનો એક છેડો અંગુઠામાં ભરાવી માળા ગૂંથતી સ્ત્રી એકદમ અજને જોવા જતાં પરોવેલાં મોતી નીકળી જાયછે. અને એકલો સૂતરનો દોરોજ અંગુઠાના મૂળમાં ભરાઇ રહે છે.

અધિક કુતૂહલવાળી સ્ત્રીનાં
　　મુખોવડે આસવગંધવાળાં,
ને લોલનેત્રો સરખા દ્વિરેફે
　　ભર્યાં ગવાક્ષો કમળોથી જાણે ! ૧૧
તે દષ્ટિથી રાઘવને પીએ છે
　　સ્ત્રીઓ ન બીજા વિષયે પ્રવેશે,
ઇંદ્રિય તેઓની બધી રીતે એ
　　નેત્રોમહીં શું ન સમાઇ જાણે ! ૧૨
સ્વપ્ને ન જોયા નૃપથી ચ્હુવાતી
　　સ્વયંવરે હિત ગણે કુમારી,
સ્વયોગ્ય સ્વામી નહિ તો શી રીતે
　　શ્રી વિષ્ણુને લક્ષ્મી શી તેહ પામે ? ૧૩
અન્યોન્ય શોભાતણી સો સ્પૃહાળી
　　જો જોડી જોડી નહિ હોત આવી,
આ બેઉનાં રૂપવિધાન કાર્યે
　　વિધાતૃનો યત્ન વૃથાજ થાતે. ૧૪
ખરે, રતિ ને સ્મર શાં થયાં બે
　　તેથી હજારો નૃપમાંહી આને,
બાળા વરી આત્મસમાન સાચે,
　　જન્માન્તરોનો મન સંગ જાણે. ૧૫

---

૧૨ નેત્રેદ્રિય સિવાયની બીજી ઇંદ્રિયો પોતાના ધર્મને ભૂલી જાય છે. ૧૩ સ્વપ્ને ન જોયા=કોઇદિ દેખેલા નહિ એવા. બીજા રાજાઓએ તેને વરવાનાં માગાં મોકલ્યાં હતાં. ૧૪ રૂપવિધાન=સુંદર રૂપ ઘડવું તે. સ્મર=કામદેવ.

એવી થતી પૌરવધૂમુખોથી
મીઠી કથાઓ સૂણતો કુમાર
માંગલ્ય પુષ્પાદિથી શોભી રે'તા
સંબંધીના સ્થાન સુધી સીધાવ્યો. ૧૬

ત્વરાથી તે ઉતરી હાથણીથી
ને કામરૂપેશની બાંય ઝાલી,
વૈદર્ભરાયે જણવેલ ચોકે
પ્રવેશતો, શું રમણી મને એ! ૧૭

અમૂલ્ય સિંહાસન બેસી અર્ધ્ય,
રત્નો ગ્રહે તે મધુપર્કસાથ,
ને ભોજની આણી દુકૂલજોડી
સ્વીકારતો, તો ઓકટાક્ષ સાથે. ૧૮

વધૂની પાસેજ દુકૂલવાળા
તેને લીએ વિનીત દાસ રૂડા,
કાંઠાની પાસે નવ ચંદ્રકિર્ણો
સમુદ્ર શું સ્પસ્ટ ફીણે સુહાતો.! ૧૯

ત્યાં પૂજ્ય, અગ્નિ સરખા, પુરોધે
વૈદર્ભના, હોમી ઘૃતાદિ શુક્રે,

---

૧૬ સંબંધી=સાળો. ૧૭ રમણીમને=સુંદરીઓના ચિત્તમાં. ૧૮ મધુપર્ક=સસરાના ઘેર જમાઈ આવે ત્યારે તેને પાવામાં આવતું પંચામૃત. તેમાં દહીં, માખણ, સાકર અને પાણી હોય છે. દુકૂલજોડી=રેશમી વસ્ત્રની જોડ. ૧૯ વિનીત દાસ= અંતઃપુરના નમ્ર સેવકો.
૨૦ પુરાધે=પુરોહિતે. ઘૃતાદિ=ઘી, જલ, તલ વગેરે. શુક્રે=અગ્નિમાં.

બનાવીને સાક્ષી વિવાહકેરો
સંબંધ સાંધ્યો વર ને વધૂનો. ૨૦

સ્વહસ્તથી હસ્ત ગ્રહી વધૂનો
તે રાજકુમાર પુરો પ્રકાશ્યો,
અશોકવેલીતણી ટીશી લાધે
સ્વપલ્લવે આમ્રતરુ શું શોભે ! ૨૧

રોમાંચ કાંડે વરના થયો ત્યાં
સ્વેદેથી અંગુલિ વધૂની ભીંજી,
તે જોડીમાં તત્ક્ષણ આત્મવૃત્તિ
સમાન વ્હેંચાઇ શું કામનાથી ! ૨૨

તે બેઉના કર્ણસુધી પ્રસાર્યાં
ને મેળ થાતાંજ નિવારી પાછાં,
અન્યોન્યમાં લુબ્ધ થએલ નેત્રો
સંકોચ પામે શરમાઇ મીઠો. ૨૩

પ્રદક્ષિણા વહ્નિતણી વધેલા
અર્ચિથી, બેઉ કરીને પ્રકાશ્યાં
મેરુ-સમીપેજ ફરી રહેલાં
અન્યોન્યસંગી દિનરાત જેવાં ૨૪

---

૨૨ વરકન્યાના પ્રથમ સમાગમમાં વરને કાંડે રોમાગ્ચ, ને કન્યાના મુખે તથા આંગળીએ સ્વેદ થાય છે. આત્મવૃત્તિ=સાત્વિક દાંપત્યભાવ ઉપજે એવી પોતાની (કામદેવની) વૃત્તિ. કામનાથી=કામદેવથી.

વિધાતૃ જેવા ગુરુ યાજકેથી
કે'વાયલી, પુષ્ટ નિતંબવાળી,
ચકોર શાં લોચનવાળી હોમે
લજ્જાવતી લાજકણો હુતાશે. ૨૫

હવિ, શમી, ઘૃતની વાસવાળો
અગ્નિથી ઉત્પન્ન થયો ધૂમાડો,
કપોલભાગે પ્રસરાવી શિખા
નીલાબ્જ કર્ણે ક્ષણ થાય તેના. ૨૬

આંસુ અને મેશની નેત્રપીડે
યવાંકુરો કર્ણતટે વિલાયે,
સૂંઘ્યા પછીથી ધૂમને પડ્યું' તું
વધૂતણું સુંદર મુખ ફીકકું. ૨૭

સો સ્નાતકોથી, વળી સો સગાંથી,
રાજાથી, સૌભાગ્યવતી સ્રીઓથી.
કન્યાકુમાર ક્રમથી કપાળે
કુંકુમ, ને અક્ષતથી પૂજાયે. ૨૮

---

૨૫ ચકોર=એક જાતનું પક્ષી. લાજકણો=શેકેલી ડાંગરના દાણા. ૨૬ ભુરા રંગનો ધુમાડો ઘડીવાર તેના ગોરા ગાલો ઉપર નીલાબ્જ જેવો લાગતો હતો. ૨૮ સ્નાતક=વેદવિદ્યા ભણી ઉતરેલા. તે ત્રણ જાતના છે. વિદ્યાસ્નાતક, વ્રતસ્નાતક અને વિદ્યા-વ્રતસ્નાતક.

આટોપીને એનનું લગ્ન એમ
　　એ લક્ષ્મીવંતો ભૂપ ભોજદીપ.
પ્રત્યેક પૃથ્વીપતિની પૂજાથેં
　　આપેજ આજ્ઞા અધિકારીઓને. ૨૯

છુપાવી સંતોષથી રોષ ભૂપ
　　છુપંત નક્રો સર શા પ્રસન્ન,
ભેટોથી વાળી બદલો પૂજાનો
　　વદર્ભની માગી રજા ગયા સૌ. ૩૦

તે રાજલોકો કરી પૂર્વ સંધિ
　　સ્વકાર્યસિદ્ધિની સુવેળ જાણી.
તે ભોગ્યવસ્તુ લઇને જનારા
　　કુમારકેરો પથ રોકી ઉભા. ૩૧

રાજાય પોતે ક્રથકૈશિકોનો
　　પતાવી વિવાહ ભગિનીકેરો,
શક્તિ પ્રમાણે દઇ દાયજો, ને
　　વળાવવા રાઘવસાથ જાએ. ૩૨

કુંડિનરાજા ત્રણ રાત્રી માર્ગે
　　ખ્યાત ત્રિલોકે અજસાથ રે’ ને,
વળાવી પાછો વળી જાય તેને
　　સૂર્યેથી શું સોમ અમાસ કેડે! ૩૩

---

૩૦ નક્રો=મગરો, તળીએ મગર છુપાવી ઉપરથી મનોહર દેખાતા સરોવર સમા તે રાજાઓ પ્રસન્ન હોવાનો ઉપલક ડોળ કરતા હતા. ૩૧ સંધિ=સંકેત.

સર્વેનું પ્હેલાં પણ કોસલેન્દ્રે
  હરી લીધે દ્રવ્ય હતાજ વૈરી,
આથી નૃપાળો ન સહી શકયા સો
  સ્ત્રીરત્ન પામે રઘુપુત્ર એ તો. ૩૪
તે ભોજકન્યા લઇ જાય ત્યારે
  ગર્વિષ્ઠ ભૂપો પથમાંહી ખાળે,
બલિથી દીધી શ્રી લઇ જનારા
  સુરદ્વિષે વામનને શું રોકયા ! ૩૫
રક્ષાર્થ તેની બહુ સૈન્ય સાથે
  આદેશ આપી સ્વસચિવને તે,
આવી મળ્યો ભૂપતિનાં બલોને
  ઉંચા તરંગે જયમ શોણ ગંગે ! ૩૬
પાળાથી પાળા, રથીથી રથી, ને
  અશ્વે ચઢયા અશ્વસવાર સાથે,
હસ્તિપતિ હસ્તિપતિની સામે
  સમાનની સાથ સમાન ઝુઝે. ૩૭

---

૩૪ કોસલેન્દ્ર રઘુએ દિગ્વિજય કરીને હરેકનું ધન લઇ લીધું હતું. ૩૫ બલિ=વિરોચનનો પુત્ર અને ઇન્દ્રનો વિજેતા. સુરદ્વિષ=દેવોના વેરીલા, અસુરો. બલિએ જયારે વામનને ત્રણ ડગલાં પૃથ્વી માપી લેવાનું કહ્યું, ત્યારે તેમના વધતા પગને દૈત્યોએ ખાળ્યો હતો. ૩૬ શોણ=એ નામની નદી. ગંગે=ગંગામાં.

અજિંત વાદ્યોમહીં ના સૂણાય,
ને બોલતા ના કુલનામ કાંઇ;
અન્યોન્ય બાણાક્ષરથી પ્રસિદ્ધ
નામો જણાવેજ ધનુષ્યવંત. ૩૮

અશ્વોથી ઊડી રજ યુદ્ધક્ષેત્રે
ચક્રે રથોના બ ઘાડી થૈને,
વિસ્તૃત થાતી ગજકર્ણ હાલે
તે ચંદની થૈ રવિ આવરે છે. ૩૯

મત્સ્યધ્વજો વાયુવડે વધેલાં
મુખોથી સેનારજ ખૂબ પીતાં,
મલિન જાણે જળ એ નવીન
પીતા દીસે એહ ખરાજ મત્સ્ય ! ૪૦

રથો જણાતા રથચક્રનાદે,
ચલિત ઘંટો રણકે ગજોયે;
સ્વસ્વામીનાં નામ લીધાથી થાય
ઘાડી રજે એક બીજાનું જ્ઞાન. ૪૧

ઢાંકી રહી લોચનમાર્ગ યુદ્ધ
રેણુરૂપી તિમિર ત્યાં છવાયે,
શસ્ત્રક્ષતે હાથી, હયો, વીરોથી
બાલાર્ક શ્યો રક્તપ્રવાહ જન્મી. ૪૨

---

૪૦ મત્સ્યધ્વજો=માછલાનાં ચિહ્નવાળી ધજાઓ. ૪૧ ચલિત=ઝુલતા. ૪૨ બાલાર્ક=બાલસૂર્ય. રક્તપ્રવાહ=લોહીની નદી. શસ્ત્રોના ઘાથી હાથી, અશ્વ અને યોદ્ધાના શરીરમાંથી નીકળતો લોહીનો પ્રવાહ બાળસૂર્ય સમો દેખાય છે.

રુધિરથી તે રજ ભૂ તજીને
　　ઉડી રહી તે પર વાયુ વાયે,
અંગારરૂપે રહી અગ્નિથી એ
　　પૂર્વે ઊઠેલા ધૂમ શી દીપે છે. ૪૩
માર્યાની મૂર્છા મટતાં રથીઓ
　　લડી સૂતોને, ફરી વાળી અશ્વો;
હારેલ જેઓથકી પૂર્વ તેને
　　હણી રહ્યા છે ધ્વજ ધારી ધ્યાને. ૪૪
છેદાય માર્ગે પણ શત્રુબાણે
　　બાણો લઘુહસ્ત ધનુર્ધરોનાં,
પહોંચી જાયે ખૂબ નિજ વેગે
　　પૂર્વાર્ધવાળાંજ ફળાંથી લક્ષ્યે. ૪૫
યુદ્ધે ગજોના, શિર મ્હાવતોનાં
　　અસ્ત્રાસમાણાં અતિ તીક્ષ્ણ ચક્રે,
કાપ્યા છતાં બાજતણા નખાગ્રે
　　કેશો ભરાઇ પડતાંજ મોડે. ૪૬

---

૪૩ નીચેનું રાતું લોહી અગ્નિ જેવું. અને ઉપર ઉડતી કાળી ધૂળ ધૂમાડા જેવી લાગે છે. ૪૪ લડી સૂતોને= સારથિઓને ઠપકો આપીને. ધ્વજ ધારી ધ્યાને=ધ્વજાની નિશાની લક્ષમાં રાખીને. ૪૫ લઘુહસ્ત=કુશળ હાથવાળા. પૂર્વાર્ધ= બાણનો ભાલોડીઆવાળો અર્ધભાગ. ફળાં=પાનાં. ૪૬ માંસખાંવા ભમતાં બાજપક્ષીઓ ભોંયપર પડતાં માથાંને વાળમાં નહોર ભરાવી અધવચ ઉપાડી જતાં, અને તે મોડેથી નીચે પડતાં.

જે પૂર્વ મારે ફરી તે ન મારે
સામા પ્રહારે અસમર્થ તેને,
મૂર્છિત થાતો અરિ અશ્વકાંધે
મૂર્છા વળે તેનીજ એમ ઇચ્છે. ૪૭

તે વર્મધારી મરણેચ્છુઓમાં
મ્યાનોથી ખેંચ્યાં ખડગો પડયાથી,
દંતુશળે ઊઠી રહેલ અગ્નિ,
બ્હીતા ગજો સૂંઢજળે શમાવે. ૪૮

શરોથી છેદયાં શિર એ ફળોજ
મુગુટરૂપી જહીં શ્રેષ્ઠ પાત્ર,
રુધિરરૂપી મદની નદી શું,
તે યુદ્ધભૂમિ ભૂમિ મૃત્યુની શું ! ૪૯

એ પાસ ચૂંથ્યો બહુપક્ષીઓથી
તેઓથી તોએ ઝુંટી માંસલોભી,
શિયાળવી હાથ તજેજ વાગે
કેયૂરકેરી અણી તાળુમાંહે. ૫૦

માથું કપાતાં ખડગેથી કોઇ
થૈ સુર સદ્ય સુરયાનમાંથી,

---

૪૮ વર્મધારી= બખ્તરવાળા. હાથીઓના દંતુશળ ઉપર તરવારો પડતાં તેમાંથી તણખા ઉઠી લાય લાગતી. તેને હાથીઓ પોતાની સૂંઢમાંથી જળ કાઢી બુઝાવતા. ૪૯ મૃત્યુની=યમરાજની. પાન ભૂમિ–દારૂનું પીઠું. ૫૦ શિઆળના તાળવામાં હાથે પહેરેલા કેયૂર-ભૂષણની અણીવાગતી, ત્યારેજ તે છોડતી.

સુરસ્ત્રી સુહાવીજ વામભાગે
 જુએ કબંધો નિજ નાચતા તે.
અન્યોન્યકેરા સૂત મારીને કો
 થયા સૂતો, ને રથીઓજ તેઓ.
અશ્વો જતાં એ લડતા ગદાથી,
 ગદા જતાં એ લડતા ભુજાથી.
પ્રહાર કીધેથી પરસ્પરે તો
 જતો રહેતો જીવ સાથ બેનો,
ને અપ્સરા એકવડે ચ્હવાતાં
 સુરત્વભાવે પણ ક્લેશ થાતો. ૫૩
તે બેઉ સેનાજ પરસ્પરેથી
 વિના ક્રમેથી જયહાર પામી,
બેઉ દિશાના પવને વધેલી
 એ ઊર્મિ શું હોય સમુદ્રકેરી! ૫૪
શત્રુથી ભાંગ્યું તહીં સૈન્ય, વીર
 ગયો અરિસૈન્યપ્રતિ કુમારઃ
વાયુ નિવારી શકતોજ ધૂમ
 વહ્નિજ જાયે જહીં હોય તૃણ. ૫૫

---

૫૧ કબંધ=માથા વિનાનાં ધડ. ૫૩ એક અપ્સરા બે જણને ચહાતી, ત્યારે દેવ થયા છતાં પણ તેમનામાં ક્લેશ થતો. ૫૪ વિના ક્રમે=કાંઇ ઠેકાણા વિનાની. ૫૫ વાયુ ધુમાડાને ખેંચી જવા છતાં અગ્નિ તો તૃણ તરફ વધતોજ જાય છે.

ભાથાની સાથે ધનુ, વર્મવાળો
અજોડ એ વીર રથે ચઢેલો,
નૃપો નિવારે, શું મહાવરાહે
વાળ્યાં નિધિનાં પૂર કલ્પઅંતે. ૫૬
ડાબો ન, કે ના જમણોય યુદ્ધે
ભાથામુખે હાથ જતો જણાયે,
ખેંચેલ યોદ્ધાતણી કર્ણસુધી
દોરી જણે શું શર શત્રુઘાતી ! ૫૭
રોષે ડસેલા અતિ રક્ત ઓષ્ઠ,
ને ઉંચી રેખાવતી ભ્રૂ ધરંત;
ભાલે વિદારેલ ભરેલ 'હું' થી
તેણે ભૂમિ છાઇ અરિશિરોથી. ૫૮
સેનાથી સર્વે જહીં મુખ્ય હસ્તી,
શસ્ત્રોથી સર્વે વળી વર્મભેદી;
સર્વ પ્રયત્નોથકી ભૂપતિ તે
તૂટી પડયા તે પર સર્વ યુદ્ધે. ૫૯
છવાઈ જાતાં રથ શત્રુબાણે
ધ્વજાતણા અગ્રવડે દીસે એ,
ઘેરાયલા ધુમ્મસથી પ્રભાત
કિંચિત્ પ્રકાશી રવિનાથી જેમ. ૬૦

---

૫૭ જણે=જન્માવે. ૫૮ 'હું'=હુંકારભરેલાં, અભિમાની. ૫૯ વર્મભેદી=બખ્તરને ભેદી નાખે તેવાં. ૬૦ થોડોકેય સૂર્યનો પ્રકાશ થયા વિના ધુમ્મસમાં ડૂબેલું પ્રભાત દેખાતું નથી.

કુમાર રૂડો, કુસુમાસ્ત્ર જેવો
 સ્વપ્નેથી જાગ્યો અધિરાજજાયો,
ભૂપો પ્રતિ અસ્ત્ર મૂકે મળેલું
 પ્રિયંવદેથી ઊંઘ લાવનારૂં. ૬૧

ખેંચે નહિ તેથી ધનુષ હાથ,
 ને એક કાંધે સરી જાય ટોપ,
અઢેલી દેહો ધ્વજનાજ સ્થંભે
 ઘેરાયું ભૂપોતણું સૈન્ય ઊંઘે. ૬૨

તેણે, પ્રિયાએ રસ જ્યાં પીધેલો
 તે નિમ્ન ઓષ્ઠે મૂકી શંખ ફૂંક્યો,
તેથી સ્વબાહુજીત, એકવીર
 દીસે પીતો શું યશ મૂર્તિમંત! ૬૩

પાછા ફરેલા સૂણી શંખનાદ
 જોયો સ્વયોદ્ધે અજ શત્રુહીણ,
ઊંઘી ગએલાં રવિઅબ્જમધ્ય
 પ્રકાશવંતુ જયમ ચંદ્રબિંબ! ૬૪

તેણે લખ્યા રક્તભર્યા શરાગ્રે
 પૃથ્વીપતિઓની ધજાની માંહે,

૬૧ કુસુમાસ્ત્ર=કુસુમ એજ જેનાં અસ્ત્રછે એવો, કામદેવ. અધિરાજ-જાયો=રાજાધિરાજનો પુત્ર, અજ, ૬૨ તેથી=તે બાણ મૂકવાથી.
૬૫ રાઘવ શબ્દ વાપરી રઘુના દિગ્વિજયની પણ યાદ આપી છે.

" હર્યો તમારો યશ રાઘવે તો
કૃપાથી ના જિંદગી" એહ શબ્દો. ૬૫

છેડે ધનુના મૂકી એક હાથ
ઉપાડતાં ટોપ છુટયાજ કેશ,
લાગ્યાં શ્રમેથી જલબિંદુ ભાલે
બ્હીતી પ્રિયાપાસ જઇ કહે તે. ૬૬

"દર્ભિ ! તું મારી રજાથી જોને
જેનાં હરે શસ્ત્ર શિશુ રિપુ તે,
તેઓની આવી રણશૂરતાથી
ઇચ્છાતી હાથે મુજ તું પડેલી. ૬૭

શત્રુથી જન્મી ભીતિથીજ તેનું
છુટું થએલું મુખ તુર્ત શોભ્યું,
ઉચ્છ્વાસની બાષ્પ મળ્યાથી પામે
પ્રસન્નતા દર્પણ જેમ પોતે. ૬૮

રાજી થતાં લાજવડે ન પોતે,
કિંતુ વખાણે સખીથી પિયુને;
ભૂમિ નવા મેઘજળે સીંચેલી
મયૂરીશબ્દે જયમ મેઘવૃન્દ. ૬૯

---

૬૭ સતી સ્ત્રી પરપુરુષનું મુખ જુએ નહિ, તેથી 'મારી રજાથી' કહ્યું છે. ૬૯ સખીથી=સખીની મારફતે. મેઘવૃંદ=મેઘસમૂહને.

## માલિની

શિરપર પગ થાપી ભૂપનાં એમ ડાબો
અજ અદૂષિતને તે લેઇ નિર્દોષ જાતો,
રથતુરગરજેથી જે લુખા વાળવાળી
સમરવિજયની શ્રી તેજ મૂર્તિ બની'તી. ૭૦

પ્રથમથી લહી સર્વે ભૂપ પાછા ફરેલ
વિજયી અજ વધાવી યોગ્ય જાયાસહિત,
અજપર સહુ નાખી ભાર શાંતિ ચહે તે
નહિ નૃપ રવિજાયા પુત્ર પાકે ગૃહે રે.' ૭૧

---

૭૦ અદૂષિત=કાંઇપણ દોષ-ખોડ વિનાની. રથતુરગરજ=રથના ઘોડાથી ઉડતી ધૂળ. સમરવિજય=યુદ્ધની જીત. ૭૧ ભૂપ=રઘુ. પુત્ર પાકે=પુત્ર ઉમરલાયક થાય ત્યારે.

## આઠમો-સર્ગ.

### — અજરાજાનો વિલાપ.—

વૈતાલીયછંદ.

પછી મંગળ લગ્નસૂત્રને
　　ધરતા એ અજનેજ પાર્થિવે,
વસુધા પણ હાથ સોંપી છે,
　　બીજી શું ઈન્દુમતી ન હોય તે ! 1

કરી પાપ અતિ નૃપાત્મજો
　　મથતા મેળવવાજ રાજ્ય તો,
મળી આવ્યુંજ તે લીધું અજે
　　રઘુઆજ્ઞાથી, ન ભોગલાલચે. 2

અભિષેક વસિષ્ઠના જળે
　　અજની સાથ ધરિત્રી પામીને,
અતિ શુભ્ર સુવાસ કાઢીને
　　જણવે શું કૃતકૃત્યતાજ એ ! 3

---

૧ લગ્નસૂત્ર=કંકણદોરા. પાર્થિવે=રઘુરાજાએ. ૨ નૃપાત્મજો=રાજપુત્રો. ૩ જમીન ઉપર પાણી પડતાં તેમાંથી સહરી સુગંધ નીકળે છે. કૃતકૃત્યતા=સફળતા.

અરિઓથી અસહ્ય થાય તે
  વિધિ કીધેથી અથર્વજ્ઞાનીએ,
શુભ સંગમ વાયુઅગ્નિનો
  મળતાં બ્રહ્મમહીજ અસ્ત્ર તો. ૪
નૃપ નૂતનને ગણે જનો
  રઘુ રાજા શું ફરી યુવા થયો !
નહિ તાતની માત્ર લક્ષ્મીને
  પણ પામ્યો સઘળા ગુણોય તે. ૫
અતિ શોભી રહેજ બેઉએ
  શુભવંતાં ઉભયે મળ્યાથકે,
અજથી શુભ રાજ્ય તાતનું,
  વિનયે યૌવન એહનું નવું. ૬
અજ ભોગવતો મહા બલી
  બળથી બીક ધરાવશે લહી.
પરણી નવી રાણીના સમી
  કરી કૃપા નવી લાખી મેદિની. ૭
"નૃપનો હુંજ એક માનીતો,"
  ગણતા એમજ સર્વ લોક તો;
ઉદધિ જયમ સો નદીમહી
  ન કહી એની વિમાનના થતી. ૮

---

૪ અથર્વજ્ઞાની=વસિષ્ઠ. બ્રહ્મ=બ્રહ્મતેજ. અસ્ત્ર=ક્ષાત્રતેજ. ઉભયે=બન્નેય, અજથી રાજ્ય અને વિનયથી યૌવન. ૮ વિમાનના= તિરસ્કાર. સમુદ્રનો સેંકડો સરિતાઓ પ્રત્યે સમભાવ હોય છે તેમ.

ન થતાં અતિ સખ્ત કે મૃદુ
ધ્રૂજવે વાયુ ધરાતણાં તરુ,
ત્યમ તે લઈ માર્ગ મધ્યમ
ન હણે કિન્તુ નમાવતો નૃપ. ૯
રઘુ ત્યાં સ્થિર જોઇને પછી
સચિવોમાં સુતને સ્વબોધથી,
વિષયોય વિનાશી સ્વર્ગના,
ગણી એવું તજતોજ કામના. ૧૦
દઇ લક્ષ્મી ગુણી સ્વપુત્રને
વય થાતાંજ દીલીપવંશજો,
કબજે કરી સર્વ વાસના
મુનિઓનું પદ એહ પામતા. ૧૧
વનવાસ ચહી રહેલ એ
રઘુને પાઘથી શોભતા શિરે,
સુત પાય પરે નમી વધો
"મુજને ત્યાગી ન જાવ આપ તો." ૧૨
સુત–વત્સલ તે રઘુ કરે
અભિલાષા રડતાની પૂણ તે,
નહિ સર્પ ફરી ત્વચા જ્યમ
તજી લક્ષ્મી ધરતો ન તે ત્યમ. ૧૩

---

૧૦ સ્વબોધ=આત્મજ્ઞાન. સ્વર્ગનાં સુખ પણ ક્ષણિક માની તેની ઇચ્છાને તજી દીધી. મતલબ કે મોક્ષ માટે કટિબદ્ધ થયો. ૧૩ સુત—વત્સલ=પુત્રપર અપાર પ્રેમવાળો.

રહી અંત્યજ આશ્રમે ખરે
 પુરની બ્હાર કુટીર બાંધીને,
અવિકારીજ ઇન્દ્રિયે બની
 તહીં સેવાય સુતસ્ત્રી શી શ્રીથી. ૧૪
થઇ શાંત જતાં રઘુ નૃપ
 ઉગતા નૂતન ભૂપથી કુલ,
નભની સરખામણી ધરે
 શશી જ્યાં અસ્ત અને રવિ ઉગે. ૧૫
મુનિ, ભુપનું ચિહ્ન ધારતા
 રઘુ, ને રાઘવને જુએ પ્રજા;
પૃથિવી પર અંશ ધર્મના
 ન શું મુક્તિઉદયાર્થ આવિયા ! ૧૬
ન જીત્યા જીતવા જતો નૃપો
 અજ લે સાથ નીતિજ્ઞ મંત્રિઓ,
રઘુ અક્ષય ધામ પામવા
 વસતો સત્ય સમીપ ચોગીના. ૧૭
જનકાર્ય વિલોકવા નવો
 નૃપ, ધર્માસનને સ્વીકારતો;
ધરવાજ સમાધિ નિર્જને
 રઘુ બેસે કુશના પૂતાસને. ૧૮

---

૧૪ અંત્ય=ચોથો—સંન્યાસાશ્રમ. સુતસ્ત્રી=પુત્રવધૂ. ૧૮ ધર્માસન=ન્યાયાસન. નિર્જને=એકાંતે. પૂતાસન=પવિત્ર આસન.

વશ એક સમીપના કરે
નૃપને, શક્તિ અને સ્વસંપદે,
પ્રણિધાનથકી બીજો કરે
તનુના આશ્રિત પંચ પ્રાણને. ૧૯
કરતો ભૂમિમાં નવો નૃપ
રિપુનાં કારજ સર્વ ભસ્મવત,
નિજકાજ દહે બીજો વળી
મથીને જ્ઞાન સરૂપ અગ્નિથી. ૨૦
ખટ ગુણતણાં ફળો લહી
અજ તેમાંહી રહ્યો રચીપચી,
રઘુ થૈ समलोष्टकांचन
જીતતો સત્વરજાદિ સૌ ગુણ. ૨૧
ન નવો ફળના ઉદે વિના
સ્થિરકર્મી અટકેજ કર્મથી,
નહિ યોગવિધિથકી જુનો
સ્થિરધિ દર્શન ઇશના સુધી. ૨૨
અરિમાં સહુ ઇંદ્રિયે, તથા
નિજના સ્વાર્થ વિષેજ જાગતા,

---

૧૯ શક્તિ=કોશ, દંડ અને બળ. પ્રણિધાન=સમાધિમાં અભ્યાસ. પંચપ્રાણ=વ્યાન, ઉદાન, પ્રાણ, અપાન, અને સમાન. ૨૧ ખટગુણ=સંધિ, વિગ્રહ, યાન, દૈધ અને આસન. આ છ ગુણ રાજનીતિનાં અંગ છે. ૨૨ સ્થિરકર્મી=કર્મકરવામાં દઢ. સ્થિરધિ=દઢ બુદ્ધિવાળો.

ચઢતી વળી મુક્તિમાં મચ્યા
　　ઉભયે સિદ્ધિજ બેઉ પામતા.　　૨૩
પછી જેમ અજે કહ્યું હતું
　　સમદર્શી જીવી કૈં સમો રઘુ,
તમથી પર પામીયો પદ
　　અવિનાશીનું સમાધિથી નૃપ.　　૨૪
સૂણી "દેહ તજ્યો પિતાજીએ"
　　બહુએ વાર રડીજ રાઘવે,
યતિઓ સહ મૃત્યુની ક્રિયા
　　કરી અગ્નિવિણુ અગ્નિહોત્રીએ.　　૨૫
કરી તાતની ઉત્તરક્રિયા
　　પિતૃભક્તિથકી રીત જાણતે,
નહિ તેહ રીતે મરી જતા
　　તનયો પાસથી પિંડ માગતા.　　૨૬
નહિ શોચ્યજ મોક્ષગામી તે
　　અજ સૂણી પરમાર્થજ્ઞાનીથી,
થઇ શાંત, ધનુ ચઢાવીને
　　કરતો શાસન નિજનું જગે.　　૨૭

---

૨૪ સમદર્શી=સર્વ પ્રાણી ઉપર સરખી નજરે જોનાર. સમો=સમય, વર્ષ. તમ=માયા, અવિદ્યા. ૨૫ યતિના મૃતદેહને અગ્નિસંસ્કાર કરતા નથી, પણ દાટે છે. ૨૬ તેહરીતે=સંન્યાસી થઇને—સંન્યાસીનું શ્રાદ્ધ કરવાની શાસ્ત્રમાં મના છે. ૨૭ પરમાર્થજ્ઞાની=તત્વજ્ઞાની.

મહી, ઇન્દુમતી સમી સતી
પતિ પામી અજ શો પરાક્રમી,
બહુ રત્ન જણેજ આગલી
વીરસૂનુ જનમાવતી બીજી. ૨૮

દશસોકરની પ્રભા સમો
યશથી દિશ દશેય જાણીતો,
રથની પૂરવે મૂકી દશ
દશશિર્ષારિપિતા ગણે જન. ૨૯

ઋષિ, દેવ, અને સ્વપિતૃનું
શ્રુતિ, યજ્ઞ, સુતથી મહીપતિ,
ઋણ ફેડીજ શોભતો અતિ
પરિવેષેથી છુટેલ શું રવિ ! ૩૦

દુ:ખીનું દુઃખ ટાળવા બળ
બહુ વિદ્યા પૂજવા સુપંડિત,
ધનમાત્ર નહિ નૃપાળનું
પણ ગુણો પરકારણે સહુ. ૩૧

---

૨૮ આગલી=મહી, પૃથ્વી. વીરસૂનુ=વીરપુત્ર. બીજી=ઇન્દુમતી. ૨૯ દશસો=હજાર. કર=કિરણ. દશસોકર=સૂર્ય. દશશિર્ષ=રાવણ. દશશિર્ષારિ=રામ. દશશિર્ષારિપિતા=દશરથ. ૩૦ મનુષ્ય ત્રણ ઋણ લઇ જન્મે છે, ઋષિનું ઋણ સદ્વિદ્યાથી, દેવઋણ યજ્ઞથી, અને પિતૃઋણ પુત્રથી વળાય છે.

જનપાલક તે ગયો કદા
ફરવા દેવીની સાથ પુત્રવાન્,
પુરના વનમાં, શચીસહ
સુરનો પાલક નંદને જ્યમ. ૩૨

તહીં દક્ષિણ વારિધિતીરે
સ્થળ ગોકર્ણ વસેલ શિવની—
સમીપે બીનને બજાવવા
રવિમાર્ગે મુનિ જાય નારદ. ૩૩

સુરપુષ્પવડે ગૂંથેલ જે
બીન શિરેજ ધરેલી માળને,
હરી લે બળવાન વાયુ તે
શુભ સુવાસની વાસનાથી શું! ૩૪

ફૂલ પૂંઠ પડયા ભૃંગોથકી
મુનિવીણાજ છવાયલી હતી,
દીસતી જુલમે અનિલના
રડતી અંજનયુક્ત આંસુથી! ૩૫

ન ગણે ઋતુવેલની શ્રીને
અતિશે ગંધ અને મધુવડે,
સુરમાળજ તે નૃપાળની
મહિષીના સ્તન ઉપરે પડી. ૩૬

---

૩૩. બીન=વીણા. રવિમાર્ગે=સૂર્ય ઉત્તરમાંથી દક્ષિણમાં જાય છે, તે આકાશ માર્ગે. ૩૫ ભૃંગો=ભમરા. મુનિવીણા=નારદની મહતી નામની વીણા. ૩૬ ઋતુવેલ=વસંતવેલી. શ્રી=શોભા.

પણ એક શુભ સ્તનોતણી
 સખીને નીરખી બ્હાવરી બની,
નયનો મીંચતી નૃપપ્રિયા
 હરતાં રાહુથી ચંદ્ર ચંદ્રિકા ! ૩૭
હીણચેતન થયા વપુથકી
 પડતી તે પતિનેય પાડતી,
ઢળતાં ટપકાંજ તેલનાં
 દીપશિખા ધરણી ઢળે ન કાં ? ૩૮
પતિપત્નીતણાં પરિજનો
 રડતાં ત્યાં મૂકી મુખ છુટું તો,
વિહગો સરમાં રહ્યાં સહુ
 રડતાં ભાગ દુઃખે પડાવી શું ! ૩૯
વીજણાદિથી નૃપમૂર્છના
 વળી ગૈ, તોય રહીજ એમ એ;
સદુપાય સમર્થ થાય જો
 કંઇ બાકી રહ્યું હોય આયુ તો. ૪૦
પછી જીવ જતાં દશા થઇ
 ફરી સાંધ્યા સરખી વીણા સમી,
વનિતા પરિચિત ગોદમાં
 ગ્રહી પ્રેમી ધરતો નૃપાળ એ. ૪૧

---

૩૭ ચંદ્રને રાહુ ગળી જાય છે. ૪૧ ફરી સાંધ્યા સરખી =તૂટેલું ફરી સમું કરવા જેવી.

નિજ ગોદ ધરી પ્રિયાથકી
　　વિણુ ચૈતન્યવતી મહીપતિ;
દીસતો, ધરતો મલિન શું
　　મૃગરેખા પરભાતમાં વિધુ ! ૪૨
રડતો તહીં છાતીફાટ એ
　　તજીને ધીરજ સર્વ મૂળની,
મૃદુતા તપવ્યાથી લોઢું યે
　　ધરતું, વાતજ શી મનુષ્યની ? ૪૩
કુસુમો પણ દેહ લાગતાં
　　જીવ લેવાજ સમર્થ જો થતાં,
અરરે ! કંઈ વસ્તુ તો બીજી
　　વિધિ ઘાતીની સમર્થ ના થતી ? ૪૪
અથવા મૃદુ વસ્તુ મારવા
　　મૃદુ ચીજે યમદેવ ઇચ્છતા,
નલિની હિમ લાગતાં મરે
　　મુજ દૃષ્ટાંત પહેલું એ ખરે. ૪૫
યદિ માળ જીવિત આ હણે
　　હૃદયે નાખું હણે ન કાં મને?

---

૪૨ વિધુ=ચંદ્ર. મૃગરેખા=ચંદ્રમાંનું મૃગનું ચિહ્ન. ૪૩ ળની=સ્વાભાવિક. ૪૪ વિધિઘાતી=મારવા તૈયાર થએલ દૈવ. ૫ નલિની=પદ્મના છોડ,—એ હિમથી મરી જાય છે, એ ારૂં પહેલું ઉદાહરણ છે, બીજું પુષ્પ લાગતાં ઇન્દુમતી મરી છ એ.

વિષ તો કદી થાય પીયૂષ
 ઈશ-ઇચ્છાથી, સુધા બને વિષ. ૪૬
અથવા મુજ ભાગ્ય કારણે
 વીજનો વહ્નિજ કલ્પિયો વિધે,
નહિ એથી તરુ હણાયું આ
 હણી નાખી તરુએ ચઢી લતા. ૪૭
કરતી નહિ તું અનાદર
 અપરાધી બહુ હોઉં હું છતાં,
કયમ તત્ક્ષણ બોલવા સમો
 જન આ દોષવિહીન ના ગણે, ૪૮
શઠ ને કપટી સુહાસિનિ!
 ગણતી પ્રેમમહી મને સહી,
ન ગઈ લઇ તેથી તું રજા
 પરલોકે અહીંથી, ન આવવા. ૪૯
પ્રથમ પ્રિય સાથ જે ગયું
 ફરી પાછું કયમ આવ્યું તે વિના,
હતજીવન મારું છો સહે
 અતિ ભારે નિજકૃત વેદના. ૫૦

---

૪૬ પીયૂષ=અમૃત. સુધા=અમૃત. ૪૭ વિધે=વિધાતાએ ૪૮ આ નિર્દોષ માણસને કેમ બોલવા જેવો ગણતી નથી? ૫૦ રાજા પ્રથમ રાણીની સાથે મૂર્ચ્છિત થયો હતો. પછી તેનું ચેતન પાછું આવ્યું હતું, તેને ઉદ્દેશીને કહે છે.

તુજ મુખ હજી ધરે કણો
રતિલીલાથી થએલ સ્વેદના,
પણ પામી તું અસ્ત જાતથી
ધિક હા ? અસ્થિરતા જીવોતણી. ૫૧

મનથીય નહિ અશુભ મેં
કર્યું પૂર્વે તુજ, કાં મને તજે ?
ધરતીપતિ નામ માત્રથી
અતિ ઉંડી પ્રીતિ મારી તું-પ્રતિ. ૫૨

કુસુમોથી ભરેલ વાંકડા
મરો શા તુજ કેશ કંપવી,
કરભોરુ ! કરે અનિલ આ
મનને શંકિત, કે 'તું જીવતી'. ૫૩

હરવા તવ યોગ્ય છો પ્રિયા
પળમાં જાગી વિષાદ માહરો,
જયમ હિમગિરિગુફાતણું
તમ તંજે નિશમાંહ્ની ઓષધિ. ૫૪

ફરકાવી લટો શમાવી આ
સહુ વાતો, હમતું મને મુખ,

---

૫૩ કરભોરુ=કરભ એટલે હાથીનું બચ્ચું. ઊરુ= સાથળ—હાથીની સૂંઢ જેવી સાથળવાળી ૫૪ તવ=તો. હિમાલયમાં આવી ઔષધિ થાય છે એમ કહેવાય છે.

નિશામાંહી અજોડ પદ્મ શું !
　　મીંચી જાતું રવ ભૃંગનો ભરી. ૫૫
શશીને ફરી રાત્રિ પામતી
　　દયિતા પામતી ચક્રવાકને,
ત્યમ તે સહતાં વિજોગને
　　ન દહે કાં મુજને ગઈ સદા ? ૫૬
નવપલ્લવ પાથર્યો છતાં
　　કુમળું તુજ શરીર દુઃખતું,
સહી તે શકશે જ કેમ આ
　　વદ વામોરુ ! ચિતામહી સૂવું ? ૫૭
સખી મ્હેલી રહસ્યનીજ આ
　　શમતાં કેલિ, સુશાંત મેખલા;
ન ફરી ઊઠવા સૂતેલી જે
　　તુજ સાથે મરતી ન ના દીસે. ૫૮
મધુરો સુર કોકિલાવિષે,
　　મદથી ધીમી ગતિજ હંસીએ;
હરણીમહી લોલ દષ્ટિ, ને
　　પવને ધ્રૂજતી વેલીમાં લીલા. ૫૯

---

૫૫ સાંજ પડતાં પદ્મ ભ્રમરને પોતામાં લઇ બિડાઈ જાય છે. ૫૬ દયિતા=ચક્રવાકની દયિતા ચક્રવાકી, શાપને લઈને રાત્રે તેનો વિયોગ થાય છે. ૫૭ વામોરુ=સુંદર સાથળવાળી. ૫૮ મરતી નથી દેખાતી, એમ નહિ મરીજ ગઇ એવો અર્થ છે, બેવડો નકાર હકાર બતાવે છે.

સુરલોક જતાં જતાંય તેં
મુજ માટે ગુણ આ મૂકયા ખરે,
વિરહે તુજ આ અતિ દુઃખી
મનને આપી શકે ન આશરો. ૬૦
રચી રાખીય તેંજ જોડલી
સહકાર પ્રિયગુની આ સહી,
ન કરી શુભ લગ્ન તેમનું
જતી તે ના ઘટતું તને જરી. ૬૧
પુરી દોહદ જેહનીજ તેં
ધરશે કુસુમ આ અશોક તે,
ક્યમ ભૂષણ તુજ કેશનું
ધરૂં હું અંતિમ અંજલિ વિષે ? ૬૨
ઝણકાર નુપૂરનો સ્મરી,
પરને દુર્લભ પાય લાગવો,
કુસુમાશ્રુથી શું અશોક આ !
કરતો શોક સુગાત્રિ! તાહરો. ૬૩
તુજ વાસ સમાં સુવાસી આ
બકુલે અર્ધી ગૂંથેલી મેખલા,

---

૫૯–૬૦મને ધીરજ રહે એટલા માટે તેં તારા ગુણો જુદી જુદી વસ્તુઓમાં મૂકયા છે; પણ મને તે આશરો આપતા નથી. ૬૧ સહકાર=આંબો. પ્રિયંગુ=એ નામની વેલ. ૬૩ નુપૂર=ઝાંઝર સુગાત્રિ=સારા અવયવો-વાળી. ગર્ભિણીનાં ઝાંઝરવાળા પગ વાગવાથી અશોક વગેરેને કસમયે પણ પુષ્પ આવે છે.

મુજસાથ અધુરી રાખીને
　　સૂતી તું કિન્નરકંઠિ ! શીદને ? ૬૪
સખીઓ સુખદુઃખભાગી આ
　　સુત આ એકમનોજ ચંદ્રમા,
પ્રીતિવાન્ અનન્ય હું છતાં
　　તુજ આ કાર્યવિષેજ ના દયા. ૬૫
ધીરતા ગઈ, ને ગઈ ક્રીડા,
　　ગયું ગાને, ઋતુમાંહી ના મજાઃ
ગયું ભૂષણનું પ્રયોજન
　　મુજ શય્યા પરિશૂન્ય આજથી. ૬૬
ગૃહિણી સખી-ગુપ્ત મંત્રિણી
　　પ્રિય શિષ્યા સુકલામહી વળી,
કરુણાથી વિહીન મૃત્યુએ
　　હરી તુંને હર્યું શું ન મારૂં કે.' ૬૭
મદિરાક્ષિ ! મુખેથી મેં દીધું
　　રસવાળું મધુ પી પછીથી તું,
કયમ પી શકશે જલાંજલિ
　　મળતી મેલી જ અશ્રુથી તહીં ? ૬૮
વિભવોય છતાં તુના વિના
　　અજનું સુખ ગણાય આટલું,

---

૬૪ કિન્નરકંઠિ=કિન્નરના જેવા કંઠવાળી. ૬૫ એકમ=પડવો—લક્ષણાથી બીજનો ચંદ્રમા સમજવો. ૬૮ મદિરાક્ષી=મદિરા પીવાથી લાલ લોચનવાળી. મધુ=મદ્ય. તહીં=પરલોકમાં.

ન તણાઉં હું બીજી લાલચે
　　મુજ સર્વે સુખ તુજ આશરે. ૬૯
રડતો ત્યમ એહ રાજવી
　　કરુણાભાવવડે પ્રિયાપ્રતિ,
પૃથિવીપરનાં તરુયને
　　રસ–અશ્રુ વરસાવતાં કરે. ૭૦
પછી ભૂપતિ અંકથી બળે
　　લઇને, સુંદરીને સ્વબંધુએ;
સજવી સહુ અંત્યભૂષણો
　　અગુરુ ચંદન અગ્નિમાં મૂકી. ૭૧
" પ્રમદા સહ શોકથી મૂઓ
　　નૃપ શાણો " અપવાદથી ડરી,
ન દીધું સ્વશરીર અગ્નિને
　　સ્રીની સાથે ન જીવિત આશથી. ૭૨
દશ દિન પછીથી જ્ઞાનીએ
　　ગુણુથી શેષ રહેલ પત્નીની,
કરી સૌ બહુ વભવે વિધિ
　　પુરની બ્હારજ બાગમાં રહી. ૭૩
રજની વીતતાં શશી સમો
　　અજ તેના વિણુ પુર પેસતો,

---

૭૧ સુવાસણી સ્રીને અગ્નિસંસ્કાર કરતાં સર્વ શણગાર સજાવવામાં આવે છે. ૭૨ અપવાદ=લોકનિંદા.

પુરની વધૂના મુખાશ્રુમાં
    નિજનો શોક સહુ શું પેખતો ! ૭૪
પછી દીક્ષિત યજ્ઞમાં થયા
    ગુરુએ આશ્રમમાં સમાધિથી,
દુઃખથી નૃપને લહી મૂઢ
    ઉપદેશ્યો નિજ શિષ્ય મોકલી. ૭૫
અધુરો ક્રતુ હોઇ મુનિ, હ્યાં
    દુઃખનું કારણ જાણવા છતાં,
નહિ જાતથી આવી એ શકયા
    પથચૂકયા તમને ચઢાવવા. ૭૬
મુનિની મુજમાં વસે ગુણી !
    લઘુ સંદેશવતી સરસ્વતી,
સૂણીને સહુ શક્તિશાળી ! તે
    ઉરમાંહે ધરવા તું યોગ્ય છે. ૭૭
નિજ જ્ઞાનરૂપી અબાધિત
    નયણે ઇશ્વરના ત્રણે જગે,
ગુરુ જાણી શકે વળી ત્રણે
    થયલું જે, થતું, ને થવાનું તે. ૭૮
તપતા તપ તીવ્ર પૂરવે
    તૃણબિન્દુથી બીતા પુરંદરે,

---

૭૫ આ શિષ્યનું નામ વામદેવ હતું. ૭૭ લઘુ=ટુંકા. ગુણી=ગુણવાન. ૭૯ પુરંદર=ઇન્દ્ર.

તપ તાપસનું જ તોડવા
હરિણી મોકલી'તી સુરાંગના. ૭૯
શમતીરવિનાશી ઊર્મિ શી !
રીસથી શાપી દીધી વિલાસિની,
તપભંગ થતાં તપસ્વીએ
"ભૂમિમાં તું સ્ત્રી થઇશ" એ રીતે, ૮૦
ભગવાન્! પરતંત્ર આ અમે
મુજ આ દોષ કરો ક્ષમા તમે,
ત્યમ બોલતીને કહ્યું વળી
"ભૂમિ રે' સ્વઃસુમ જોઉં ત્યાં સુધી." ૮૧
ક્રથકૈશિકવંશ જન્મીને
તુજ રાણી રહી ચિરકાળ એ,
નજરે પડતાં જતી રહી
કુસુમો કારણ શાપમુક્તિનું. ૮૨
બસ, મૃત્યુની ચિંતનાવડે
દુઃખ ઉભું જીવનારનું ખરે,
વસુધા તમથી પળાય આ.
વસુધાથીજ નૃપો વધૂવતા. ૮૩
ઉદયે અભિમાન સૌ તજ્યું
સ્વબળે શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું;

---

૮૦ શમતીરવિનાશી=શમરૂપી કાંઠો, તેનો નાશ કરનાર.
૮૧ સ્વઃસુમ=સ્વર્ગનાં ફૂલ, શાપની મુક્તિના કારણરૂપ કુસુમ.

મનમાં પરિતાપ ઉઠતે
　　ધીરતાથી ફરી તું પ્રકાશને ! ૮૪

રડતાં ફરી ક્યાંથી આપને
　　મળશે ? પાછળ શું મૂઆથી તે ?
પરલોક ગયા જીવાત્મની
　　નિજકર્મોથી ગતિ જુદી જુદી. ૮૫

તજી શોક મનેથી પત્નીને
　　કર સંતોષ જલાંજલિવડે,
સ્વજનો ચિર અશ્રુ સારીને
　　'મૃતને બાળી રહ્યા જનો' કહે. ૮૬

મરવું જીવનો સ્વભાવ છે,
　　જીવવું સુજ્ઞ વિકાર સૌ ગણે,
ક્ષણ એકજ જીવતો રહે
　　યદિ જંતુ બહુ લાભશાળી તે. ૮૭

ગણતા પ્રિયનાશને ખરે
　　મૂઢબુદ્ધિ શર વાગતું હૃદે,
સ્થિર બુદ્ધિ જ તેહને લહે
　　"પ્રિયનો મોક્ષ થતાં શું નીકળે." ૮૮

સ્વશરીર અને શરીરીનો
　　વળી સંયોગ વિયોગ સાંભળ્યો,

---

૮૭ જીવ=દેહી, દેહને ધારણ કરનાર.

પછી બ્હારની વસ્તુથી હવે
વદ તું વિરહ કેમ જ્ઞાનીને ? ૮૯
નહિ ક્ષુદ્ર જનો શું યોગ્ય તું
યમીમાં ઉત્તમ ! શોક ધારવા,
તરુ, ને ગિરિમાંહી ફેર શો
પવને ઉભય કંપતાંય તો ? ૯૦

## તોટક.

વદી 'વારૂ" ઉદારમતિ ગુરુની
ગ્રહી વાણી રજા મુનિને જ દીધી;
પણ દુઃખી ઉરે જરી ના ઠરી, એ
ફરી પાછી ગઇ ગુરુની શું કને ! ૯૧

## પ્રહર્ષિણી.

સાચા ને પ્રિયવદતા નૃપે પરાણે
ગાળ્યાં આઠ વરસ પુત્ર હોઈ નાનો
પ્રિયાના રૂપ સરીખી છબી નિહાળી,
ને સ્વપ્ને ક્ષણિક સુયોગના સુખેથી. ૯૨

## વસંતતિલકા.

ભેદ્યું બળેથી ઉર તેનુંજ શોકશલ્યે
અંજીરનું મૂળ શું મ્હેલનું ધાબું ફોડે !
તે મૃત્યુહેતુ ગણી વૈદથીયે અસાધ્ય
પ્રિયાની પાછળ જવા ઝટ લાભ ન્હાય. ૯૩

---

૯૦ ક્ષુદ્ર=પામર. યમી=સંયમી. ૯૩ શોકશલ્ય=શોકરૂપી બાણ.

સારી રીતે વિનીત, ને વળી વર્મધારી
કુમારને વિધિવડે જનકાર્ય સોંપી,
રોગે ભર્યું, તનરૂપી તજવા જ ગેહ
ભૂપે કર્યો દૃઢ મને જળઅન્ન ત્યાગ. ૯૪

મંદાક્રાન્તા.

તીર્થે, ગંગાસરયૂ નદીનાં જ્યાંહી પાણી મળે ત્યાં
ત્યાગી કાયા અમરપદને પામીને તુર્ત રાજા,
પ્હેલાંથીયે બહુ રૂપવતી લેઇ સાથે પ્રિયાને
ક્રીડામ્હેલોમહીં ફરી રમ્યો સ્વર્ગઉદ્યાનમાં એ. ૯૫

---

૪ વર્મધારી=બખ્તર ધારણ કરતો. ગેહ=ઘર. ૯૫ સ્વર્ગઉદ્યાન=નંદનવન.

# નવમો-સર્ગ.

## — વસંતઋતુ અને દશરથનું મૃગયાવર્ણન. —

### દ્રુતવિલંબિત.

પછીથી ઉત્તર કોસલ ભૂપને
    જીતી સહુ, જીતી ઇંદ્રિય નિયમે,
દશરથે કર્યું રાજ્ય મહારથી
    નિયમીઓ, યમીઓમહીં અગ્રણી. ૧
કુળથી ઉતરી આવતું રાજ્ય જે
    વિધિથી પાળી રહ્યો મહીપાળ તે,
શિવકુમાર સમા બળશાળીનું
    શુભગુણે શુભ ગુણવતું થયું. ૨
અવસરે ફળ કર્મનું આપવે
    સમજુઓ મનુવંશી ધનેશ એ,

---

૧ નિયમીઓ=દુષ્ટોને નિયમમાં રાખનાર રાજાઓ. યમીઓ=ઇન્દ્રિયોને કાબુમાં રાખનાર મુનિઓ. ૩ સમજુઓ=સમજુ પુરુષો. 'કહે' ક્રિયાપદનો કર્તા છે. બલભેદક=બલ નામના દૈત્યને ભેદનાર ઇન્દ્ર.

મહીપ, ને બલસેદક બેઉને
    દઢ મને શ્રમને હણુતા કહે. ૩
સુરસમા અજસુત નૃપાળના
    પગ મૂકે નહિ વ્યાધિય દેશમાં,
અરિવડે અપમાનની વાત કાં?
    વસુધરા સુધરા બનતી સદા. ૪
દશ દિશા જીતનાર રઘુવડે
    શ્રી બહુ પોષણુ પામી, પછી અજે;
થઇજ તેવી ફરી નૃપ મેળવી
    સબળના બળનાથી વસુમતી. ૫
સમપણે, વસુવૃષ્ટિ કર્યાથી, ને
    નિયમમાં જન દુષ્ટજ રાખી તે
અનુસર્યો યમરાજ, કુબેરને
    વળી વરુણુ અરુણુપતિ રૂપે. ૬
ન મૃગયારસ, ને વળી દ્યુત ના,
    શશીછબી ધરી શોભતું મદ્ય વા;
ઉદયકાજ મથંત ન લોભવે
    નવયુવા નવ યુવક નૃપને. ૭

---

૪ વસુધરા=દ્રવ્યને ધારણુ કરનાર પૃથ્વી. સુધરા=સારી શોભીતી, ફળદાયી ધરા, પૃથ્વી. ૫ સબળ=બળવાન્ દશરથ. વસુમતી= ધરતીમાતા. ૬ સમપણે યમને, ધન વરસાવીને કુબેરને, દુઃખોનું નિયમન કરી વરુણુને અને રૂપે અરુણુપતિ–સૂર્યને અનુસર્યો. ૭ નવયુવા=નવજોબનવાળી સ્રીઓ.

પ્રભુ છતાં, નહિ દીન સુરેશને
નહિ અસત્ય કહી હસતાંય તે,
નહિ રિપુપ્રતિ રોષ ભરેલ ત્યાં
ઉરથીએ રથીએ વચનો કહ્યાં. ૮

ઉદય, અસ્ત વળી રઘુવંશીથી
ઉભયને વરતા વસુધાપતિ,
નૃપ થતો અનુકારી નૃપો પ્રતિ
સુહૃદ, ને હૃદહીણુ, રિપુ ભણી. ૯

ધનુ ચઢાવી નિધિવતી મેદિની
જીતી નૃપે રથ એક લઇ બધી,
બહુજ શીઘ્ર હયોવતુ સૈન્ય તો
અજવતુ, ગજવે જય એહનો. ૧૦

અવનિને છુપી બેઠકના રથે
ધનુ ધરી જીતનાર જયેચ્છુની
વિજયભેરી સમુદ્ર વગાડતા
ઘનરવે, નરવાહનની સમા. ૧૧

લણી'તી પાંખ સહુ ગિરિઓતણી
સુર—ઇશે પવિની શત ધારથી,
ગજવતા ધનુથી રિપુઓતણી
દશરથે શરવૃષ્ટિ કરી હણી. ૧૨

---

૧૦ હયોવતુ=અશ્વોવાળું, ગજવતુ=હાથીવાળું. ૧૧ નરવાહન=કુબેર.

નખની કાંતિ મળ્યાથી વિભૂષિત
મુકુટનાં મણિકિર્ણ અડાડીજ
શત નૃપો નમતા નૃપના પગે
શું સુર સો સુરસોમતણા પદે ! ૧૩
સચિવ બાળકુમાર નમાવતા
ન ભૂષણો અલકે રિપુપત્નીના,
કરી કૃપા તહીં વારિધિતીરથી
પુરી જતો રીઝતો અલકા સમી. ૧૪
ધવળ છત્ર ધરે શિર એક એ
ધજ છતાં પણ દ્વાદશ મંડળે,
સરી જતી લહી લક્ષ્મીજ છિદ્રથી
અનલ શો નરસોમજ ચેતતો. ૧૫
નૃપતિ તેહ કકુત્સ્થકુલે થયા,
પુરુષ આત્મભૂને સુપતિવ્રતા,
તજીય, અન્ય મહીપતિને ખરે
સકમલા કમલા શું સ્વીકારશે ? ૧૬

---

૧૩ સુરસોમ=સુરોમાં સોમ જેવો, ઇન્દ્ર. ૧૪ કુંવરોના પિતાઓ લડાઇમાં મરાયાથી સચિવો તેમને નમી પડવાનું શીખવતા. અલક=વાળ. પતિ મરી જવાથી સ્ત્રીઓ ભૂષણો સજતી નથી. અલકા =કુબેરનું નગર. તેના જેવી અયોધ્યાપુરી. ૧૫ દ્વાદશમંડળ=બાર જાતના માંડલિકો કહ્યા છે. તેમાં ધજ એટલે શ્રેષ્ઠ. અનલ=અગ્નિ. ૧૬ આત્મભૂ=વિષ્ણુ. સકમલા=હાથમાં કમળવાળી. કમલ =લક્ષ્મી દેવી.

ગિરિતણી નદીઓ જયમ નિધિને
 રિપુ સમક્ષ શરો વરસંતને,
મગધ, કોસલ, કેકયરાજની
 કુંવરીઓ વરીઓ વ્રત પાળતી. ૧૭

પ્રિયતમા ત્રણ મેળવી દીપતો
 અરિ હણે શુભયોગજ જાણતો,
ત્રણ સુશક્તિ લઈ જન પાળવા
 ભૂ ઉપરે ઉપરેથી શું ઈન્દ્ર ના ! ૧૮

થઇ રણાંગણમાંહી સુરેન્દ્રનો
 મદદગાર બહુજ નૃપેન્દ્ર તો,
દશરથ ભય ટાળી સુરસ્ત્રીનો
 નિજ શરે જશ રે' જ ગવાડતો. ૧૯

ભુજબળે ધન દિશનું લાવીને
 ક્રતુનિમિત્ત મુકુટ ઉતારીને,
કનકયૂપથી તીર સુહાવિયા
 તમ—સુને તમસા—સરયૂતણા. ૨૦

અજિન, દંડ, તથા કુશમેખલા,
 મૃગનું શીંગ, તથા નિયમી ગિરા;
ધરી રહ્યા તનુમાં ક્રતુદીક્ષિત
 વસી વધુ શિવ—ધૂર્જટિ દીપતા. ૨૧

---

૧૭ વ્રત=પતિવ્રત. ૧૮ ઉપરેથી=સ્વર્ગેથી. ૨૦ તમ-સુને=તમોગુણથી રહિત દશરથે.૨૧ અજિન=કાળા મૃગનું ચામડું. દંડ=ઉમરાના ઝાડની લાકડી. ગિરા=વાણી, શિવ-ધૂર્જટિ સમાનાર્થી છે. યજ્ઞ કરનારમાં શિવનો વાસ હોય છે.

અવભૃથે શુચિ ઇન્દ્રિયસંયમી,
સુરવિષેય સુયોગ્ય સુરાજવી
શિર ઉંચું નહિ કયાંય નમાવતો
વનમુચી નમુચિરિપુના વિના. ૨૨
રથ અજોડ લઇ, બલી સર્વદા
ધનુધરી રહી, આગળ ઇન્દ્રના,
રવિભણી ઉઠી રેણુ નિવારતો
રુધિરથી ધીરથીજ અસુરના. ૨૩
યમ, કુબેર, વરુણ સુરેશ શા
પૂજિત ભૂપ પરાક્રમી સેવવા,
ઋતુ વસંત લઇ કુસુમો નવાં
પસરતી સરતી સઘળેજ ત્યાં. ૨૪
ધનદની દિશને જીતવા ચહી
અરુણ ફેરવતો રથ સારથિ;
હિમ મટાડી પ્રભાત રવિ કરે,
વિમલ, આમલયાચલને તજે. ૨૫
નવીન પલ્લવ, પુષ્પનું ખીલવું,
પછીથી કોકિલ, ભૃંગનું ગૂંજવું;

---

૨૨ અવભૃથે=સોળ ઋષિઓ વડે યજ્ઞ પહેલાં કરાવાતું સ્નાન. વનમુચી=વન એટલે પાણી વરસાવનાર ઇન્દ્ર, નમુચિ નામના અસુરનો રિપુ તે ઇન્દ્ર. ૨૫ ધનદ=કુબેર. શિશિર પુરી થઇ વસંત આવે છે ત્યારે સૂર્ય દક્ષિણમાંથી ઉત્તરમાં જવાની શરુઆત કરે છે.

ક્રમથી એમ વસંત પ્રવેશતી
તરુવતી ઉરવીઅહીં ઉતરી. ૨૬
નીતિ અને ગુણથી ગ્રહી ભૂપની
સદુપયોગી શ્રીને જયમ યાચકો,
ત્યમ વસંતથી પુષ્ટ સરોતણી
કમલિની અલિ, નીરખગો ભજે. ૨૭
ઋતુતણાં ન જ કેવલ કુસુમ
તરુ અશોકતણાં સ્મરદીપક,
છબીલીને કુમળી ટીશીયો કરે
મદવતી, દયિતા શ્રુતિ જે ધરે. ૨૮
ઉપવને ઉપજાવી મધુશ્રીથી
નવીન રેખસમી ફૂલપાંદડી.
મધુનું દાન કર્યાથી મધુપના
કુરવકા રવકારણને વર્યાં. ૨૯
સુમુખીના મુખના મધુથી બની
સમગુણી સુમનોની સુવાસથી;
મધુપની મધુલાલચુ પંક્તિથી
બકુલ આકુલ વ્યાકુલ થયાં અતિ. ૩૦

---

૨૬ ઉરવી=ઉર્વી, પૃથ્વી. ૨૭ અલિ=ભમરો. નીરખગો =જળપક્ષીઓ. ૨૮ સ્મરદિપક=કામઉત્તેજનાર. અશોકનાં કુમળાં પાન કાને પહેરવામાં આવતાં. ૨૯ મધુશ્રી=વસંતલક્ષ્મી. મધુપ=ભમરા, કુરબક નામનાં વૃક્ષ ભમરાઓના ગુંજારવાનું કારણ બને છે. ૩૦ બની=ઉપજેલી. મદ્યની પીચકારી મારવાથી બકુલ કુસુમિત થાય છે.

શિશિર વિરમતાં મધુલક્ષ્મીએ
દીપી ઉઠે કળીનાં જૂથ કિંશુકે,
નખતણો ક્ષત શું પિયુ ઉપરે
પ્રમદધારી મદાંધમતિ કરે. ૩૧
ન અધરે ક્ષત ધારી શકે પ્રિયા,
જઘનથી દૂર કીધીજ મેખલા,
નહિ અશેષ કરે, પણ ઓછું તે
રવિ, કળાવિકળાથકી શૈત્યને. ૩૨
મલયવાયુથી પાન જરી હવે
અભિનયો શીખવા મથતી શું તે !
મન હમે સહકારલતા બની
સકલિકા, કલિકામજયીનું યે. ૩૩
વિરલ મુગ્ધ વધૂની કથા સમ
પ્રથમ કોકિલથી મિત કૂજિત,
સુરભિયુક્ત ફૂલોથી ભર્યાં વને
કૂજન તો જનતા સહુ સાંભળે. ૩૪
ભ્રમરનો સ્વર એ મધુ ગીતડાં,
વળી સુકોમળ કુસુમ દંત શાં;

---

૩૧ કિંશુક=ખાખરાનું ઝાડ. ૩૨ પહેલું અને બીજું ચરણ શૈત્યનાં વિશેષણવાકય છે. સર્વ કિરણોથી પણ સૂર્ય ઠંડીનો સમૂળગો નાશ તો કરી શક્તો નથી, પણ કંઇક ઓછી કરે છે. સકલિકા=કળીઓવાળી. કલિકામજયી=કલિ+કામ+જયી. કલેશ અને કામદેવને જીતનાર તપસ્વીઓ.

કુમળી ટીશી જહીં કર શું તથા
ઉપવને પવને ધ્રૂજતી લતા. ૩૫
પ્રવીણ મોડી લીલા પ્રગટાવવે
મધુરી વાસથી કેસરથી વધે,
મદનમિત્ર મધુ રસયુક્ત જે
યુવતિઓ પતિઓ સહ પીતી તે. ૩૬
રણકતી રશના ઢીલી ધારતી
સ્મિતથી સુંદર મુખવતી સ્ત્રી શી !
દીપતી પદ્મ ખિલ્યે ઘરવા ચડી
જલવતાં લવતાં વિહગોથકી. ૩૭
શશી ઉગ્યાથી ફીકું મુખડું ધરી
મધુથી ખંડિત કૃશ બહુ અતી,
પ્રિયસમાગમ સુખ ન પામતી
પિયુવતી યુવતિસમ યામિની. ૩૮
હિમ મટયાથકી શુભ્ર પ્રભાવતાં
સુરતનો સહુ થાક સમાવતાં,
કિરણથી મકરધ્વજ દેવનો
સ્મરસખા સ્મરસાજ સજાવતો. ૩૯

---

૩૬ કેસર—બકુલનાં પુષ્પ. મદનમિત્ર=કામદેવનો મિત્ર. રસયુક્ત= સ્વાદીષ્ઠ. ૩૭ જલવતાં=જળમાં રહેનાર, લવતાં= કિલકિલાટ કરતાં. ૩૮ કૃશ=ટુંકી; યામિની=રાત્રીઓ. હવે રાત્રી ટુંકી થઇ દિવસો લાંબા થાય છે. ૩૯ મકરધ્વજ= માછલાના ચિહ્નવાળા ધ્વજવાળો, કામદેવ. સ્મરસખા= કામદેવનો મિત્ર. સ્મરસાજ કામોદ્દિપન કરનાર વસ્તુઓ.

રુચિર તેજ સમાન હુતાગ્નિનું
કનક કુંડળ શું ન વનશ્રીનું !
યુવતિઓ કુસુમો ધરતી હતી
સ્વઅલકે દલકેસર શું વળી. ૪૦

રુચિર કજ્જલબિંદુ સમાન એ
ભ્રમર કુસુમપંક્તિ પરે પડે,
બહુ ન શોભતી એમ વનસ્થલી
ન તિલકે, તિલકે પ્રમદા સમી. ૪૧

મધુની વાસ ભરી, સ્મિતકાન્તિથી,
કુંપળ શા અધરે અડી શોભતી;
કુસુમના રૂપથી નવમાલિકા
શું તરુની તરુણી દમતી મન ૪૨

અરુણથી ચઢતા અતિ અંશુકે
શ્રવણમાં સ્થળ પામી યવાંકુરે,
કૂજતી કોકિલનાથી. વિલાસી હા !
સ્મરબલે અબલેશ સહુ થતા. ૪૩

---

૪૦ સ્વઅલકે=પોતાના માથાના વાળમાં; દલકેસર=કેસરની પાંદડી. ૪૧ તિલક=એ નામનું વૃક્ષ. તિલકે બહુ ન શોભતી એમ નહિ; શોભતીજ હતી. તિલક એટલે ચાંલ્લાથી સ્ત્રી શોભે તેમ, વનભૂમિને પ્રમદા સાથે સરખાવી છે. ૪૩ અંશુક=રેશમી વસ્ત્ર: સ્મરબલ=કામદેવનું લશ્કર. અબલેશ=અબલાના ઇશ.

શુચિ કર્ણે બહુ પુષ્ટ બની રહી
　　ભ્રમરના સમૂહોથી લચી પડી,
તિલકમંજરી શોભી રહી ઘણી
　　શું અલકે ચળકે લટ મોતીની ! ૪૪
ધ્વજ સમી ધનુર્ધારી મનોજના
　　વળી સમી મુખચૂર્ણ ઋતુશ્રીના.
ભ્રમરજૂથ પરાગ પૂંઠે પળે
　　ઉપવને પવનેથી ઉડેલી તે. ૪૫
ભજતી નૂતન દોલ ઋતૂત્સવો,
　　પટુ છતાં પ્રિયકંઠને ભેટવા;
કરતી ખાટની સાંકળ ઝાલતાં
　　ભુજલતા જલતા શી વધૂજનો. ૪૬
તજીજ માન દીયો, બસ ક્લેશથી,
　　ગઈ યુવા ફરી આવતી તો નથી;
શિખવતાં નકી એમજ કોકિલે
　　સ્મરમતિ રમતી વધૂ ધારીને. ૪૭
પછી બહુવિધ ઉત્સવ ઋતુનો
　　બહુ વિલાસવતી સહ માણતો;

---

૪૪ સફેદ તિલકવૃક્ષની માંજરોપર ભમરા છવાયાથી મંજરીનો કંઇક કંઇક દેખાતો ભાગ માથામાં પહેરેલી મોતીની સેરો જેવો લાગે છે. ૪૫ મનોજ=મનમાંથી જન્મતો, કામદેવ. પુષ્પની પરાગને કામદેવની ધજા ધારી છે. ૪૬ જલતા=જળનો ભાવ, હાથને ઢીલા કરતી હતી એવો ભાવ છે. ૪૭ સ્મરમતિ=સ્મર એટલે કામદેવની ભાવના.

મધુરિપુ, મધુ મન્મથના સમો
　　પ્રીતિ કરે મૃગયા પર ભૂપ તો. ૪૮
શિખ મળે ચલ લક્ષ્યજ પાડવે,
　　ચલિતનો ભય, કંપ જણાય છે;
શ્રમજયે વપુ તે હલકું કરે
　　સચિવને વચને વન જાય તે. ૪૯
વન જવા વનવેશ રૂડો ધરી
　　વિપુલ કંઠ વિષે ધનુ ભેરવી;
હયખરીથી ઉડેલી રજો વડે
　　નૃસવિતા સવિતા પણ આવરે. ૫૦
વનની માળવડે ગ્રહી કેશને,
　　તરુપલાશ સમું ધરી વર્મને;
હયગતિથકી કુંડળ ઝૂલતે
　　મૃગવને મૃગરાજ સમો દીપે. ૫૧
ધરી શરીર કુંળી વનવેલમાં
　　ભ્રમરમાં નયનો મૂકીને રૂડાં,
પથમહી વનદેવી વિલોકતાં
　　સુનયનો નયના પ્રીતિપાત્રનાં. ૫૨
ભષક લેઇ ગયા જહીં વાઘરી,
　　નહિ દવાગ્નિ, ન ચોર જહીં વળી,

---

૪૮ મધુરિપુ=મધુદૈત્યના શત્રુ વિષ્ણુ; મધુ=ઋતુરાજ વસંત. મન્મથ=કામદેવ, ૫૦ નૃસવિતા=નરોમાં સવિતા—સૂર્ય જેવો, દશરથ. ૫૨ નય=ન્યાયનીતિ. તેનો પ્રીતિપાત્ર દશરથ.

તુરગ યોગ્ય સમી જળભૂમિ જ્યાં,
વન ગયો મૃગ, રોઝ, ખગે ભર્યાં. ૫૩
પછીથી ભાદરવે સુરચાપ શું
કનક શી પીળી વીજની દોરીનું,
ધનુ સુસજ્જ ગ્રહ્યું વિણુઆધિ એ
નરવરે કરી રોષ સિંહો પરે. ૫૪

## વસંતતિલકા.

ચાલે અગાડી જહીં ગર્વથી કાળિયાર,
ને જ્યાં ઘડી ઘડી કરી સ્તનપાન બાળ;
ખોટી કરે હરિણીને, કુશ ચાવતું જે,
તેવું મૃગોનું જૂથ તેની અગાડી આવે. ૫૫
પૂંઠે પડેલ નૃપ વેગી હયે ચઢેલ
ભાથેથી લે, શર જહીં વીખરાઈ જૂથ;
કાળું કરે વનજ વ્યાકુળ આર્દ્ર આંખે,
વાયે ઉડયાં કમળપત્ર સમૂહ પેઠે. ૫૬
જોઈ ઉભી મૃગલી દેહ ધરીય વચ્ચે
કીધેલ લક્ષ્ય મૃગની, હરિ શા બલીએ;

---

૫૩ ભષક=ભસનાર, કુતરા. રાજાના જતા પહેલાં શિકારીઓ વનને નિર્ભય કરી શિકારની ગોઠવણુ કરી રાખે છે. ૫૪ આધિ. વ્યાધિ અને ઉપાધિ એ ત્રણ વ્યથાઓ વર્ણવી છે. આધિ એ માનસિક વ્યથા છે. ૫૫ કાળિયાર=નરમૃગ; આકુલ વ્યાકુલ થએલી કાળી કીકીઓથી આખું વન જાણે કાળું ન થયું હોય! ૫૬ હરિ=ઇન્દ્ર.

કામીપણેથી બનીને દીલમાં દયાળ,
　　ખેંચેલું કર્ણસુધી તોય નિવાર્યું બાણ. ૫૭
ત્રાસે કરી બહુજ ચંચલ નેત્રથી જે
　　સંભારી દે પ્રિય વધૂતણી નેત્રચેષ્ટા,
તેવાં બીજાં મૃગપરે શર છોડતાની
　　કર્ણાંત ખેંચી વછુટે દૃઢ તોય મૂઠી. ૫૮
ઊઠેલ શીત સરના કચરામહીંથી
　　જાતા વરાહજૂથનો પકડયોજ પંથ,
જે દીર્ઘ આર્દ્ર પગલાંથકી તો જણાતો,
　　ને મોથ ઘાસકવલોથકી જે છવાયો. ૫૯
કાયા નમાવી હયથી જરી વિંધતાની
　　સામા ધસેજ હણવા કરી યાળ ઉંચી
એના શરોથી નિજને સહસા વિંધાતા
　　જાણે નહિ સુવર તે તરુ સાથ ચોંટયા. ૬૦
સામા ધસ્યા વનમહિષતણા કપાળે
　　ખેંચી બળે મહીપ એ શર એક મારે,
વીંધી વધુ ન ખરડી પુંખને રુધિરે
　　તેને હણી પ્રથમ પાડી, પછી પડે તે. ૬૧
ગેંડાતણાં શિર લઘુ લણી શીંગડાંઓ
　　ભૂપે કર્યાં બહુજ મૂકી સુતીક્ષ્ણબાણો,

---

૫૯ મોથ નામનું ઘાસ ડુક્કરને બહુ ભાવે છે. ૬૨ લઘુ=હલકા: ગર્વભંજન=ગર્વતોડનાર; શૃંગો=શીંગડાં. ઉંચાં શીંગડાં ન સહેતો, કિંતુ જિંદગીય ન સહેતો એમ નહિ.

તે ગર્વભંજન મહીપ નહિ સહેતો
શૃંગો ઉંચાં અરિતણાં, નહિ જિંદગી તો, ૬૨
વાએ ઉડયા સરજના તરુઅગ્ર જેવા
ગુફાથી કૂદી ધસતા બહુ વાઘને હા!
અભ્યાસી હસ્ત લઘુથી ક્ષણમાં કરે છે
મુખો ભરી શરવડે શરપાત્ર શા એ. ૬૩

## શાલિની

કુંજે સૂતા સિંહને ક્ષોભ દે છે
જ્યાટંકારે ઘોર ઘોષે કરીને,
ઝુંટયો મૃગે વીર્યથી રાજશબ્દ
તેઓએ તેથી અસૂયા કરીજ ૬૪

## પ્રહર્ષિણી.

કાકુત્સ્થે ગજકુલના મહાન વૈરી
ને મોતી કુટિલ નખે ધરંત મારી,
પોતાને રણમહી સેવતા ગજોનું
દેવું તો શરથકી શું વળાયું માન્યું ! ૬૫

---

૬૩ સરજતરુ=સરગવાનું ઝાડ; શરપાત્ર=ભાથો. વાઘનાં મોં બાણથી ભરી કાઢતો. ૬૪ અસૂયા=વૈરરૂપી અદેખાઇ; મૃગે= પશુઓમાં. ૬૫ હાથીઓનાં ગંડસ્થળ ચીરતાં સિંહના નખમાં મોતી ભરાઇ રહે છે. મોતી પાકવાનાં નીચેનાં આઠ સ્થાન પ્રસિદ્ધ છે. (૧) ઉત્તમ હાથી, (૨) મેઘજળ, (૩) જંગલી ડુક્કર, (૪) શંખલા, (૫) માછલીઓ, (૬) ફણાવાળા સર્પ, (૭) કાલુમાછલી, અને (૮) વાંસ.

ઔપચ્છંદસિક.

ચમરી ફરતા ચલાવી વાજી
કદી ખેંચી ભલ બાણ કાન સુધી,
નૃપની જયમ તેમનીય સદ્ય
નૃપ ધોળી ચમરીથી શાંત થાય. ૬૬

માલિની.

લલિત ધરી કલાપો જે કલાપી ઉડંતા
હયની સમીપ તોયે એમને તાકતો ના,
સ્મરણજ થતું એને ચિત્રમાળે ગૂંથેલા
રતિમહીં વીખરાયા કેશનું ત્યાં પ્રિયાના. ૬૭

રથોદ્ધતા.

ભૂપના મુખપરે પરિશ્રમે
સ્વેદનાં બહુ ઠરેલ બિન્દુને,
ચૂમતો પવન હિમવંત તે
ખીલવે કમળપત્રનેજ જે. ૬૮

સુમંગલી.

વિસરી સહુ નિજ બીજાંજ કાર્યને,
સચિવો પરે ધરી ધુરા ધરાધિપે;
પ્રતિદિન સેવી ખૂશ થ્યા નૃપાળને
મૃગયા મૂકે ન શું વિદગ્ધકામિની. ૬૯

---

૬૬ વાજી=અશ્વ. ચમરી ગાયની ચમરીઓ લઇ લે છે, નૃપોનાં છત્રચામરાદિ લઇ લે છે તેમ. ૬૯ વિદગ્ધકામિની=ચતુર વિલાસવતી સ્ત્રી.

### પુષ્પિતાગ્રા.

લલિત કુસુમથી રચેલી સેજે
બળતી મહોષધિના પ્રદીપ જ્યાંહે,
તહીં નરપતિ યામિની વિતાડે
પરિજનવિણુ કહીંક એકલો તે. ૭૦

સ્વર સૂણી શુભ વાદ્યના સરીખો
નૃપતિ કરી-જૂથ-કર્ણ-તાલ કેરો,
મધુગીત વિહગોતણાં, સવારે
ઊઠી રમતો ગીતડે શું બંદિને એ! ૭૧

### ઔપચ્છંદસિક.

પછી તે પથ રુરુનો ગ્રહીને
વનમાં સેવકથી જુદો પડીને,
શ્રમથી ફીણ ઓકતા હયેથી
તમસા પ્હોંચી ગયો તપસ્વીસેવી. ૭૨

### સ્વાગતા.

કુંભપૂરણુ સમા બહુ મોટા
શબ્દ નીરમહીં થાય નદીના.
ભૂપ ગર્જન ગજોનું ગણી તે
શબ્દવેધી શર એક વછોડે. ૭૩

---

૭૧ કરીજૂથ કર્ણતાલ=હાથીઓના જૂથ તાલ દેતા હોય તેમ કાન હાલાવે છે; ૭૨ રુરુ=મૃગની એક જાત. તપસ્વીઓથી સેવાતી તમસા નદીએ પહોંચ્યો. આવા પવિત્ર સ્થળે રાજાએ શિકાર ન ખેલવો જોઇએ.

### વૈતાલીય.

નૃપને પ્રતિષિદ્ધ તોય જે
　　કરતો માર્ગ ઉથાપીનેજ તે,
વિપથે પણ પાય મૂકતા
　　બની સુજ્ઞોય રજોથી આંધળા. ૭૪

### મત્તમયૂર.

'હા પિતા' એવું રડવું સૂણી મુઝાઈ
　　તેનું છાનું કારણુ વેત્રોમહીં શોધી,
બાણે વિંધ્યો જોઇ મુનિપુત્ર ઘડાશું
　　રાજા પોતે બાણુથી હૃદે શું વિંધાયો. ૭૫

### વસંતતિલકા.

અશ્વેથી ઉતરી વિશુદ્ધ કુલેજ જન્મ્યા
　　ભૂપે પૂછ્યું કુલ, ઘડાનીપરે પડેલા,
તેણે કહ્યું "દ્વિજ ન, કિન્તુ તપસ્વીપુત્ર"
　　ભાંગ્યા તૂટયા વચનથી નૃપનેજ એમ. ૭૬
તેના કહ્યાથી શર ખેંચી લીધા વિના, એ
　　માબાપ અંધ સમીપે લઇ જાય તેને,
તે બેઉને સ્થિતિ થઇ સુત એકની તે,
　　ને ભૂલ નિજથી થએલ નિવેદી નૃપે. ૭૭
તે દંપતી બહુ રડી શિશુઘાતી પાસે
　　ઉંડા ખુંચેલ શરને ઉરથી કઢાવે,

---

૭૪ વિપથે=આડે રસ્તે. રજો=ત્રણ ગુણમાંનો બીજો ગુણ.
૭૫ વેત્રો=નેતરના છોડ. ઘડાશું=ઘડા સાથેનો. ભૃત્યો=સેવકો

તેનો પછી જીવ જતાં વૃધ શાપ દે છે
　　અશ્રુરૂપી જળ કરે લઇ ભૂપતિને.　　૭૮
"પામીશ તું મરણ પુત્રતણુાજ શોકે
　　છેલ્લી વયે મુજ સમું," કહ્યું એમ જ્યારે,
પાયે દબાઇ ડસતા વિષધારી જેવા
　　તેને કહે પ્રથમથી અપરાધી રાજા.　　૭૯
દીઠી ન પુત્રમુખપદ્મની કાંતિ મેં તો
　　આ શાપ છે તમ કૃપાથી ભર્યો મને તો,
ખેડેલ બાળી ધરતી પણ કાષ્ઠપૂર્ણ—
　　અગ્નિ રસાળ કરતો બીજ ઉગવાજ.　　૮૦
"આવો હું નિર્દય છું વધ્ય તમોથી મુનિ !
　　શું હું કરૂં ?" નરપતિ પૂછતોજ ત્યાંહી;
માગે મુનિવર ચિતા નૃપતિની પાસે
　　પત્ની સહિત મૃત પુત્રકને જવાને.　　૮૧
ભૃત્યોકને તરત ભૂપ મુનિની આણ
　　પૂરી કરાવી વળતો ભયથી ભરેલ,
ધારી ઉંડે મરણ-કારણ-શાપ ચિત્તે
　　ધારે શું ઉદધિ ઉરે વડવાગ્નિને રે !　　૮૨

---

૭૮ વૃધ=વૃદ્ધ તપસ્વી. ૮૨ વડવાગ્નિ નામનો અગ્નિ સમુદ્રમાં રહી તેને સદા બાળે છે.

# દશમો-સર્ગ.

## — શ્રી રામાવતાર —

### અનુષ્ટુભ્

પાકારિ સમ તેજસ્વી, સમૃદ્ધ પૃથ્વીપાળનાં
  વર્ષો વીતી ગયાં કંઇક, ઓછાં દશ હજારથી. ૧
પિતૃની ઋણમુક્તિનું ન પામ્યો તોય સાધન,
  સુતનામરૂપી જ્યોતિ શોકતિમિર ટાળતું, ૨
હેતુસાધ્ય પ્રજા વિના ચિર કાળ રહ્યો નૃપ,
  મથ્યા પૂર્વે પયોધિ શો, ન રત્નો પ્રગટાવતો. ૩
હોઇને સૌ વિજીતાત્મા ઋષ્યશૃંગાદિ યાજ્ઞિકે,
  આરંભાવીજ પુત્રેષ્ટિ પુત્રકામી નૃપાળને, ૪

---

૧ પાકારિ=પાક નામના દૈત્યનો અરિ, ઇન્દ્ર. પાકનો બીજો અર્થ અજ્ઞાન થાય છે. ૪ પુત્રેષ્ટિ=પુત્રોત્પત્તિ માટે કરવામાં આવતો યજ્ઞ. ઋષ્યશૃંગાદિ=ઋષ્યશૃંગ, સુયજ્ઞ, વામદેવ, જાબાલિ, કાશ્યપ અને પુરોહિત વસિષ્ઠ. ઋષ્યશૃંગ મૃગલીને પેટે કપાળમાં શીંગડા સાથે જનમ્યા હતા. તે દશરથની પાલ્યપુત્રી શાન્તા સાથે પરણ્યા હતા.

પીડેલા રાવણે દેવો હરિની પાસ તે સમે
ગયા તાપે તપ્યા પાંથો છાયાવૃક્ષ ભજે જ્યમ. ૫
સમુદ્ર પ્હોંચતાં દેવો જાગ્યા'તા આદિ પુરુષ,
અવિલંબ ખરે પ્હેલું ભાવિ સિદ્ધિનું ચિહ્ન છે. ૬
દેવોએ નિરખ્યા વિષ્ણુ વિરાજ્યા શેષ ઉપરે,
ફણાઓના મણિતેજે ઝળહળતી કાય જેહની, ૭
પદ્મે બેઠેલ પદ્માના ખોળે રાખેલ પાયને,
મેખલા દુકૂલે ઢાંકી ચાંપતી કુમળા કરે. ૮
ખીલેલા પદ્મ શાં નેત્રો, દુકૂલ બાલ સૂર્ય શું,
શરદના દિવસો જેવા, જોવાતા સ્હેજ યોગીથી. ૯
શ્રીવત્સ રંગતો તેજે લીલાદર્પણ લક્ષ્મીનું,
નિધિના સાર શો છે તે, કૌસ્તુભ દીર્ઘ છાતીએ. ૧૦
દિવ્ય આભૂષણોવાળા શાખા સમાન બાહુથી,
નિધિ મધ્યે બીજું જાણે નીકળ્યું પરિજાતક! ૧૧
દૈત્યસ્ત્રીના કપોલોનો મદરાગ નિવારતાં,
સજીવ આયુધો જેની જશગાથા રહ્યાં ભણી. ૧૨

---

૮ મેખલાના કઠણ સ્પર્શથી પગને થતી ઇજા નિવારવા તે ઉપર દુકૂલ ઢાંક્યું હતું. ૧૦ શ્રીવત્સ=વિષ્ણુની છાતીમાંનું ચિહ્ન. લીલાદર્પણ=શૃંગાર સજવાનું ચાટલું. ૧૩ ગરુડની મા વિનતાને તેની અપર મા કદ્રુ દાસી જેમ રાખતી હતી. તેને દાસીપણામાંથી છોડાવવા કદ્રુને જોઇતું અમૃત સ્વર્ગમાંથી લાવી આપવાનું ગરુડે માથે લીધું. અમૃત લઇને પાછા વળતાં તેને ઇન્દ્ર સાથે ભારે લડાઇ થઈ. તે વખતે ઇન્દ્રે વજ્રથી તેને સખત ઘાયલ કર્યો. તે વજ્રના ઘા ગરુડના શરીરપર હતા.

વિરોધ શેષનો ત્યાગી, શોભતો વજ્રઘાતથી,
 વિનીત, અંજલિયુક્ત, ગરુડ સેવતો જહીં. ૧૩
યોગનિદ્રા શમે, શુદ્ધ, પવિત્ર દૃષ્ટિથી કરે,
 "સૂઈ ઉઠયા સુખે ?" કે'તા ભૃગ્વાદિ ઋષિપે કૃપા. ૧૪
પછી સુરો, અસુરોના સંહારીના પગે પડી,
 અગમ્ય મનવાણીથી સ્તુત્યને સ્તવતા તહીં. ૧૫
પ્હેલાં સર્જો, પછી પાળો, વિશ્વ સંહારતા વળી,
 ત્રણે સ્થિતિવિષે સ્થિર, નમીએ આપને પ્રભુ ! ૧૬
એકરસ છતાં દિવ્ય પાણી ભિન્ન રસો ધરે,
 દેશે દેશે, તથા ગુણે અવિકારી તમો રહો. ૧૭
માપો લોક, મપાઓ ના, માગો ના, માગ્યું આપતા,
 જીતાઓ ના, છતાં જીતો, અદૃષ્ટ, હેતુ દૃષ્ટના. ૧૮
હૃદે રહ્યા છતાં દૂર, નિષ્કામ, તપસી અને
 દયાળુ, નિત્યસંતોષી; અવિકારી, અનાદિ છો. ૧૯
સર્વજ્ઞ હોઇ અજ્ઞાત, સર્વયોનિ અયોનિજ:
 સૌના સ્વામી છતાં છુટા, એક આપ સહુ રૂપે. ૨૦
સ્તવાતા સપ્ત સામોથી, સપ્ત નિધિ જળે સૂતા,
 સપ્ત જ્યોતિર્મુખે ભાસો. આધાર સપ્ત લોકના. ૨૧

---

વિનીત=નમ્ર. ૧૪ ભૃગ્વાદિ=ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરસ, મરીચ, દક્ષ, અત્રિ, અને વસિષ્ઠ આ આઠ બ્રહ્માના માનસપુત્ર. ૨૧ રથન્તર, બૃહત્સામ. વામદેવ્ય, વૈરુપ, પાવમાન, વૈરાજ અને ચાન્દ્રમસા આ સાત સામ છે. ક્ષીરોદ. લવણોદ, દધ્યોદ, ઘૃતોદક, સ્વાદોદક, સુરોદ, તથા ઇક્ષુરસોદક આ સાત સમુદ્ર વાયુપુરાણમાં વર્ણવેલા છે.

ચારે વર્ગોતણું જ્ઞાન, ચારે યુગોય કાળના,
ચારે વર્ણતણા લોકો, આપથી સૌ ચતુર્મુખ ! ૨૨
અભ્યાસે ચિત્ત રોકીને હૃત્પદ્મવાસી આપનું,
જ્યોતિ સ્વરૂપ શોધે છે, યોગીઓ મુક્તિકારણે. ૨૩
અજન્મા થૈ ધરો જન્મ, ચેષ્ટા વિના હણો રિપુ,
ઊંઘો છો, જાગતા તોયે કો જાણે આપને ખરે ? ૨૪
શબ્દાદિ વિષયો સેવો, તપ તીવ્ર તપો તમો,
પ્રજા પાળો, છતાં છેટા, સર્વ વાતે સમર્થ છો. ૨૫
ભિન્ન હોવા છતાં શાસ્ત્ર, પંથો સિદ્ધિતણા સહુ
સમાતા આપમાં, જેમ ગંગાનાં નીર સાગરે. ૨૬
આપમાં ધારતા ચિત્ત, આપને કર્મ અર્પતા,
ને વિરક્ત જનોકેરી મુક્તિનો માર્ગ આપ છો. ૨૭
પ્રત્યક્ષ પંચભૂતોમાં મહિમા સમજાય ના,
વેદો. ને અનુમાનોથી સિદ્ધ, આપની શી કથા ? ૨૮
કેવળ સ્મરણે આપ પવિત્ર જનને કરો,
આપમાં બીજી વૃત્તિઓ ફળદાયી બનેજ તો. ૨૯
સ્તુતિથી ન પુરા થાતા અગમ્ય આપના ગુણો,
નિધિના રત્નની પેઠે, ને તેજ તરણિનું શું ! ૩૦

---

કાલી, કરાલી, ધૂમ્રા, લોહિતા, મનોજવા, સ્ફુલિંગિની અને વિશ્વરૂપા આ સાત અગ્નિની જ્યોતિ છે. ભૂર્, ભુવર્લોક, સ્વર, મહ, જન, તપ અને સત્યલોક આ સાત લોક છે. ૨૩ હૃત્પદ્મવાસી=હૃદયકમળમાં રહેલા. ૨૮ પ્રયત્ન=ઇંદ્રિયોને ગમ્ય. ૨૯ બીજી વૃત્તિઓ=દર્શન સંભાષણ વગેરે. ૩૦ તરણિ=સૂર્ય.

પ્રાપ્તવ્ય પ્રાપ્ત ના કીધું આપે એવું કશું નથી
જન્મ, ને કર્મનો હેતુ લોકકલ્યાણ એક છે. ૩૧
આપનો મહિમા ગાઇ વાણી બંધ થઈ જતી,
થાકથી કે અશક્તિથી; ગુણો પુરા થતાં નહિ. ૩૨
કીધા પ્રસન્ન એ રીતે દેવોએ વિષ્ણુને તહીં,
સત્ય કે'વું'તું દેવોનું, ન સ્તુતિ પરમાત્મની. ૩૩
પ્રીતિથી પૂછતા પ્રશ્નો ક્ષેમના તેમને સુરો,
વિના પ્રલય દૈત્યાબ્ધિ ઉલ્લંઘે તે કહે ભય. ૩૪
પછી કાંઠે અડયા ગિરિ—ગહ્વરે ગાજતા સ્વરે,
વદ્યા વિષ્ણુ, તિરસ્કારી ઘોષને ઉદધિતણા. ૩૫
તે પુરાણ કવિકેરી વર્ણસ્થાને વદાયલી,
થઈ સંસ્કારથી યુક્ત કૃતકૃત્ય સરસ્વતી. ૩૬
વિષ્ણુના વદને ઊઠી, દંતકાંતિથી શોભતી,
પાયેથી નીકળી બાકી ગંગા જાણે ઉંચી ઉડી ! ૩૭
જાણું છું હું હર્યાં દૈત્યે તમારાં બળ કીર્તિને,

---

૩૪ દૈત્યાબ્ધિ=દૈત્યરૂપી સાગર. પ્રલય વિના પણ સાગર માઝા મૂકે છે, તે ભય તેમણે કહ્યો. ૩૬ વર્ણસ્થાન=કંઠ, તાલુ-વગેરે પાંચ સ્થાન. ૩૭ શંકરના સંગીતથી પ્રસન્ન થયલા પુરુષોત્તમના શરીરમાંથી પ્રથમ ગંગાનો પ્રાદુર્ભાવ થએલો, તેઓ એકબીજાના રૂપથી મોહ પામ્યાં. આથી લક્ષ્મી રોષે ભરાતાં તેનાથી બચવા ગંગા વિષ્ણુના ડાબા પગમાં છુપાઈ ગયાં. પછી દેવોએ વિષ્ણુ અને લક્ષ્મીના અતિશય કાલાવાલા કર્યા ત્યારે વિષ્ણુએ ગંગાને પોતાના પગના નખમાંથી બહાર કાઢી. ત્યારથી તે વિષ્ણુપદી પણ કહેવાય છે.

શરીરીનો તમોગુણ યથા જ્વરજોગુણ. ૩૮
વળી જાણું ત્રણે લોકો પામે સંતાપ દૈત્યથી,
પ્રમાદે ઉપજ્યા પાપે સાધુચિત્ત યથા તપે. ૩૯
આપણા એક આ કાર્યે ઇંદ્ર યાચવું ના ઘટે,
અગ્નિનો ખુશીથી વાયુ સારથ બનતો ખરે! ૪૦
સ્વખડ્ગે નહિ કાપેલું દશમું શિર રાક્ષસે,
રે'વા દીધું કપાવાને મારા ચક્રની ધારથી. ૪૧
બ્રહ્માના વરને લીધે દુરાત્માનું ચઢી જવું;
સહ્યું છે મેં હજુસુધી, ચંદન જયમ સર્પનું. ૪૨
તપે રીઝાવી બ્રહ્માને માગેલું તેહ રાક્ષસે,
"અષ્ટ દેવે મરાઉં ના," મર્ત્યોને કાંઈ ના ગણી. ૪૩
તો હું દાશરથિ થને કરીશ તીક્ષ્ણ બાણથી,
કાપી શિરો, સરોજો શાં રણભૂમિતણી પૂજા. ૪૪

---

૩૮ શરીરી=પ્રાણીઓ. ૩૯ પ્રમાદ=ગફલત. તપે=દુઃખી થાય. ૪૧ પૂર્વે ગોકર્ણમાં રાવણે દસહજાર વર્ષ સુધી ઉગ્ર તપ કરેલું, અને દર હજાર વર્ષે પોતાનું માથું બ્રહ્માને અર્પણ કરેલું. દસમા હજારે તેણે દસમું માથું કાપવા માંડ્યું ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઈ તેને વર માગવા કહ્યું. રાવણે દેવો વગેરેથી મરાઉં ના એવો વર માગ્યો. વધારામાં બ્રહ્માએ તેનાં નવ માથાં પાછાં આપ્યાં. અને મનગમતું ગમે તે રૂપ ધરવાની શક્તિ આપી. (જુઓ રામાયણ ઉત્તરકાંડ અધ્યાય દસમો.) ૪૩ શ્રીમદ્ભાગવતમાં નીચે પ્રમાણે આઠ દેવની ગણતરી કરેલી છે. વિબુધ, પિતૃ, અસુર, ગંધર્વ, યક્ષરાક્ષસ, ભૂતપ્રેતપિશાચ, સિદ્ધચારણ વિદ્યાધર અને કિન્નર. મર્ત્ય=મનુષ્ય.

વિધિથી યાજ્ઞિકે દીધે પામશો ભાગ દેવતા !
માયાવી અસુરોનાથી અભોટચો શીઘ્ર ફેરથી. ૪૫
વિમાને ફરતા દેવો ! પુણ્યાત્મા વ્યોમમાર્ગમાં,
મેઘે તત્પર છુપાવા પુષ્પકભયને તજો. ૪૬
શાપ હોવાથી પૌલસ્ત્યે ખેંચ્યા કેશ બળે નહિ,
વેણી તે સ્વર્ગબંદીની છોડાવી શકશો તમો. ૪૭
રાવણરૂપી દુકાળે સૂકાયા દેવઅન્નને,
વાણીરૂપી અમી વર્ષી કૃષ્ણમેઘ અલોપ થયા. ૪૮
સુરકાર્યમહી લાગ્યા વિષ્ણુને અંશથી સુરો,
અનુસર્યાજ ઇન્દ્રાદિ, વૃક્ષો પુષ્પે શું વાયુને ! ૪૯
પછી પૃથ્વીપતિની જ્યાં પુત્રેષ્ટિ પૂર્ણ થાય ત્યાં,
પુરુષ અગ્નિથી ઉઠચો ચકિત ઋત્વિજો કરી. ૫૦
પાયસાન્નતણું હૈમ—પાત્ર ધારી ભુજોવડે,
પ્રવેશ વિષ્ણુનો થાતાં તેનાથી ઉંચકાતું ના. ૫૧
પ્રાજાપત્યે દીધેલું તે નરેશે અન્નને ગ્રહ્યું,
નિધિસાર સમી સુધા ગ્રહી'તી જેમ વાસવે. ૫૨

---

૪૭ દેવો ઉપર સ્વારી લઇ જતાં એકવાર રાવણે કૈલાસપર સ્વભ્રાતા કુબેરના પુત્ર નલકુબેરની પ્રિયા રંભાને સતાવેલી. તેથી તેને નલકુબેરે શાપ દીધો હતો, કે જો તું હવે પછી કોઇ પણ સ્ત્રીની મરજી વિના બલાત્કાર કરીશ તો તારા માથાના સાત કકડા થઇ જશે. (ઉત્તરકાંડ અધ્યાય ૩૧ મો જુઓ.) પૌલસ્ત્ય=પુલસ્ત્યનો પુત્ર, રાવણ. ૪૯ અનુસર્યા=સુગ્રીવાદિરૂપે વાનરયોનિમાં જન્મ્યા. ૫૧પાયસાન્ન=દુધપાક. હૈમપાત્ર=સુવર્ણનું વાસણ. ૫૨ સુધા=અમૃત. વાસવ=ઇન્દ્ર. સમુદ્રમંથનમાંથી છેલ્લું અમૃત નીકળ્યું હતું.

આથી તે ભૂપના ગુણો અસામાન્ય જણાય છે,
  તેથી તેમાં ચહે લેવા જન્મ ત્રિલોકના પ્રભુ. ૫૩
વિષ્ણુતેજ ચરુ નામે વ્હેંચ્યું બે પત્નીમાં નૃપે,
  દિનસ્વામી વહેંચે શું સ્વતેજ વ્યોમપૃથ્વીમાં. ૫૪
કૌસલ્યા હતી માનીતી, કૈકેયી પ્રિય ભૂપને,
  તેથી માન્યું, સુમિત્રાને નૃપે કે બેઉ આપશે. ૫૫
સર્વજ્ઞ ભૂપ સ્વામીની ચિત્તજ્ઞ બેઉ પત્નીએ,
  ચરુનો અડધો ભાગ સુમિત્રાને દીધો પ્રીતે. ૫૬
પ્રીતિવાળી'તી સુમિત્રા સપત્ની બેઉ ઉપરે,
  ભમરી હોય છે હસ્તીમદધારા પરે જયમ. ૫૭
દેવાંશી ગર્ભને ધારે રાણીઓ લોકકારણે.
  અમૃત નામનાં કિર્ણો ધારે શું ગર્ભ વારિનો. ૫૮
એક સાથે ધરી ગર્ભ કંઇક પ્રીકી તે દીસે;
  માંહી ફૂળો થવા લાગ્યે, ધાન્યની સંપતિ સમી. ૫૯
શંખ, ચક્ર, ગદા, ખડ્ગ, શાર્ઙ્ગ ધારેલ વામણા
  પુરુષો રક્ષતા દેખે, પોતાને સ્વપ્નમાં સહી. ૬૦
પ્રસારી પાંખ આકાશે શોભતી હેમકાંતિથી,
  મેઘોને ખેંચતો વેગે તેમને તાર્ક્ષ્ય લૈ જતો. ૬૧

---

૫૪ દિનસ્વામી=સૂર્ય. ૬૦ પાંચજન્ય નામનો શંખ, સુદર્શન નામનું ચક્ર, કૌમુદિકી નામની ગદા, નંદક નામનું ખડ્ગ અને શીંગડાનું બનાવેલું ધનુષ્ય આ વિષ્ણુ ભગવાનનાં શસ્ત્રોનાં નામ છે. ૬૧ તાર્ક્ષ્ય=ગરુડ.

ચિહ્ન કૌસ્તુભનું ધારી સ્તન વચ્ચે રહેલ તે,
પદ્મનો વીંઝણો હસ્તે લેઇ શ્રી સેવતી હતી. ૬૨
અને સ્નાન કરી દિવ્ય ગંગામાં સપ્ત મુનિઓ,
રહસ્ય વેદનું ગાતા પોતાને પૂજતા વળી. ૬૩
તેવાં સ્વપ્નો સૂણી રાજા રાણીથી રાજી થૈ બહુ,
જગદ્ગુરુનું પિતૃત્વ પામી શ્રેષ્ઠ ગણે સ્વને. ૬૪
એકરૂપ છતાં વિષ્ણુ રાણીકુખે ચતુર્વિધ,
વસ્યા વિભાગી આત્માને ચંદ્રબિંબ જળે જયમ. ૬૫
ભૂપતિની મહારાણી પ્રસૂતિ સમયે પછી,
પામી પુત્ર તમોહારી, રાત્રે જ્યોતિ શું ઔષધિ ! ૬૬
રમણીય શરીરેથી પ્રેરાઇ એહ ગુરુએ,
ક્ષેમકારી જગે તેનું રામ નામ પડાવીયું. ૬૭
રઘુકુળપ્રદીપે એ અદ્વિતીય રૂપે કરી.
શય્યાગૃહે રહ્યા દીપો ઝાંખા પાડી દીધા દીસે. ૬૮
શય્યામાં રામ આવ્યાથી, માતા કૃશોદરી દીપે,
ગંગા શરદમાં સૂકા કાંઠે અબ્જબલિથી શું ! ૬૯

---

૬૩ શતપથ બ્રાહ્મણમાં કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, અને વસિષ્ઠ એ સાત બ્રહ્મર્ષિઓ જણાવ્યા છે. ૬૬ તમોહારી=અંધકારનો નાશ કરનાર. તૃણજ્યોતિ નામની લતા રાત્રે પ્રકાશ ફેંકે છે, એવી પ્રસિદ્ધિ છે. ૬૭ ગુરુ=વડીલ, પિતા. ૬૯ અબ્જબલિ=અંજલિમાં આપવાનાં કમળ. આ ઉપમાથી પવિત્રતા તથા સ્વચ્છતા દર્શાવી છે.

કૈકેયીથી થયો પુત્ર નામે ભરત સુશીલ,
શોભાવે માતને પોતે વિવેક જેમ લક્ષ્મીને. ૭૦
લક્ષ્મણ શત્રુઘ્ન જોડે સુમિત્રાથી થયા સુતો,
જેમ સારી શીખી વિદ્યા આપે વિજ્ઞાનવિનય. ૭૧
નિર્વિઘ્ન દુનિયા સર્વે થૈ ગુણો પ્રગટાવીને,
વિષ્ણુ પોતે ભૂમિ જાતાં સ્વર્ગ શું તેની પાછળે! ૭૨
ત્રાસ્યા દૈત્યથી દેવો જ્યાં, તે દિશાઓ રજો હીણુ,
ચાર રૂપે હરિ જન્મ્યે વાયુથી શ્વાસ લેતી શું! ૭૩
નિર્ધૂમ્ર થઈને અગ્નિ પ્રકાશીને પ્રભાકર,
પીડયા રાવણે બેઉ દુઃખમુક્ત થયા દીસે. ૭૪
દશાનન કિરીટોથી તત્ક્ષણ રાક્ષસશ્રીનાં,
મહીપરે મણિરુપે પડયાંજ અશ્રુબિંદુઓ. ૭૫
સપુત્ર નૃપના પુત્ર—જન્મે સુયોગ વાદ્યનો,
આરંભ તો કર્યો પ્હેલો દેવદુંદુભિએ નભે. ૭૬
સંતાનકતણી વૃષ્ટિ ભૂપના ભુવને થઈ,
સુમંગલ વિધિકેરી એજ પ્હેલી ક્રિયા બની. ૭૭
પામી સંસ્કાર કુમારો પીતા ધાત્રીતણું દૂધ,
પ્હેલાં જન્મ્યા પિતાકેરા હર્ષ સાથે વધી રહ્યા. ૭૮

---

૭૩ દેવો=દિક્પાલ દેવતાઓ. પૂર્વનો સુધન્વાન્, દક્ષિણનો શંખપાદ, પશ્ચિમનો કેતુપાદ, અને ઉત્તર દિશાનો હિરણ્યરોમણ. ૭૪ નિર્ધૂમ્ર=ધુમાડા વિનાનો. પ્રભાકર=સૂર્ય. ૭૫ દશાનન=રાવણ. ૭૮ બાર પ્રકારના સંસ્કાર વર્ણવ્યા છે. ગર્ભાધાન, પુંસવન,

સ્વભાવે નમ્ર તેઓનો વિનય નીતિ શિખવ્યે,
  વધ્યો, કુદરતી તેજ અગ્નિનું હવિથી જવમ. ૭૯
અન્યોન્ય પ્રીતવાળાઓ નિર્દોષ રઘુકુળને,
  શોભાવે પૂર્ણ રીતે એ, નંદનને શું ઋતુઓ ! ૮૦
ચારે સમ પ્રીતિ હોવે જેમ બે રામલક્ષ્મણે,
  તેમ ભરતશત્રુઘ્ને પ્રેમે જોડી રચી હતી. ૮૧
બે, બેનો તેમનો સંપ કદીય તૂટતો નહિ,
  વાયુ ને અગ્નિની જેમ, ચંદ્ર ને અબ્ધિ શું વળી. ૮૨
પ્રજાનાથો પ્રજાચિત્ત હરે તેજ-વિવેકથી,
  ગ્રીષ્માન્તે હરતા જેમ શ્યામ અભ્રોથી દિવસો. ૮૩
ચાર રુપે વહેંચાઇ પ્રજાનાથની આ પ્રજા,
  અવતાર સમી સાક્ષાત્ ધર્માર્થ કામમોક્ષના. ૮૪
પિતૃભક્તો પિતાને તે આપે આનંદ ગુણથી,
  ઇશને ચાર દિશાના રત્નોથી શું મહાર્ણવો ! ૮૫

## માલિની.

સુરગજ સમ દાંતે ભાંગતા દૈત્યખડ્ગ,
  નય સમ ફળદાયી ચાર યુક્તિથી સિદ્ધ;
ધુર સમ ભુજ દીર્ઘે વિષ્ણુ શું વિષ્ણુઅંશી,
  પતિ પૃથિવીપતિનો ચાર પુત્રોથી શોભે. ૮૬

---

સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણુ, નિષ્ક્રામણ, અન્નપ્રાશન, ચૂડાકરણ, ઉપનયન, કેશાન્ત, સમાવર્તન અને વિવાહ. પિતાનો હર્ષ પુત્રો જન્મ્યા પહેલાં જન્મ્યો હતો. ૮૩ પ્રજાનાથો=ચાર કુમાર. ૮૪ પ્રજા=સંતાન. ૮૬. સુરગજ=ઐરાવત, તેને ચાર દાંત છે.

# અગીયારમો—સર્ગ

## — સીતા વિવાહ—વર્ણન —

### રથોદ્ધતા

કૌશિકે મહીપ પાસ આવીને
    કાકપક્ષ ધરતા શ્રી રામને,
યજ્ઞવિઘ્ન હરવાજ યાચિયા
    વીરનાં વરસ તો ગણાય ના. ૧

મેળવેલ મહીપે મુસીબતે
    રામલક્ષ્મણ દીધા તપસ્વીને,
પ્રાણયાચકતણીય યાચના.
    કોહિ તં રઘુકુળે હણાય ના. ૨

ભૂપ, શાસન સુતો જવા સમે.
    હેજ ત્યાં પથ સજાવવા પુરે,
શીઘ્ર લૈ અનિલ-મિત્ર સાથ તો
    પુષ્પસાથ જલ છાંટતા ઘનો. ૩

ધન્વી બેઉ પિતૃશાસને રહી
    તાતના ચરણમાં નમ્યા તહીં,

---

૧ કૌશિક=વિશ્વામિત્ર, કાકપક્ષ=કાનછેરીયાં.

ભૂપનાંય વનમાં જતા પરે
　　ચક્ષુઓમહીંથી આંસુડાં ખરે,　　　　４
તાતનાં નયનઅશ્રુથી ઉભે
　　ભીંજવી કંઈક કાકપક્ષ તે,
લોકદષ્ટિ કરી માર્ગતોરણો
　　મુનિને અનુસરે સુધન્વીઓ.　　　　૫
માત્ર લક્ષ્મણની સાથ રામને
　　લૈં જવા મુનિ ચહેથી, એ નૃપે;
સૈન્ય ના, પણ દીધી શુભાશિષો
　　રક્ષી એ શકતી એમનેજ તો.　　　　૬
માતના ચરણ ચૂમી મુનિનો
　　માર્ગ એ ગ્રહીજ બેઉ બંધુઓ,
દીસતા રવિની સાથ ચાલતા
　　માસ શું મધુ અને વિશાખના !　　　　૭
ઊર્મિ શા ચપલ ભુજની ગતિ
　　શૈશવે કરી બહુજ શોભતી,
ઉદ્ધભિદ્ધ નદીનું વૃષામુખે
　　નામની સરીખ ખેલવું શું તે !　　　　૮
માર્ગમાં મુનિથી બેઉએ શીખ્યા
　　તે બલાતિબલ મંત્ર નામના,

---

૫ લોકદષ્ટિ=જોવા મળેલા લોકોની નજરને. ૭ મધુ=ચૈત્ર. ૮ ઉદ્ધભિદ્ધ=આ નામની બે નદીઓ. વૃષામુખે=ચોમાસાની શરૂઆતમાં. ૯ બલાતિબલ=બલ અને અતિબલ નામના મંત્રો છે. તે શીખવાથી ભૂખ તરસ લાગતાં નથી. મણિભુમિ=કાંટા

થાકતા ન, મણિભૂમિમાં જવા
    યોગ્ય ના, જનની શું ફરી રહ્યા ! ૯
પૂર્વવાત સૂણુતા પુરાવિદ—
    પિતૃ—મિત્રથી સબંધુ રાઘવ,
શું તણાય ચઢનાર વાહને
    પાહને શ્રમ ન જાણુતાંય તે. ૧૦
તેમને સરવરો રસામ્બુથી,
    પક્ષીઓ મધુર કૂજને કરી;
વાયુઓ સુરભિ પુષ્પરેણુથી,
    સેવતા કરી ઘનોય છાંયડી. ૧૧
પદ્મથી રુચિર પાણીથી, તથા
    થાકહારી તરુ જોઇતેય ના,
તેટલા મુનિ રીઝેજ, જેટલા.
    દર્શને ઉભયના બહુ રુડા. ૧૨
શંભુથી બળી ગએલના વને
    પ્હોંચી. રામ કર લે ધનષ્યને.
કામના પ્રતિનિધિ થતા તહીં
    રમ્ય અંગથકી, કાર્યથી નહિ. ૧૩

---

કાંકરાવાળી જમીન, જનની શું=માતાઓની પાસે. તેવી ભૂમિમાંય મંત્રોના બળે માતા પાસે ફરતા હોય તેમ ફરતા હતા. ૧૦ પૂર્વવાત=પૌરાણિક આખ્યાયિકાઓ. પુરાવિદ= પુરાણુના જાણુકાર. ૧૧ રસામ્બુ=મીઠું જળ. સુરભિ=સુવાસિત. ૧૩ શંભુથી બળી ગએલ=કામદેવ. વને=તપોવને. રામ· સુંદરતાથી કામદેવ જેવા લાગતા હતા. પણુ નાના હોવાથી તેના જેવુ કાર્ય કરવા અશકત હતા.

માર્ગમાં ઉજડ તાડકાથકી,
કૌશિકે કહી, કથાજ શાપની.
તે સ્થળે ધનુની દોરી સ્હેલથી
તે સજે ભૂમિ અડાડીને અણી. ૧૪
જ્યાતણો સૂણી નિનાદ તેમની
તાડકા બહુ બિહામણી બની,
કુંડળો ધરી ઝુલંત મુંડનાં
વાદળી શી બગસાથ આવી ત્યાં. ૧૫
વેગથી પથતરુ ધ્રૂજાવતી.
પ્રેતવસ્ત્ર ધરી, રાડ પાડતી;
વાઝડી સમ મસાણથી ઉડી
રામની ઉપર રાક્ષસી ધસી. ૧૬
તે ઉગામી ભુજદંડ આવતી
મેખલા પુરુષ–અંત્રની ધરી,
જોઇ તેહ કરુણા રમાવધે
બાણની સહ તજીય રાઘવે. ૧૭
શૈલના શું ઘન તાડકાઉરે
છિદ્ર જેહ કર્યું રામના શરે,

---

૧૪ તાડકા=સુકેતુ રાક્ષસની પુત્રી. તેને અગત્સ્યનો શાપ થયો હતો. સજે=ચઢાવે. ૧૬ વાઝડી=વાયુની ઝડી. ૧૭ ભુજદંડ=ભુજારૂપી દંડ. પુરુષ–અંત્ર=પુરુષનાં આંતરડાં. રમાવધ =સ્રીહત્યા. ૧૮ ઘન=કઠણ. દૈત્યદેશ=રાક્ષસોનો મુલક. આ પહેલાં યમદેવ પણ દૈત્યોના દેશમાં જવા હિંમત કરતા નહિ, પણ હવે રામના બાંણે તેમને માર્ગ કરી આપ્યો.

દૈત્યદેશમહીં ના જનાર તે
મૃત્યુદેવતણું બારૂં થાય તે. ૧૮

બાણુથી પડી જતાં ઉરે વીંધી
માત્ર ના વરતીને અરણ્યની,
સૂજવી દીધીય રાવણશ્રીને
કીધી જે સ્થિર જીતી ત્રિલોકને. ૧૯

રામ—કામ—શરથી ઘવાયલી
તે અસહ્ય હૃદયે નિશાચરી,
ગંધી—રકત—સુખડે ભીંજાયલી
જીવિતેશ ગૃહના ભણી ગઈ. ૨૦

દૈત્યઘાતી પછી અસ્ત્ર મંત્રથી
વિક્રમે ખૂશ થયા મુનિથકી,
તાડકારિપુ લીએ. શું સૂર્યથી
સૂર્યકાન્ત રુચિ કાષ્ટદાહક ! ૨૧

તે પછી મુનિકનેથી સાંભળ્યા
વામનાશ્રમ વિષે પહોંચીયા,

---

૨૦ આમાં રામને કામદેવની, રામના બાણુને કામબાણુની, તાડકાને અભિસારિકાની. ગંધાતા લોહીને સુગંધી વિલેપનની અને યમરાજને રાક્ષસીના પ્રિયતમની ઉપમા આપી છે. નિશાચરી=(૧) રાક્ષસી (૨) અભિસારિકા. જીવિતેશ=(૧) યમદેવ. (૨) પ્રિયતમ.
૨૧ તાડકારિપુ=રામચંદ્ર. સૂર્યકાન્ત=એ નામનો મણિ. રુચિ=તેજ.

યાદ ના હતું જ કંઇ પૂર્વનું
ઉંચું દીલ થયું તોય રામનું. ૨૨

શિષ્યવર્ગ સજતો પૂજા જહીં
પલ્લવાંજલિ રચે તરુ જહીં,
દર્શનોત્સુક મૃગો વળી, તહીં
નિજ આશ્રમ પહોંચતા મુનિ. ૨૩

તત્ર દીક્ષિત તપસ્વીને શરે
વિઘ્નથી નૃપકુમાર સાચવે,
અંધકારથી જનોનું કિરણે
સૂર્યચંદ્ર ઉગી શું અનુક્રમે ! ૨૪

બંધુજીવ સમ રક્તબિંદુએ
વેદિ દૂષિત થઇ નિહાળીને,
યાજકો ભયથી કર્મ ત્યાગતા
ને ખદીર—શરવા પડી જતા. ૨૫

ત્યાં ઉંચે, તરત લક્ષ્મણાગ્રજ
બાણુપાત્રથી ઉપાડતાં શર;
દૈત્યસૈન્ય નભમાં જુએ, જહીં
ગીધપાંખપવને ધજા ઉડી. ૨૬

---

૨૨ પૂર્વનું=પૂર્વ જન્મનું. ૨૫ બંધુજીવ=એ નામનાં મોટાં લાલ-રંગનાં ફૂલ. ખદીર—શરવા=ખેરના લાકડાના ઘી હોમવાના ચાટવા.

૨૬ ગીધપાંખ—પવને=ગીધોની પાંખોના ફડફડાટથી વેગી બનેલા વાયુથી દૈત્યસેના પર ગીધોનું ભાગવું એ એનું અમંગળ સૂચવે છે.

જેહ બે અધિપ યજ્ઞશત્રુના
તેમને કીધ નિશાન, અન્ય ના,
વિષધારી સહ જેહ આખડે
તે ગરુડ જળસાપશું લડે ? ૨૭
અસ્ત્ર ઉગ્રગતિ અસ્ત્રજાણ તે
ચાપમાં પવનદેવનું ધરે,
શૈલ શા ગુરુ છતાંય દૈત્યને
પકવપત્ર શું ઉડાડતા શરે. ૨૮
જે સુબાહુ કરી દૈત્ય કો બીજો
આંહી ત્યાંહી રૂપ લૈ ફરી રહ્યો,
તેહના કરી શરેથી કુરચા
કુશળે વનખગે ધરી દીધા. ૨૯
આમ યજ્ઞ દુઃખ કાપનારનું
યુદ્ધમાં બળ વખાણતા પુરું,
યાજ્ઞિકો ક્રતુતણી ક્રિયા ક્રમે
મૌની કુલપતિની પુરી કરે. ૩૦
કાકપક્ષ ઝુલતા પ્રણામથી
બંધુને, અવભૃથે શુચિ મુનિ;
આશિષો દઇ પછીથી ભેટતા

૨૭ અધિપ=અગ્રેસર, સુબાહુ અને મારિચ. વિષધારી=ઝેરી સાપ. ૨૮ ઉગ્રગતિ=મહાવેગવાળું. અસ્ત્રજાણ=અસ્ત્રને જાણનાર, રામ. ગુરુ=ભારે. દૈત્ય=તાડકાપુત્ર મારિચ. ૨૯ રૂપ લૈ=માયાથી ભાતભાતનાં રૂપ ધારણ કરીને. કુશળ=પ્રવીણ, ( રામ. ) વનખગે વનનાં સમડી, ગીધ વગેરે પક્ષીઓને.

હસ્તથી કુશવડે થવાયલા. ૩૧

યજ્ઞકાજ મિથિલેશ મિથિલા
નોતર્યા યમી મુનિ તહીં ગયા,
તેહના ધનુષ્યના કુતૂહલે—
ધ્યાનધારી કુંવરોય લેઈને, ૩૨

તે ત્રણે પથ વિષેજ સાંજના
રમ્ય આશ્રમતરુ—તળે વસ્યા;
જ્યાંહી દીર્ઘ તપસીની પત્નીને
રાખી'તી ક્ષણુજ એક વાસવે. ૩૩

દીર્ઘકાળ પછી જે શિલા બની
તેહ ઋષિવધૂ રૂપ ફેરથી
પામતી, ફળજ એ પ્રસાદીનું
રામ પાદ—રજ પાપ કાપતી. ૩૪

રાઘવો સાહત આવીયા સૂણી
મિથિલાપતિ જતો મુનિપ્રતિ,
અર્થકામ સહ મૂર્તિ ધારી એ
ધર્મની સમીપ અર્ઘ્ય લેઈને ! ૩૫

તેમને જનકપુરવાસીનાં
ચક્ષુથી નિરખી ચિત્ત માનતાં,

---

૩૧ અવભૃથે શુચિ=યજ્ઞાન્તે સ્નાનથી પવિત્ર થએલા. ૩૨ મિથિલાપતિ, જનક. ૩૩ દીર્ઘ તપસી=ગૌતમમુનિ. ૩૪ ઋષિપત્ની, અહલ્યા. રૂપ=મૂળસ્વરૂપ.

વિઘ્નરૂપ મટકું ય, ભૂમિ શું
 સ્વર્ગમાંથી ઉતર્યા પુનર્વસુ! ૩૬
યૂપકેરી વિધિ સૌ પુરી થયે
 જોગથી કુશિકવંશ–વર્ધકે,
મિથિલા–મહીપને નિવેદીયું
 " રામ ઉત્સુક નિહાળવા ધનુ." ૩૭
શુદ્ધવંશી શિશુનું તનુ રૂડું
 જોઇને, સ્વધનુ પાછું આકરૂં,
ભૂપ થાય મનમાં બહુ દુઃખી
 પુત્રીકાજ મૂલ્યની સ્થિતિથકી. ૩૮
તે વધો મુન! મહાગજોથી જે
 કાર્ય દુષ્કર અતીવ તે વિષે,
સંમતિ દઇશ હું ન હસ્તિના
 બાળના અફળ સાહસે કદા. ૩૯
લાજ પામી બહુએ નરેશ્વરો
 બાપ! આ ધનુથી આપધારીઓ,
ધિક્ કહી ભુજ પછાડતા ગયા
 જ્યાવડે કઠિણ જ્યાં હતી ત્વચા. ૪૦

---

૩૬ પુનર્વસુ=એ નામના બે તારાની જોડલી. ત્યાંના લોકોનાં ચિત્ત મટકાને પણ વિઘ્ન સમજતાં. ૩૭ યજ્ઞારંભે યૂપ રોપવાની ક્રિયા કરવામાં આવે છે. જોગથી=જોગ મેળવીને. ૩૮ પુત્રીકાજ=કન્યાના બદલામાં લેવાના ધનુભંગરૂપી મૂલ્યની જે સ્થિતિમાં પોતે હતો તેથી. ૪૦ જ્યાં=જે ભુજાઓ પર.

સાંભળો બળથી કે' મુનીશ આ
વાણીથીજ બસ બોલવુંય વા,
આપને ધનુષશક્તિ દાખશે
એહ, વજ્ર જ્યમ ગિરિના વિષે. ૪૧

આમ આ મુનિમુખેથી વીર્યને
કાકપક્ષક ધરંત રામનું,
માન્યું, ઇન્દ્રકીટ માત્ર અગ્નિમાં
શાક્ત દાહતણી શું ભૂપે ખરે ! ૪૨

મૈથિલે હુકમ પાઠવ્યો પછી
લાવવા ધનુષ પાર્શ્વદોપ્રતિ,
ચાપ તેજમય શું સજાવવા
ઈન્દ્ર મેઘજૂથને કહી રહ્યા ! ૪૩

સુપ્ત શેષ સમ તે બિહામણું
જોઇ રામ કરમાં લીએ ધનુ,
નાસતા ક્રતુકુરંગ ઉપરે
છોડયું જેથી શરને પિનાકીએ. ૪૪

વિસ્મયે ઠરી ગએલ નેત્રથી
પેખતાં સહુ સભા સહેલથી,

---

૪૧ આને ( રામને ) તેના બળવડે જ સાંભળો; અથવા તેના બળનું વર્ણન કરવાની જરૂર નથી. વજ્ર નાનું હોવા છતાંય મહા-ગિરિઓના પણ ચુરા કરી નાખે છે. તેમ રામની બાબતમાંય છે.
૪૨ ઈંદ્રકીટ=ઇન્દ્રગોપ નામનો લાલ રંગનો કીડો.

ખેંચી જયા ગિરિસમા ધનુષ્યની,
　　શું સ્મરે મૃદુલ પુષ્પચાપની ! ૪૫
ખેંચતાં ધનુષ રામના બળે
　　વજ્ર શું કઠિન તૂટીને સ્વરે,
ક્ષત્રશત્રુ ક્રુધને નિવેદીયું
　　ક્ષત્રિકુલ ફરીથી ઉદે થયું ! ૪૬
શક્તિ જોઇ પછી ભીષ્મ ચાપમાં
　　વીર્યવિત્ત જનકે વખાણી ત્યાં,
રામને યજનજા શ્રીરૂપિણી
　　વાણીથી સ્વતનયા ખરે દીધી. ૪૭
સત્યવાદી ઝટ મિથિલા-નૃપે
　　યજ્ઞજાયી તનયા શ્રીરામને,
તેજવંત મુનિની સમીપમાં
　　આપી દીધ પછી અગ્નિસાક્ષિએ. ૪૮
મોકલે જનક પૂજ્ય ગોરને
　　કોસલેશ ભણી આ કહાવીને,
" આપ આ નિમિકુલેથી દુહિતા
　　લૈ કરો ગ્રહણુ ભાવિસેવના." ૪૯

---

૪૪ ક્રતુકુરંગ=યજ્ઞનો મૃગ. ૪૫ સ્મરે=કામદેવે. મૃદુલ=નાજુક. પુષ્પચાપ=પુષ્પોથીરચેલું ધનુષ્ય. કામદેવનું ધનુષ્ય ફૂલનું બનાવેલું હોઈ લોહીનું ટીંપુંય પાડયા સિવાય તે પ્રાણીઓનાં કાળજાં કોરી ખાય છે. ૪૬ ક્ષત્રશત્રુ=પરશુરામ. ક્રુધ=ક્રોધી. ૪૭ વીર્યવિત્ત=બળરૂપા કન્યાર્થવ્ય. યજનજા=યજ્ઞમાથી નીકળેલી, ( અયોનિજા ) શ્રીરૂપિણી= લક્ષ્મી જેવી. ૫૨ તે=મિથિલાપુરી.

યોગ્ય પુત્રવધૂ ઇચ્છતાકને
　　પ્હોંચીયો મધુરભાષી વિપ્ર તે,
કલ્પવૃક્ષફળરૂપ કામના
　　પાકી જાય ઝટ સંતની શું ના ? ૫૦
વિધિથી કરી પૂજા સુવિપ્રની
　　સૂણીને વચન તેહનાં ચમી,
ઇન્દ્રમિત્ર નૃપ તેહ નીકળ્યો
　　સૈન્યની રજથી સૂર્ય ઢાંકતો. ૫૧
પ્હોંચિયો જનકપુરી ઘેરતો
　　સૈન્યથી ઉપવને પીડી દ્રુમો,
તે સહેતી પ્રીતિગાંઠ તેહની
　　પત્ની જેમ પ્રીતિબાથ પિયુની. ૫૨
રીતિથી ઉભય ભૂપતિ મળ્યા
　　જે હતા વરુણ ઇન્દ્રના સમા,
કન્યકા–તનયલગ્નની ક્રિયા
　　નિજનામ ઘટતી કરાવતા. ૫૩
પૃથ્વીપુત્રી વરતા રઘુપતિ
　　લક્ષ્મણે ભગિની ઉર્મિલા વરી,
વીર્યવાન અનુજોય તેમના
　　બે કુશધ્વજસુતા રૂડી વર્યા. ૫૪

---

૫૪ પૃથ્વીમાંથી ઉત્પન્ન થએલી. ઉર્મિલા=જનકની બીજી પુત્રી. અનુજો=લઘુબંધુઓ, ભરત અને શત્રુઘ્ન. કુશધ્વજસુતા=જનકના નાના ભાઇની દીકરીઓ માણ્ડવી અને શ્રુતકીર્તિ.

કુંવરો ત્રણ ચતુર્થ સાથથી
શોભતા નવીન પત્ની મેળવી,
સિદ્ધિયુક્ત બનતા ભૂપાળના
સામદાન વળી દંડભેદ શા ! ૫૫

કુંવરી સફળ કુંવરે બને
કુંવરો સફળ કુંવરીથી, ને,
યોગ એ વર અને વધૂતણો
પ્રત્યય પ્રકૃતિનો દીસે થયો ! ૫૬

એમ એ પ્રીતિવતો ભૂમિપતિ
ચાર પુત્ર પરણાવીને તહીં,
ત્રિપ્રયાણ પછી મિથિલેશને
દૈ રજા સ્વપુરીના પથે પળે. ૫૭

વાયુઓ ઊઠી ઉંધા ધૂણાવતા
માર્ગમાં તરુસમા ધ્વજો કદા,
સૈન્યને બહુ પીડે મહીપના
તોડી તીર નદીધોધ શું ધરા ! ૫૮

તે પછી દિનમણિ જણાય તો
ભીષ્મ મંડળવડે ગ્રહાયલો,
વૈનતેયથી મૂએલ સર્પના
શિરથી મણિ પડેલ હોય ના ! ૫૯

---

૫૫ ચતુર્થ સાથ ત્રણ એટલે ચાર. ૫૬ પ્રત્યયપ્રકૃતિ શબ્દ અને તેને લાગતા વિભક્તિ વગેરેના પ્રત્યય. ૫૭ પ્રીતિવતો =પ્રેમવાળો ત્રિપ્રયાણ=ત્રણ મજલ. ૫૯ દિનમણિ=સૂર્ય. ભીષ્મમંડળ =ભયંકર=કાળું કુંડાળું. વૈનતેય=વિનતાનો પુત્ર, ગરુડ. ગરુડે મારી નાખેલા કાળા સાપના કુંડાળામાં તેનોજ મણિ પડ્યો હોય તેમ.

બાજપાંખની જહીં ભુરી લટો
　　સાંધ્ય-મેઘ—રુધિરે ભીનાં પટો,
અંગના સમ રજસ્વલા દિશા
　　યોગ્ય એ નહિ જણાય દેખવા. ૬૦

જે દિશે રવિ જતો તહીં રહી
　　઼ઘોર સાદ કરી ફાવડી રડી.
કીધી પિતૃવિધિ ક્ષાત્રરુધિરે
　　તેહ ભાર્ગવબાણી શું સાદ દે ! ૬૧

તે બધા અપશુકન જોઇને
　　શાન્તિકાજ ભૂમિનાથ ગુરુને
પૂછતો ગુરુ તહીં ઘટાડતા
　　" અંતમાં શુભ થશે " કહી વ્યથા. ૬૨

તેજરાશિ ઉઠી તુર્ત સૈન્યની
　　આગળે તહીં જણાય આવીને,
લૂછતા નયન સૈનિકોતણી
　　દૃષ્ટિએ પુરુષઆકૃતિ પડી. ૬૩

પિતૃઅંશી ઉપવિત ચિહ્નને,
　　માતૃવંશી ધનુ ઉગ્ર ધારીને;

---

૬૦ દિશાઓને રજસ્વલા સ્ત્રીસાથે સરખાવી છે. લટો=વાળનાં ગુંચળાં. પટો=વસ્ત્રો. ૬૧ ફાવડી=વરડી શિઆળ. પિતૃવિધિ=પિતૃઓનાં શ્રાદ્ધ.

ચંદ્રસાથ રવિના સમાન, ને
 ચંદનદ્રુમ ભુજંગ સાથ શું ! ૬૪
ક્રોધથી કઠિન, માર્ગ ચૂકતા,
 બાપનો હુકમ માની જેમણે,
ધ્રૂજતી જનનીશિર છેદીને
 રેડેલી જીતી'તી ઘૃણા, પછી જૂને. ૬૫
દક્ષિણ શ્રવણમાં પહેરી જે
 અક્ષમાળ રૂડી શોભતા ખરે,
ક્ષત્રિનાશરૂપ એકવીસની
 આગળેથી ગણના શું એ ધરી ! ૬૬
પિતૃનાશથી થએલ મન્યુએ
 ક્ષત્રનાશશીલને વરેલ જે,
તેહ ભાર્ગવમુનિ વિલોકીને
 બાલપુત્રપિતૃ દુઃખી થયો ઉરે. ૬૭
'રામ' નામ સરખું સ્વપુત્રનું,
 ને વળી ભીષણ તેહ શત્રુનું;
ભૂપને ગમતું ને બિહામણું
 રત્ન હોય જયમ હારસર્પનું ! ૬૮

---

૬૪ પરશુરામના બાપ બ્રાહ્મણ હતા અને મા ક્ષત્રિયાણી હતી. ૬૫ ઘૃણા દયા. માને મારતાં જેને દયા ન આવી તેને પૃથ્વી જીતી ક્ષત્રિઓને મારતાં દયા કયાંથી કયાંથી આવે ? ૬૬ અક્ષમાળ=રુદ્રાક્ષની માળા આગળેથી=પહેલેથી. ૬૭ મન્યુ=ક્રોધ. બાલપુત્રપિતૃ=નાના બાળકોનો પિતા, દશરથ.

" અર્ઘ્યં, અર્ઘ્યં " વદતા નૃપાળને
ના ગણી તહીં ઉભેલ રામને,
ક્ષત્રકોપથી પ્રીખેલ અગ્નિની
ઝાળ જેવી નજરેથી તે જુએ. ૬૯

મૂકીને મુઠી ધનુષ્ય ઉપરે
અંગુલિની મહી બાણુ લેઇને,
યુદ્ધને ચહી રહેલ તે કહે
આવતા ન બ્હી અગાડી રામને. ૭૦

ક્ષત્રીવંશ અપકારી માહ્યરો
તેહને હણી હણી હું શાન્ત થયો,
શૌર્ય સૂણી તુજ રોષથી ભર્યો,
સુપ્ત સર્પ સમ દંડતાડને. ૭૧

ના નમ્યું નૃપતિ કોઇ પૂરવે
તે મિથિલપતિચાપ ભાંગ્યું તેં,
સૂણી તેહ મુજવીર્ય શૃંગને
છેદી નાખ્યું હું ગણુંજ છું તમે. ૭૨

' રામ ' શબ્દ વદતાંજ આ જગે
આજ સુધી દરશાવતો મને,

---

૬૮ સ્વપુત્રમાં અને સ્વશત્રુમાં બન્નેમાં ' રામ ' નામ તો હતુંજ. પણ એક ગમે તેવું હતું અને બીજું અણગમતું હતું. જેમ હારમાંનું રત્ન ગમે પણ સર્પના માથામાંનો મણિ ભયંકર લાગે છે તેમ. ૯ ' અર્ઘ્યં, અર્ઘ્યં. '=પૂજા કરો, પૂજા કરો. ૭૧ સુપ્ત=સૂતેલો. દંડતાડને=લાકડી મારવાથી.

હાલમાં ઉદય તાહરો થતાં
        મુજને ફરી જઇ લજાવતો. ૭૩
ક્રૌંચમાંય ન નમેલ અસ્ત્રને
        ધારનાર મુજ રિપુ બે તમે;
ધેનુવત્સ હરવાથી હૈહયો,
        ને તું કીર્તિ હરવા મથી રહ્યો. ૭૪
ક્ષત્રનાશ કરતાય વિક્રમે
        ખૂશ ના થઉં જીત્યા વિના તને,
અગ્નિકેરી મહતા મનાય છે
        તૃણ જેમ બળવાથી સાગરે. ૭૫
જાણ, વિષ્ણુબળથી હણાયલું.
        તેથી શિવધનુ તુજથી તૂટયું,
મંદ વાયુય તરુ ઉખેડતો
        જો નદીથી તૂટી જાય મૂળ તો. ૭૬
તો ધનુષ્ય મુજ આ ચઢાવીને
        જયા સહિત શર મૂક ખેંચીને,
યુદ્ધ ના થતું ભલેજ, એ રીતે
        માનું કે તુજબળે જીત્યો મને. ૭૭
બાયલા બ્હી જઇ અગ્નિ ઓકતી
        માહરી પરશુકેરી ધારથી,

---

૭૩ ફરી જઇ=બીજાને લાગુ પડતાં. ૭૪ ક્રૌંચ=એ નામનો પર્વત. હૈહયો=સહસ્રાર્જુનના વંશજો. ૭૫ અગ્નિ કાષ્ઠને બાળે તેમાં તેની કાંઇ મહત્તા નથી: સાગરને બાળે ત્યારેજ તે ખરો.

માગી લે અભય જોડી અંજલિ
જ્યાં વૃથા કઠિન જ્યાથી અંગુલિ. ૭૮
આમ જ્યાં કહ્યુંજ ભીષ્મ ભાર્ગવે
જેહનો અધર કંપતો સ્મિતે,
રામ તે ઉચિત હેજ ઉત્તર
સાહીને કરવિષે શરાસન. ૭૯
પૂર્વજન્મધનુ હાથમાં જતાં
શોભી રે'તું વપુ તેમનું વધુ,
એકલોય નવમેઘ શોભતો
ઇન્દ્રચાપ સહ શી મણાજ તો.? ૮૦
જ્યાં અડાડી અણી એક ભૂમિમાં
વીર રામ ધનુને ચઢાવતા,
રાજરિપુ હીન તેજ થાય ત્યાં
ધૂમશેષ ધૂમકેતુની જયમ. ૮૧
વાધતા, ક્ષીણ થતા પ્રકાશથી
સન્મુખે ઉભય શોભતા ઉભી,
જોઈ રે'તી જનતા જ સાંજરે
પુનમે શશીરવિ સમાનને। ૮૨
સ્વપ્રતિ સ્ખલિતવીર્ય મુનિને,
ને અમોઘ શર નિજ જોઇને;

---

૭૯ શરાસન=ધનુષ્ય. ૮૦ પૂર્વજન્મ=નારાયણાવતાર. ૮૧ રાજરિપુ=પુરશુરામ. ધૂમશેષ=ધૂમાડોજ બાકી રહ્યો હોય તેવો. ધૂમકેતુ=અગ્નિ. ૮૨ ઉભી=ઉભા રહીને.

શંભુપુત્રસમ એ કૃપામૃદુ
　　રાઘવે પરશુરામને કહ્યું. ૮૩
વિપ્ર તેથી અપરાધી આપને
　　હું શકું ન હણી ઘાતકી બની,
આપની ગતિ હણું હું આ શરે
　　કે કહો ક્રતુજીતેલ લોકને ? ૮૪
ઋષિ કે' સ્વરૂપથી ન આપને
　　જાણું પુરુષ પુરાણ એમ ના,
ભૂમિમાંહી અવતારી આપના
　　તેજને નીરખવાજ ખીજવ્યા. ૮૫
ભસ્મસાત કરી પિતૃરિપુને
　　સાગરો સહ ધરા સુપાત્રને
આપનાર મુજ હાર આપથી
　　થાય એ ગણું છું યોગ્ય હું નકી. ૮૬
તો ગતિ મુજ તમેજ હે પ્રભો !
　　તીર્થમાં ભ્રમણકાજ સાચવો,
સ્વર્ગમાર્ગ યદિ આપ કાપશો.
　　પીડશે નહિજ નિઃસ્પૃહી મને. ૮૭
' વારૂ' એમ વદી એ સ્વીકારતા
　　પૂર્વદિશ શર તે વછોડતા,

---

૮૩ સ્ખલિતવીર્ય=જેનું તેજ હરાઇ ગયું છે તેવા. અમોઘ=અફર. ૮૪ ક્રતુજીતેલ=યજ્ઞોથી મેળવેલ. ૮૭ નિઃસ્પૃહી=સ્વર્ગના ભોગોની કામના વિનાનો.

પુણ્યશાળી પરશુપતિતણો
 સ્વર્ગમાર્ગ સમૂળોય કાપીયો. ૮૮

રામ બે ચરણ તે તપસ્વીના
 'માફી દ્યો' કહી કરેથી સ્પર્શતા.
શૌર્યથી જીતી લીધેલ શત્રુને
 શૂરવીર નમી કીર્તિ મેળવે. ૮૯

માતૃપક્ષતણું રાજસીપણું
 ટાળી; દીધું શમ પિતૃપક્ષનું,
સ્વર્ગહાનિરૂપ દંડ જે દીધો
 માનું તે હું ઉપકાર આપનો. ૯૦

'દેવકાર્ય કરનાર આપને
 વિઘ્ન હો ન કદી ક્યાંયથી ' અને
'જાઉં છું ' વચન આ સુણાવતા
 રામને, મુનિ અલોપ થૈ ગયા. ૯૧

## વસંતતિલકા

મુનિ જતાં, વિજયી રામજીને સહર્ષે
 ભેટી પિતા ફરીથી જન્મ ધરેલ માને,
તે સુખલાભ દુઃખની ક્ષણ કેડ પામ્યો
 દાવાગ્નિ દગ્ધ તરુની પર વૃષ્ટિ જેવો. ૯૨

---

૯૦ શમ=શાંતિ. ૯૨ દાવાગ્નિદગ્ધ=દવના અગ્નિથી બળી ગએલ. મૈથિલીદર્શનાર્થી=સીતાને જોવાની હોંસવાળી.

## માલિની

પછી પથમહીં રૂડા તંબુઓ ત્યાં તણાવી
રજની કંઇક ગાળી શંભુ શો શુભ ભૂપ
નિજપુરીમહીં પેઠો, મૈથિલીદર્શનાર્થી
રમણીકમળનેને શોભતા ગોખ જયાંહીં. ૯૩

---

૯૩ રમણી-કમળનેને=સુંદરીઓનાં કમળ જેવાં નેત્રોથી.

# બારમો—સર્ગ

## રાવણવધ

### અનુષ્ટુભ્

ભોગવી વિષય-સ્નેહ દશાનો અંત પામતો,
નિર્વાણ પાસ આવ્યો તે, પ્રભાતે શું દીપશિખા ! ૧

આવી કર્ણમૂલે તેને દો શ્રી શ્રીરામને ત્યમ,
કૈકેયીભીતિથી જાણે કે' પલિતમિષે જરા. ૨

રાજ્યાભિષેકની વાતો પૌરપ્રિય શ્રી રામના,
આહ્લાદ સર્વને આપે. નદી શું બાગવૃક્ષને ! ૩

તે અભિષેકસામગ્રી કૈકેયી ક્રૂર થૈ બહુ,
શોકે ઉનાં નૃપાશ્રુથી દૂષિત કરતી હતી. ૪

ચંડી પતિ મનાવે તો તેણે દીધેલ બે વરો,
કાઢે મોંથી સુરે સિંચી ભૂમિ સર્પો દરેથી શું ! ૫

---

૧ વિષય-સ્નેહ=શબ્દાદિ વિષયો, અને દીવામાં બાળવાના ધૃતાદિ પદાર્થ. દશા=વૃદ્ધાવસ્થા. નિર્વાણ=(૧) મોક્ષ, (૨) ઓલવાઈ જવું તે=દશરથ. રાજાને બુઝાતા દીપકની ઉપમા આપી છે.
૨ પલિતમિષે=પળીયાંના રૂપે. ૫ સુરે:ઇન્દ્રે.

વનવાસ દીધો એકે રામને ચૌદ વર્ષનો,
ને બીજે સુતની શ્રીને ઇચ્છી વૈધવ્ય આપતી. ૬
પિતાએ દીધી પૃથ્વીને પ્હેલાં રામ રડી ગ્રહે,
પછી " વને તું જા " એવી આજ્ઞા રાજી થઈ ગ્રહે. ૭
ધારતા શુભ દુકૂલો, વલ્કલો ધારતા વળી,
રામમુખે જુએ લોકો વિસ્મે થૈ એક ભાવને. ૮
સીતાલક્ષ્મણની સાથે પિતૃસત્ય ન લોપતા,
દંડકારણ્યમાં પેઠા, ને સર્વ સંતના મને. ૯
રાજાય દુ:ખી વિયોગે સ્વકર્મશાપને સ્મરી,
શરીરત્યાગથી માત્ર પ્રાયશ્ચિત્ત થતું ગણે. ૧૦
કુમારો દૂર જાતાં, તે રાજ્ય, સ્વર્ગે જતાં નૃપ,
છિદ્રને શોધવે શૂરા શત્રુને ભોગ્ય થૈ પડયું. ૧૧
પછી અનાથ લોકોએ મોસાળવાસી ભર્તને
તેડાવ્યા, રાજ્યના મંત્રિ મોકલી અશ્રુ રોકતા. ૧૨
આવી રીતે પિતા મૂઆ સૂણી કૈકેયીનો સૂત.
સ્વમાતથી નહિ માત્ર, શ્રીથીયે થયો પરાઙ્મુખ. ૧૩
વનવાસીથી દર્શાવ્યા રામસૌમિત્રિવાસનાં,
વૃક્ષોને રડતાં જોતો સૈન્ય લૈને પૂંઠે ગયો. ૧૪

---

૮ એકભાવ=સરખો ભાવ. ૯ સંતનાં મને=પિતૃઆજ્ઞા પાળવાથી તે સંતોના મનમાં વસ્યા. ૧૨ અશ્રુરોકતા=રાજાનું મૃત્યુ છાનું રાખતા. ૧૬ મોટો કુંવારો હોય ત્યારે જો નાનો ભાઇ પરણે, તો તે પરિવેત્તા કહેવાય.

ચિત્રકૂટે વસેલાને તાતમૃત્યુ નિવેદીને,
અખોટી સંપત્તિવાળી શ્રીને સ્વીકારવા કહ્યું. ૧૫
રાજ્યશ્રી ન ગ્રહે જ્યેષ્ઠે પોતે જો ભૂમિને ગ્રહે,
તો ભરત પરિવેત્તા નિજને માનતો નકી. ૧૬
સ્વર્ગસ્થ તાતની આજ્ઞા ઉથાપવા ન ઇચ્છતા,
રામની પાદુકા માગી કરવા રાજ્યસ્વામિની. ૧૭
'ભલે' કહી વળાવેલા રામે, ના પુરીમાં જતાં,
નંદિગ્રામે વસી ભર્તે રાજ્ય થાપણ શું કર્યું. ૧૮
ભ્રાતે ભક્તિ પૂરી હોઇ રાજ્યતૃષ્ણાથી વિમુખ,
ભરતે માતૃપાપોનું પ્રાયશ્ચિત્ત કર્યું દીસે. ૧૯
સીતા, ને ભ્રાતની સાથે શાન્ત રામ કરે વ્રતો.
વૃદ્ધ ઐક્ષ્વાકુનાં રાને કંદ ખાઈ યુવાનિમાં, ૨૦
પ્રભાવે છાંય થંભાવી વૃક્ષના આશરે કહી,
કૈંક થાકે શું થાકેલા સીતાખોળે સૂતા હતા. ૨૧
ઐન્દ્રી પક્ષી નખે તેનાં સ્તનો વિદારતો હતો,
પ્રિયને ભોગ્ય ચિહ્નોમાં બતાવી દોષદૃષ્ટિ શું ! ૨૨
રામાથી જાગતાં રામે કાશાસ્ત્ર મૂક્યું તે પ્રતિ,
એક આંખ દઈ તેણે નિજ જીવ બચાવિયો. ૨૩
પાસે હોઇ ભૂમિ, પાછો ભર્ત આવ્યાની ભીતિથી,
રામે ઉત્સુક હર્ણોળી ચિત્રકૂટસ્થલી તજી. ૨૪

---

૨૧ પ્રભાવે=સ્વશક્તિથી. ૨૨ ઐન્દ્રી=ઇન્દ્રનો પુત્ર, કાગડો. પ્રિય=વહાલા, રામ. ૨૩ કાશાસ્ત્ર=કાશ ઘાસની સળીરૂપી અસ્ત્ર. એક આંખ દઇ=અસ્ત્રને પોતાની એક આંખ આપીને.

આતિથ્ય ચાખતા તેઓ ઋષિના આશ્રમો વિષે,
વાર્ષિક રાશિમાં ભાનુ પેઠે દક્ષિણમાં ગયા. ૨૫
તેની પૂંઠે જતી શોભે વિદેહરાજની સુતા,
રોકી કૈકેયીએ તોએ ગુણજ્ઞ લક્ષ્મીના સમી. ૨૬
દીધેલી અનસૂયાએ અંગરાગ સુગંધીથી,
સીતાએ વનને કીધું નિર્ભૃંગ ખેંચી પુષ્પથી. ૨૭
સંધ્યા—અભ્ર સમો કાળો વિરાધ દૈત્ય, રામના
માર્ગને રોકતો ઉભો, રાહુ રોકે શું ચંદ્રનો ! ૨૮
બેઉ વચ્ચેથી મૈથિલી લોકવિધ્વંસીએ હરી,
શ્રાવણ ભાદરવેથી વૃષ્ટિને શું અવગ્રહ ! ૨૯
કાકુત્સ્થે મારીને તેને ભૂમિ અભડાવશે લહી,
અશુચિ ગંધીલોહીથી, દાટી દીધો ભૂમિમહીં. ૩૦
પછી પંચવટી પ્હોંચી રામ અગસ્ત્યશાસને,
મર્યાદાથી વસ્યા, વિંધ્ય પ્રકૃતિમાં વસે જયમ. ૩૧
રાવણભગિની નાની કામે પીડાતી રામની,
પાસે આવી, પીડાતી શું ગ્રીષ્મે સર્પિણી ચંદને ! ૩૨
વરતી વંશને વર્ણી સીતા સમક્ષ રામને,
વધેલો નારીનો કામ પીછાને કાળ ના ખરે ! ૩૩

---

૨૫ વાર્ષિક રાશિ=વરસાદ સંબંધી નક્ષત્ર. ૨૭ અનસૂયા= અત્રિમુનિની પત્નીનું નામ. અંગરાગ=શરીરે ચોપડવાનો લેપ. નિર્ભૃંગ=ભંગ-ભમરા વિનાનું. ૨૯ લોકવિધ્વંસી=લોકનો વિનાશ કરનાર વિરાધ. ૩૧ પ્રકૃતિમાં=પૂર્વ અવસ્થામાં ( વધ્યા પહેલાંની દશામાં. )

પત્નીવતો છું હું બાળા! લઘુ ભ્રાતા કને તું જા,
પુરુષ ઈચ્છતી તેને, રામ એમ જણાવતા. ૩૪
જ્યેષ્ઠ પાસે ગઇ પ્હેલી તેથી તેણે સ્વીકારી ના,
રામ પાસે ફરી આવી, બે કાંઠે જાતી શું નદી! ૩૫
ક્ષણ સૌમ્ય બનેલી તે સીતા—હાસ્યે ખીજી ગઇ,
વા વિના અબ્ધિનાં સ્થિર મોજાં ચંદ્રોદયે જયમ. ૩૬
"આ ઉપહાસનું સદ્ય ફળ પામોશ જો મને,
મૃગી વાઘણની હાંસી કરે તેમ કર્યુંજ તેં." ૩૭
ભીતિથી પતિના અંકે પેસતી મૈથિલી પ્રતિ,
શુર્પણખા કહી એવું નામ તુલ્ય ધરે રૂપ. ૩૮
પ્હેલાં કોકિલ શી મીઠી, પછી ઘોર શિયાળ શી,
વાણીને સાંભળી તેને માયાવી જાણી લક્ષ્મણે. ૩૯
પ્રવેશી પર્ણશાળામાં તીક્ષ્ણ તલ્વાર તાણીને,
કદ્રૂપીને ફરી પાછો બહુ બિહામણી કરે. ૪૦
વક્રનખાળી, ને સાંધા વાંસ શા સખ્ત ધારતી,
અંકુશઅંગુલિથી શું, વ્યોમે જૈ બ્હીવરાવતી. ૪૧
ત્હાંથી તુર્ત જનસ્થાને ખરાદિને જણાવિયો,
રામે શરુ કર્યો એવો નવો દૈત્યપરાભવ. ૪૨

---

૩૩ વરતી=વરવા માગતી. વંશને વર્ણી=પોતાના વંશનું વર્ણન કરીને. ૩૬ ક્ષણ સૌમ્ય=પળ માત્ર શાંત આકૃતિવાળી. ૩૮ શૂર્પણખા= શૂર્પ+નખા—સુપડા જેવા નખવાળી. ૪૦ નાકકાન કાપીને તેની ભયંકરતામાં વધારો કર્યો. ૪૧ સાંધા= આંગળાંના હેડા. અંકુશઅંગુલિ=અંકુશ જેવી વાંકી આંગળી.

રાખી આગળ દૈત્યોએ નાકકાન કપાયલી,
　રામ સામા જનારાને અમંગળ થયુંજ તે. ૪૩
ઉગામી આવતા શસ્ત્રો દુષ્ટોને જોઇ રાઘવે,
　જયાશા ચાપને સોંપી, અને સીતા સ્વબંધુને. ૪૪
ભલે રામ હતા એક, ને હજારો અસુર એ,
　કિન્તુ રણે દીઠા રામ તેમણે નિજ જેટલા. ૪૫
દુર્જને નિજને દીધા દૂષણ સમ દૂષણ,
　સહી શકયા ન કાકુત્સ્થ સાધુઆચાર રામ એ. ૪૬
ખર, દૂષણ, ત્રિશિરા, સાથે લડયા શરોથકી,
　ક્રમેથી તે મૂકયાં તોએ સાથે ચાપથી શું છૂટયાં ! ૪૭
દેહને ભેદતાં તીક્ષ્ણ પ્હેલાં જેવાંજ શુદ્ધ તે,
　બાણોએ ત્રણનું આયુ પીધું, ને લોહી પક્ષીએ. ૪૮
રામે શરો વડે કાપ્યા દૈત્યોના મ્હાન સૈન્યમાં,
　ઉભેલું નહિ દેખાતું ધડો વિનાજ કૈં બીજું. ૪૯
દૈત્યસેના શરોવર્ષી શ્રીરામને લડાવીને,
　ગીધોની છાંયમાં સૂતી ફરીથી નહિ ઉઠવા. ૫૦
રામબાણે હણાયેલા તે દૈત્યોકેરી દુષ્કથા,
　માત્ર શુર્પણખા એક રાવણપ્રતિ લૈ ગઇ. ૫૧
બેનનાં અંગ કાપ્યાથી, ને બંધુવધથી વળી,
　રાવણે માન્યું કે રામે મૂકયો દશ શિરે પગ. ૫૨

---

૪૫ નિજ જેટલા=પોતાની સંખ્યા જેટલા, હજારો. ૪૬ દૂષણ=(૧) કલંક, (૨) એ નામનો સેનાનાયક દૈત્ય. ૪૮ પ્હેલાં=શરીરમાં પેઠા અગાઉ. ૫૦ શરોવર્ષી=બાણની વૃષ્ટિ કરનાર.

મૃગરૂપ ધરી દૈત્યે છેતરી બેઉ બંધુને,
હરી સીતા, ઘડી ગીધે પ્રયાસે રોકવા છતાં. ૫૩
સીતાને શોધતા બંને જુએ પાંખો કપાયલા,
પક્ષીને, મિત્રપ્રીતિનું દેવું પ્રાણોથી વાળતો. ૫૪
તેમને રાવણે સીતા હરી એ વાણીથી કહ્યું,
પોતાનું સુમહાન્ કાર્ય ઘાએ જણાવી તે મૂઓ. ૫૫
તાતના મૃત્યુનો શોક તેમને થયો ફરી નવો,
અગ્નિસંસ્કારથી માંડી પિતા શું સૌ ક્રિયા કરી. ૫૬
હણ્યાથી શાપ ધોવાતા કબંધ—ઉપદેશથી,
શ્રી રામે મિત્રતા સાંધી સમદુઃખી કપિતણી. ૫૭
વધેરી વાલીને વીરે ચિરકાંક્ષિત તે સ્થળે,
સ્થાપ્યો સુગ્રીવને, જેમ આદેશ ધાતુને સ્થળે. ૫૮
સીતાને શોધવા જ્યાં ત્યાં સુગ્રીવે પાઠવેલ તે,
વાનરો ભમતા જાણે તર્કો વિયોગી રામના ! ૫૯
સંપાતિથી સીતાભાળ મળતાં વેંત મારુતિ,
સમુદ્રને તરી જાતા, સંસારને શું નિઃસ્પૃહી ! ૬૦

---

૫૩ ગીધે=જટાયુએ. ૫૪ મિત્રપ્રીતિ=મિત્ર—દશરથના વહાલનું. જટાયુ દશરથનો મિત્ર હતો. ૫૫ કાર્ય=યુદ્ધકાર્ય. ઘા=પોતાને યુદ્ધ વખતે પડેલા ઘાવ. ૫૭ શાપ=ઇન્દ્રનો શાપ. કબંધ=માથા વિનાનો દૈત્ય. કપિ=વાનર, સુગ્રીવ. ૫૮ આ શ્લોકનું દૃષ્ટાંત સમજવાને સંસ્કૃત વ્યાકરણના જ્ઞાનની થોડી જરૂર છે. આદેશ=મૂળરૂપને બદલે જેને કાળવચન અને પુરુષદર્શક પ્રત્યય લગાડવામાં

શોધતાં તેમણે દીઠી લંકામાં રાક્ષસીમહી
　જાનકી, વિષવેલીથી વીંટાઇ શું મહૌષધિ! ૬૧
નિશાની કપિએ દીધી તેને પતિની વીંટીની,
　આનંદાશ્રુતણાં બિન્દુ સમી તે ઠંડી લાગતી. ૬૨
પ્રિયકે'ણે સીતા સુખી કરી અક્ષ હણી છકયો,
　બંધાઇ ક્ષણ શત્રુથી લંકામાં લ્હાય મૂકતો. ૬૩
કૃતકૃત્ય કપિ આપે નિશાનીરત્ન રામને,
　આવ્યું હૃદય સીતાનું, જાતે મૂર્તિ બની શું તે ! ૬૪
હૃદયે મણિને ચાંપી સ્પર્શથી નેત્ર મીંચતા,
　સ્તનસ્પર્શ વિના પામે પ્રિયાના સ્પર્શનું સુખ. ૬૫
સૂણી રામ સીતાવાર્તા સીતાનો સંગ ઇચ્છતા,
　લંકા—વીંટેલ અબ્ધિને નાની ખાઈ શું લેખતા. ૬૬
નહિ માત્ર ભૂમિપૃષ્ઠ કિન્તુ વ્યોમમય પીડતું,
　કપિસૈન્ય લઈ સાથે શત્રુ સંહારવા ચઢયા. ૬૭
અબ્ધિના તીર આવેલા એને મળ્યો વિભીષણ,
　સ્નેહે શું દૈત્યલક્ષ્મીએ પ્રેર્યો પ્રવેશી બુદ્ધિમાં ! ૬૮

---

આવે છે તે. જેમકે **गम्** ધાતુ (જવું) માં પ્રત્યય **गम्** ને બદલે **गच्छ्**ને લગાડવામાં આવે છે. એટલે **गच्छ्** આદેશ કહેવાય. ૬૦ સંપાતિ=જટાયુનો મોટો ભાઇ. મારુતિ=પવનનો પુત્ર હનુમાન. ૬૧ મહૌષધિ=મુએલાને જીવાડનારી સંજીવનવલ્લી. ૬૩ અક્ષ=રાવણનો પુત્ર. ૬૪ નિશાનીરત્ન=નિશાની માટે સીતાએ આપેલો મણિ.

દૈત્યશ્રી આપવા તેને પ્રતિજ્ઞા રાઘવે કરી,
આરંભેલી નીતિ ટાણે ધારે છે ફળને ખરે. ૬૯

ક્ષારસાગરમાં સેતુ બંધાવ્યો વાનરો કને,
રસાતલેથી શું ઉઠયો શેષ સૂવા શ્રીવિષ્ણુને ! ૭૦

તે વાટે ઉતરી અબ્ધિ લંકાને રામ ઘેરતા,
હેમદુર્ગ બીજો જાણે બનાવ્યો વાનરે પીળે. ૭૧

ઘોર યુદ્ધ થયું તત્ર રાક્ષસોવાનરોતણું,
રામને રામરિપુના જયઘોષે ધ્રૂજી ધરા. ૭૨

પરિઘો પાદપે પાડયાં, શિલાથી મુદ્ગરો દળ્યા.
નખન્યાસે ન કૈં શસ્ત્ર, ગિરિથી હણીયા ગજો. ૭૩

છેદેલું રામનું માથું જોઇ ભ્રાન્ત સીતાજીને,
ત્રિજટા રાક્ષસીએ, "આ માયા" કહી જીવાડી છે. ૭૪

'ખરે જીવે પતિ મારા' ધારી શોક તજી દીધો,
"પ્હેલાં મૃત્યુ ખરૂં માની જીવી એથી લજાઉં છું." ૭૫

મેઘનાદનું નાગાસ્ત્ર ગરુડે આવી છેદતાં,
પળ એક પીડી બેને સ્વપ્ન જેવું શું લાગતું. ૭૬

---

૬૯ નીતિ=સામાદિ ઉપાય. ૭૨ રામરિપુ=રાવણ. ૭૩ પરિઘો=ભોગળ. પાદપ=વૃક્ષ. મુદ્ગરો=હથોડા. નખન્યાસ=નખના ઉઝરડા. નખન્યાસ આગળ શસ્ત્રોનો કાંઇ હિસાબ નહતો. ૭૪ ભ્રાન્ત=બે ભાન. ત્રિજટા=સીતાપર મમતા રાખતી એક રાક્ષસી. વિદ્યુજ્જિહ્વ નામના એક અસુરે આવી માયા રચી હતી.

પછીથી ભેદ્યું પૌલસ્ત્યે શક્તિથી ઉર ભ્રાતનું,
રામ નહિ હણાતાંએ શોકથી હૃદભગ્ન થયા. ૭૭
લાવેલી મારુતિએ, તે ઔષધિથી સચેત થૈ,
લંકાસ્ત્રીના વિલાપોનું ગુરુકાર્ય કરે શરે. ૭૮
મેઘનાદ તણો નાદ, ને ચાપ ઇન્દ્રચાપ શું !
રાખ્યું બાકી ન કૈં તેણે, શરત્કાલ શું મેઘનાં ! ૭૯
કપીંદ્રે બેનશો કીધો કુંભકર્ણ, શ્રીરામને,
રૂંધતો, ટાંકણે ટાંકયા ધાતુવાળા ગિરિ સમો. ૮૦
અકાલે જગવ્યો ભ્રાતે વૃથા ઊંઘાળવા ! તને,
રામબાણે કહી એવું ઊંઘાડયો ગાઢ ઊંઘમાં ! ૮૧
પડયા સર્વ બીજા દૈત્યો કરોડો વાનરો વિષે,
રણે ઉઠી રજો જાણે દૈત્યરક્તનદીમહી. ૮૨
નીકળ્યો પછી પૌલસ્ત્ય લડવા મંદિરેથકી,
અદ્ય રાવણ કે રામ વિણ વિશ્વ થશે લહી. ૮૩
પગપાળા લહી રામ, અને લંકેશને રથે;
રથ ભુરા હયોનો ત્યાં મોકલાવ્યો પુરંદરે. ૮૪

---

૭૭ પૌલસ્ત્ય=રાવણ, શક્તિ=સાંગ. ૭૮ તે=લક્ષ્મણ. લંકાસ્ત્રીના વિલાપો=લંકાની સ્ત્રીઓને રંડાવ્યાથી થતાં આક્રંદ. ૭૯ મેઘનાદ=રાવણપુત્ર, ઇન્દ્રજીત. નાદ=સિંહનાદ. શરદઋતુ જેમ મેઘનો નાદ કે ધનુષ ના રહેવા દે તેમ. ૮૦ કપીંદ્ર=સુગ્રીવ. બેનશો=શૂર્પણખા જેવો. ( નાકકાન કાપેલો ). ૮૧ અકાલે=કસમયે. (કાચી ઊંઘમાં. )

વ્યોમગંગોર્મિવાયુથી ધ્રૂજતો ધ્વજ જેહનો,
　તે રથે રામ વિરાજ્યા સાહીને હસ્ત સૂતનો.　૮૫
સજાવ્યું માતલિએ ત્યાં માહેન્દ્ર વર્મ તેમને,
　જ્યાં થાય શસ્ત્ર શત્રુનાં પામરાં પદ્મપત્ર શાં ! ૮૬
જોવાથી એક બીજાને પામ્યું વિક્રમલાગ તે,
　રામરાવણનું યુદ્ધ સાફલ્ય પામતું દીસે.　૮૭
બહુ ભુજે, શિરે, જાંઘે એકલો પણ રાવણ,
　પ્હેલાં જેવો નથી તોયે માતૃવંશે ઉભો દીસે.　૮૮
વિજેતા લોકપાલોનો. સ્વશિરે શિવ સેવતો,
　કૈલાસ તોળતો શત્રુ રામે વખાણીયો પુરો.　૮૯
સીતાના સંગની આશા દેતા સ્ફુરંત તેમના,
　જમણા હસ્તમાં માર્યું ક્રોધથી રાવણે શર.　૯૦
બાણ ફેંકેલું શ્રીરામે ભેદી રાવણનું ઉર,
　પાતાલે પેસતું જાણે વાત કે'વા ભુજંગને.　૯૧
વાળતા વાક્યને વાક્યે, ને વળી અસ્ત્ર અસ્ત્રથી,
　તે બેનો વિજયોત્સાહ વાધતો વાદકો સમો.　૯૨

---

૮૫ વ્યોમગંગોર્મિવાયુ=આકાશગંગાની લહેરવાળો પવન. ૮૬ માહેન્દ્ર=ઇન્દ્રનું. ૮૭ વિક્રમલાગ=પરાક્રમ દાખવવાનું ટાણું. ૮૮ પ્હેલાં જેવો=સગાંસહોદરથી વીંટળાએલો, (તેનાં આપ્તજનોનો વિનાશ થયો હતો.) માતુવંશ=માતાનો વંશ. ૮૯ લોકપાલો=ઇન્દ્રાદિ દેવો. સ્વશિરે=પોતાનાં માથાંવડે, રાવણે એકવાર કૈલાસને પણ ઉપાડયો હતો. ૯૨ વાદકો=વાદી પ્રતિવાદી.

ક્રમેથી વિક્રમો થાતાં જયશ્રી બેઉની બની,
　સામાન્ય ભીંતના જેવી મત્ત બે હસ્તીઓમહીં. ૯૩
ઘાથી અને પ્રતિઘાથી　રાજી થયા　સુરાસુરે,
　કરેલી પુષ્પવૃષ્ટિને ન સહે બેઉનાં શરો. ૯૪
લોઢાકેરા ખીલાવાળી ગદા દૈત્યે　રિપુપ્રતિ,
　ફેંકી, શું યમરાજેથી હરેલી કૂટશાલ્મલી. ૯૫
રથે તે પ્હોંચતા પ્હેલાં અર્ધચંદ્રમુખાં શરે,
　રાઘવે કેળ શું કાપી, ને વળી દૈત્યઆશાને. ૯૬
એકચાપધરે　ચાપે ચઢાવી મૂક્યું રિપુને,
　અમોઘ બ્રહ્મનું અસ્ત્ર પ્રિયાશોક શમાવતું. ૯૭
વ્યોમે તે શતધા ફાટી દેખાતું બળતાં મુખે,
　ભયંકર ફણાવાળું:શેષનાગનું શું વપુ ! ૯૮
મંત્રમંત્રિત તે બાણે પાડી નિમેષ અર્ધમાં,
　રાવણશિરની પંક્તિ, ના કરી વ્રણવેદના. ૯૯
પડતી દૈત્યકાયાના શિરોની પંક્તિ શોભતી,
　મોજાંથી ભિન્ન પાણીમાં બાલસૂર્યની મૂર્તિશી! ૧૦૦

---

૯૩ હાથીઓની સાઠમારીમાં તે બેની વચ્ચે અગડમાં એક ભીંત રાખવામાં આવે છે. ૯૫ કૂટશાલ્મલી=યમરાજની ગદાનું નામ. ૯૭ એકચાપધર=અજોડ ધનુર્ધર, રામ. પ્રિયાશોક=વહાલીનો શોક. ૯૮ શતધા=સેંકડો પ્રકારે. ૯૯ વ્રણવેદના=ઘાની પીડા. અતિ તીક્ષ્ણતા તથા વેગથી સાવણને કપાવાનું દુઃખ થયું નહિ.

શિરો તેનાં પડેલાં એ જોવા છતાં સુરોતણા,
મને વિશ્વાસ ના આવ્યો સંધાશે ફરી એ ભયે. ૧૦૧

### માલિની

પછી સુરગજકેરા ગંડભાગો તજીને
મદથકી ભરી પાંખે ભૃંગ પૂંઠે પડયા તે,
સુરભિ સુમનવૃષ્ટિ સુરલોકે કરેલી
થતી, તરત થવાના ભૂપ દૈત્યારિશિરે. ૧૦૨

### વસંતતિલકા

દેવોનું કાર્ય કરી તુર્ત ધનુ ઉતારે
તે રામની લઇ રજા સૂત ઇંદ્રનો તે,
પૌલસ્ત્યના શરથકી ધ્વજદંડ આંકયો
તે લૈ ઉંચે રથ ગયો બહુ અશ્વવાળો. ૧૦૩

રઘુપતિ પણ અગ્નિમાંથી વિશુદ્ધ પ્રિયાને ગ્રહી,
પ્રિયસુહૃદ વિભીષણે દેઇને લક્ષ્મીએ વૈરીની;
રવિસુત લઇ સાથ, ને તેહને, નિજ ભાઈ વળી
સ્વભુજ બળથી લીધ વિમાનમાં ચઢી જાતા પુરી, ૧૦૪

---

૧૦૧ પહેલાં ઘણીવાર રાવણનાં કપાએલાં માથાં પાછાં ચોંટી ગએલાં હોવાથી દેવોનાં મન આ વખતે પણ શંકાશીલ હતાં. સુમનવૃષ્ટિ=પુષ્પવૃષ્ટિ. તરત થવાના ભૂપ=હવે જેનો તુર્ત રાજ્યાભિષેક થવાનો છે તેવા. દૈત્યારિશિરે=દૈત્યના શત્રુ—રામના માથાપર. ૧૦૩ આંકયો=અંકિત થએલો. ૧૦૪ રવિસુત= સુગ્રીવ, તેહને=વિભીષણને. વિમાન=કુબેરનું પુષ્પક. પુરી= અયોધ્યાપુરી.

# તેરમો-સર્ગ.

## વિમાનમાં લંકાથી અયોધ્યા.

### ઉપજાતિવૃત્ત

જે શબ્દ એવા ગુણુને ધરાવે
તે નિજ ધામે વિહરંત યાને,
ગુણુજ્ઞ કે'તા હરિ રામરૂપે
એકાન્ત અબ્ધિ લહીને પ્રિયાને. ૧

વૈદેહિ! જો તું મલયાદ્રિ સુધી
સેતુથી ભાંગ્યો ફીણુવંત અબ્ધિ,
આકાશગંગાથી વિશુદ્ધ શર્દે
દર્શાવતું તારક વ્યોમ જાણે! ૨

ઘોડો મખાર્થી ગુરુનો કપિલે
રસાતલે ઘાલી દીધોજ ત્યારે,
તે કાજ પૃથ્વી અમ પૂર્વજોએ
ખોદ્યાથી સાચેજ વધેલ આ છે ૩

---

૧ શબ્દ ગુણુને ધરાવે=શબ્દનું સ્થાન આકાશ છે. નિજધામે=વિષ્ણુનું ધામ, આકાશ. ૨ ભાંગ્યો=બે ભાગમાં વ્હેંચાયલો. તારક=તારાઓ. ૩ ગુરુ=પૂર્વજ, સગર રાજા, સગરનો યજ્ઞઅશ્વ

આમાંથી ભાનુકર ગર્ભ ધારે,
આમાંથી વૃદ્ધિ સહુ રત્ન પામે;
આ પાણીનો દાહક અગ્નિ ધારે,
જન્માવિયો સુખદ ચંદ્ર આણે. ૪
તે તે દશા પામી દશે દિશાએ
પ્રતાપથી સ્થિર થઇ રહ્યું એ,
વિષ્ણુની પેઠે રૂપ ના કળાતું
આવુંજ, વા આવડું છેજ આનું. ૫
નાભિથી ઊગ્યા કમળે બિરાજ્યા
પ્હેલા વિધાતાથકી જે સ્તવાતા,
તે આદિ પુરુષ યુગાન્તનિદ્રા
સૌ લોક સંહારી અહીંજ લેતા. ૬
પાંખો વિદારી હરી ગર્વ લેતાં
ઇંન્દ્ર, ગિરિઓ શતધા અહીંયાં
શર્ણે રહેતા, જયમ શત્રુબીકે
બ્હીતા પો મધ્યમ ધર્મી કોને. ૭

---

ઇન્દ્રે પાતાળમાં કપિલ મુનિના આશ્રમમાં સંતાડયો, ત્યારે તેની શોધ વાસ્તે રાજપુત્રોએ પૃથ્વીને ખણી નાખી હતી. એ ખણેલો ભાગ તે સાગર કહેવાયો. ૪ સાગરમાંથી મેઘનો ગર્ભ બંધાય છે. પાણીનો દાહક=પાણીને બાળનાર વડવાગ્નિ. ૫ તે તે દશા=અક્ષોભાદિ અનેક અવસ્થા. (વિષ્ણુના સંબંધમાં સત્વાદિ અવસ્થા) ૬ કલ્પાન્તે શ્રી વિષ્ણુ તેમની યોગનિંદ્રા સમુદ્રમાં લે છે. ૭ મધ્યમ=મંડલેશ્વર. ધર્મી=ધર્મિષ્ઠ.

રસાતલેથી કરી ઉંચી જ્યારે
 આદિ પુરુષે હતી ભૂમિ ત્યારે,
આનું વધ્યું સ્વચ્છ જળ પ્રલેનું
 એને મુખે ભૂષણ થયું ઘડીનું. ૮
પ્રિયાપ્રતિ વૃત્તિ અનોખી આની
 છે દક્ષ દાને વીચિઓષ્ટકેરા,
દીએ મુખો ધૃષ્ટ સ્વભાવથી જે
 તે સૌ નદીને નિધિ પી પીવાડે. ૯
નદીમુખોનું જળ જીવ સાથે
 મ્હોળાં મુખોથી લઇ બીડી દીધે.
છિદ્રાળુ શિરોથકી આ વહેલો,
 ઉંચા ઉડાડે જળના પ્રવાહો. ૧૦
માતંગ શા આ મગરો ઉઠીને
 એ ભાગ ન્હેંચે નિધિફીણ જોને !
તે પામી સંસર્ગ કપોલભાગે
 કર્ણે ઘડી ચામર થાય એને. ૧૧
ઊદંત મ્હા ઊર્મિથકી ન જુદા
 સર્પો ઉંચા થયા તટવાયુ લેવા,
રવિકરે ઉજળી કાન્તિવાળા

---

૮ આદિપુરુષ=વરાહાવતારી વિષ્ણુ ભગવાન. એને=ભૂમિને. પૃથ્વીને ઉંચી કરતાં બે પડખે થઇ જતું પાણી ક્ષણવાર ભૂષણ—ઘુંઘટ જેવું લાગતું. ૯ અનોખી=વિચિત્ર. દીએ મુખો.= ચુંબનાદિ કરાવવા મોં આગળ ધરવું તે.

ફણામણિઓથકી ઓળખાતા. ૧૨
ઓષ્ઠોની સ્પર્ધા ધરતા પ્રવાલે,
પછાડ ખાઇ વીચિવેગથી એ,
અંકુર ઉંચે મુખ કૈં ભરાતાં
દુઃખે સરે શંખજૂથોજ પાછાં. ૧૩
પાણી પીવાકાજ મથી રહેલા
આવર્તવેગે ભમતા ઘને આ,
અત્યંત શોભી ઊઠતો પયોધિ,
મથાય જાણે ફરી મંદરેથી ! ૧૪
આ લોહના ચક્ર સમાન, રામા !
આઘે દીસે ક્ષાર—પયોધિ—ધારા,
તમાલ ને તાલીવનોથી નીલી
ધારે દીસે કાટની લીટી કાળી. ૧૫
હે દીર્ઘનેત્રી ! તટવાયુ તારા
મુખે સમર્પે કણ કેતકીના,
બિંબાધરે પ્યાસ ધરાવતો હું
શૃંગારહાનિ ન સહું લહી શું ! ૧૬
આ આપણે, રેતીથી ફાટી છીપો
વરાઇ જ્યાં મોતીની તે નિધિના,
સોપારી રાજિ ફળ નમ્ર કાંઠે
આવ્યાં ઘડીમાંહી વિમાનવેગે, ૧૭

---

૧૪ મંદર=એ નામનો પર્વત. ૧૫ ચક્ર=પૈડું. ૧૬ બિંબાધર=પાકા ગીલોડા જેવો નીચલો હોઠ. પ્યાસ=ઇંતેજારી. શૃંગારહાનિ=શણગાર સજાવવામાં થતા વિલંબરુપી હાણ. ૧૭ સોપારી રાજિફળ નમ્ર-કાંઠે=સોપારીના ઝાડોના ફળોથી લચી રહેલા કાંઠા ઉપર.

તો નાખી દૃષ્ટિ કરભોરુ ! જોને
　　માર્ગે વટાવ્યા મૃગપ્રેક્ષિણિ ! તે,
આ દૂર થાતા જલના નિધિથી
　　વનોની સાથે નીકળે શું ભૂમિ !　　૧૮

કદી પથે સંચરતું સુરોના,
　　કદી ઘનોના, કદી પક્ષીઓના;
જેવોજ મારો અભિલાષ થાયે
　　તેવી રીતે દેખ વિમાન જાયે.　　૧૯

મહેન્દ્ર–હસ્તી–મદ–ગંધવાળો,
　　ગંગાની લ્હેરો ભળવાથી શીળો;
આ વ્યોમવાયુ મુખડે તમારે
　　બપોરના સ્વેદકણોજ ચૂમે.　　૨૦

લાંબો કરી બારીથી કૌતુકે તે
　　સ્પર્શેલ ચંડિ ! ઘન હસ્તથી તેં,
પ્હેરાવતો ભૂષણ વીજનું શું
　　તારે કરે કંકણ કાઢી બીજું.　　૨૧

હવે જનસ્થાન વિષે ન ચિંતા
　　જાણી નવા આશ્રમ બાંધીને આ,
સૌ ચીરધારી નિજ કુટીમાંહે,
　　રે'તા તજી'તી બહુ કાળથી જે,　　૨૨

આ સ્થાન તે જ્યાં તુજ શોધ સારૂ
　　જતાં દીઠું મેં ભૂમિમાં પડેલું.

---

૨૨ ચીરધારી=વલ્કલ પહેરનારા ઋષિઓ.

નુપૂર તારા ચરણારવિંદ—
વિયોગદુઃખે ધરતું શું મૌન ! ૨૩
દૈત્યે ભીરુ ! જ્યાંથી તને હરેલી
તે માર્ગ આ વલ્લી મને દયાથી,
દર્શાવતી, બોલી નહિ શકયાથી;
નમેલ પર્ણોવતી ડાળીઓથી. ૨૪
સ્પૃહા તજી ફુળી કુશે હરિણી
મને જણાવે અણજાણ તારી,
ગતિ ઉંચાં ઉંચકી પાંપણાળાં,
વિલોચનોને દિશ દક્ષિણામાં. ૨૫
આ બ્હાર આવે ગિરિ માલ્યકેરૂં
માથું અગાડી ગગને ગએલું,
મેઘે નવું વારિ, અને જહીં મેં
સાર્યાં વિયોગાશ્રુજ એક સાથે. ૨૬
જ્યાં ગંધ ધારે પલળ્યાં સરોની,
અર્ધાં ખીલ્યાં કેસરનાં કદંબો,
કલાપીકેરી વળી મીઠી કેકા
અસહ્ય થાતાં મુજને તું વિના. ૨૭
હે ભીરૂ! આલિંગન કંપવાળું
માણેલ પૂર્વે સ્મરતાંજ તારૂં,
ગુફામહીં ખૂબ વધ્યા ઘનોના
જ્યાં મેં પરાણે ગગડાટ વેઠયા. ૨૮

૨૩ ધરતું શું મૌન—પગમાં નહિ પહેર્યાથી ખણખણ નહિ થતું. ૨૫ અણજાણ=અજાણી, ગતિનું વિશેષણ. વિલોચનો=આંખો. ૨૬ માલ્ય=માલ્યવાન્ પર્વત.

ધારેથી સિંચી ભૂની બાફ લાગે
જ્યાં કંદલો ખીલી નવીન કોશે,
વિવાહના ધૂમથી રક્ત તારાં
ચક્ષુ સ્મરાવી મુજને પીડંતાં. ૨૯

તીરે ઉગ્યાં નેત્રજૂથે છવાયાં
દેખાય આ ચંચળ સારસો જ્યાં,
તે પાણી પંપાસરનાં શું ખેદે
દૃષ્ટિ પીએ દૂરથી ઉતરીને! ૩૦

હે વ્હાલી! તારાથી જુદા પડેલા
મેં તો દીઠાં આંહી સજોડ જોડાં,
પરસ્પરે પદ્મ—પરાગ દેતાં
સ્પૃહાથી ચક્રી સહ ચક્રકેરાં. ૩૧

તટે ઉગી ચારુ અશોકવેલી
સ્તનો સમા રમ્ય ફૂલે ફુલેલી,
જોઇ "મળી તું" ગણી ભેટતાં આ
સૌમિત્રિ રોકે મુજનેજ રોતા. ૩૨

વિમાન વચ્ચે ઝુલતી રહેલી
સુવર્ણની ઘંટડી—સાદ સૂણી,

---

૨૯ ધારે=મેઘધારાવડે. ૨૮ માણેલ=ભોગવેલાં. ગુફામહી ખૂબ વધ્યા=ગુફાઓમાં મેઘ ગર્જનાઓના પડઘા ઊઠવાથી તેની ભીષણતા ઓર વધે છે. ૨૯ ધારેથી વૃષ્ટિધારાથી. કંદલો=એક જાતનાં લાલ ફૂલ. ૩૧ ચક્રી અને ચક્ર =ચકવાકી, અને ચકવાક.

આ તારી સામે શું નભે ઉડીને
ગોદાવરીસારસજૂથ આવે. ૩૩

આ કુમળી કેડ છતાંય તેં જ્યાં
ઘડા ભરી આમ્રતરુ ઉછેર્યાં,
ઉંચામુખા કૃષ્ણમૃગો જહીં તે
ચિરે દીઠી પંચવટી રીઝાવે, ૩૪

ગોદાતીરે ત્યાગી શિકાર આંહી
તેના વીચિવાયુથી થાક વામી,
એકાન્ત રાખી શિર તુજ અંકે
સૂતો સ્મરૂં નેતરના ગૃહે, તે. ૩૫

ભ્રૂભંગમાત્રે પદથી વૃષાના
પાડયો હતો નૃપ નહુષ જેણે,
ને પાણીને શુદ્ધકર્તા મુનિનો
પૃથ્વીપરે આશ્રમ આંહી આવ્યો. ૩૬

રૂડા, યશસ્વી મુનિના ત્રણે આ
અગ્નિતણા ધૂમ વિમાન પ્હોંચ્યા,
તેની સૂંધી વાસ રજોથી છુટયો
આત્મા બને છે હળવોજ મારો. ૩૭

આ શાત્કર્ણિ મુનિનું ક્રીડાર્થ
માનુનિ ! પંચાપ્સર વારિસ્થાન,

---

૩૩ ઘંટડી–સાદ=ઘંટારવ. ૩૫ ગોદાતીરે=ગોદાવરીના કાંઠે, ૩૬ વૃષા=ઈંદ્ર. મુનિ=અગસ્ત્ય. ૩૭ રજો=રજોગુણ.

તે શોભતું વીંટયું ઘનોથી દૂરે
મેઘોની મધ્યે શશિબિંબ જાણે ! ૩૮

પૂર્વે કુશાંકુરજ ખાઇ રે'તા
ને મૃગ સાથે વનમાં ફરંતા,
તેને તપોભીરુ શચીપતિએ
પૂર્યો ચુવા પાંચ પરીની જાળે. ૩૯

જળે છુપ્યા મ્હેલ વસેલ એના
આ ચાલુ સંગીત—મૃદંગકેર,
નાદો નભે પુષ્પક—ઉચ્ચમાળા
કરે પ્રતિનાદથી નાદવાળા. ૪૦

કાષ્ઠોવતા ચારજ વહ્નિ વચ્ચે
સપ્તાશ્વ જેવા તપતા લલાટે,
તપસ્વી બીજો તપ આ તપે છે
સૌજન્યથી સૌમ્ય સુતીક્ષ્ણ નામે. ૪૧

શંકા ધરે વાસવ જેથી તેને,
અધીં ઉઘાડી રશના બહાને;
સુરસ્ત્રીના હાસ્યભર્યો કટાક્ષ,
વિલાસચેષ્ટા છળવા અશક્ત, ૪૨

---

૩૮ ક્રીડાર્થ=ભોગવિહાર માટે. પંચાપ્સર=એ નામનું જળાશય. પરી=અપ્સરા. જાળે=ફાંસામાં. ૪૧ સપ્તાશ્વ=સાત અશ્વવાળા સૂર્યનારાયણ. સૌમ્ય=નમ્ર. ૪૨ રશના, કટાક્ષ અને બીજી વિલાસચેષ્ટા એને છળી શકતાં નહિ.

એ અક્ષકેરી રૂડી માળવાળો.
    પંપાળતો મૃગ, કુશે ધવાયો,
તે હસ્ત ઉંચો જમણો હલાવે
    આ બાજુ સત્કાર મનેજ દેવા. ૪૩
એ હોઇ મૌની શિરને કંઇક
    હલાવી, સ્વીકારી પ્રણામ મારા;
વિમાનથી પાછી વળેલ દૃષ્ટિ
    સહસ્રરશ્મિ પ્રતિ ફેર માંડે. ૪૪
પવિત્ર આ આશ્રમ શાંતિ દેતો
    છે અગ્નિહોત્રી શરભંગકેરો,
સંતોષી તેણે ચિર અગ્નિકાષ્ઠે
    કાયાય હોમી સુપવિત્ર મંત્રે. ૪૫
છાયાથી માર્ગશ્રમને હરંતાં
    ઘણાંજ સુશ્લાઘ્ય ફળે ભરેલાં,
સુપુત્ર જેવાં તરુમાંહી એની
    અતિથિપૂજા હમણાં ઠરેલી. ૪૬
ધારાકૂંફાડા દરીમાંથી મારે
    ક્રીડાતણા કંપ શું મેઘ શૃંગે!
દૃષ્ટિ રૂંધે તે વિષમાંગિ! મારી,
    માતેલ આ સાંઢ શું ચિત્રગિરિ! ૪૭

---

૪૭ ધારા કુંફાડા=ધારા–પ્રવાહથી થતો અવાજ. દરીમાં=ગુફા રૂ
માં. આ બે શબ્દ ગિરિ અને સાંઢ બેયને લાગુ પડે છે.

આ શાન્ત ને સ્વચ્છ વહેણુવાળી
દૂરે રહ્યે પાતળી કે' દીસંતી,
મંદાકિની વીંટી પહાડશિરે,
ભૂમિગળે મોતીની સેર જાણે ! ૪૮
તમાલ આ ગિરિની પાસ રૂડું
પ્રવાલ સુગંધી લઇજ જેનું;
યવાંકુરો શા તુજ ગાલ ફિકકે
રચ્યું હતું ભૂષણુ શોભતું મેં. ૪૯
શિક્ષા વિના પ્રાણી વિવેકી જ્યાંહે
ને પુષ્પ વિના ફળ વૃક્ષ પામે;
પ્રભાવ અત્યુત્તમ દાખી રે'તું,
આ અત્રિવંન તપ સાધવાનું. ૫૦
સ્નાનાર્થ આંહીજ તપોધનોના
સપ્તર્ષિહસ્તે કનકાબ્જ ચૂંટયાં,
તે શંભુકેરી શિરમાળ જેવી
ભાગીરથી મ્હાસતીએ વહાવી. ૫૧
વીરાસને ધ્યાન ધરી રહેલા
ઋષિતણી વેદિ વચે રહ્યાં આ.
વૃક્ષોય વાયુ વિણુ શાંત ઉભાં
સોહાય યોગારૂઢ હોય તેવાં. ૫૨

૪૮ વીંટી=આજુબાજુ વીંટાએલી. ૫૦ શિક્ષા=મારપીટ. ૫૧ સપ્તર્ષિ=સનકાદિ મુનિઓ. કનકાબ્જ=સુવર્ણ કમળો. મહાસતી=અત્રિ-પત્ની અનસૂયા. ૫૨ વીરાસન=એક પગને બીજા પગની જાંઘ ઉપર મૂકી ઉભા રહેવું તે.

પ્રાર્થ્યો હતો એક સમે તમે જે
વિખ્યાત તે આ વડ શ્યામ નામે.
ફળ્યાથી શોભે ઢગ નીલમોનો
માણેકની સાથજ શું ભળેલો ! ૫૩
કહીં પ્રભાપૂરક ઇન્દ્રનીલે
ગૂંથેલ મોતીતણી માળ શી તે,
અન્ય સ્થળે શુભ્ર સરોજમાળા
નીલાબ્જ સાથે વચમાં ગૂંથી આ. ૫૪
કહીં મીઠુંમાનસનાં ખગોની
પંક્તિ શી કાદંબથકી ભળેલી,
અન્યત્ર કાળાગુરુપત્ર પામ્યે
ચિત્રી શું ભક્તિ ભૂની ચંદને એ. ૫૫
કહીં પ્રભા ચંદ્રની કાળી ધોળી
છાંયે રહ્યા તિમિરથી બનેલી,
બીજે શરદ્ મેઘની શુભ્ર પંક્તિ
છિદ્રે સુહાતા નભભાગવાળી. ૫૬
અને કહીં ભસ્મવિલેપવાળી
શંભુની કાયા ફણી—ભૂષણાળી,
જો જાહ્નવી શોભતી હે શુભાંગિ !
કાલિંદીનીરે જુદી લ્હેરવાળી. ૫૭

---

૫૪ પ્રભાપૂરક=તેજોમય. (૫૫) મીઠુંમાનસ=જેને માનસરોવર વહાલું છે એવાં. ખગો=પક્ષી, શ્વેત હંસ. કાદંબ=નીલહંસ. પામ્યે=પામવાથી, અંદર ખરી પડવાથી. ભક્તિ=શરીર પર ચીતરાતાં તિલકાદિ ચિહ્ન. ૫૭ ફણી=ભૂષણાળી=સર્પનાં આભૂષણવાળી.

આ સંગમે નિધિની પત્નીઓના
    નાહ્યાથી સર્વે પૂત દેહવાળા,
હોવા છતાં તત્ત્વતણું ન ભાન
    પામે તનુબંધ ફરી કદી ન. ૫૮

શહેર નિષાદપતિનું આ તે,
    જ્યાં મેં તજીને શિરના મણિને
બાંધ્યે જટાઓ કકળ્યા સુમંત્ર
    "કૈકેયી ! આશા ફળી તારી" એમ. ૫૯

સ્તનો જહીં યક્ષની સુંદરીનાં
    ચાખે સુવર્ણાબ્જની રેણુ તેનું,
છે બ્રાહ્મ નામે સર મૂળ, વેદો
    કહે પ્રકૃતિ જયમ બુદ્ધિનુંજ. ૬૦

રોપેલ છે યજ્ઞયૂપો તટે જ્યાં,
    તે રાજધાની સમીપે અયોધ્યા
વાજીમુખે સ્નાનથી શુદ્ધ પાણી
    ઈક્ષ્વાકુઓના નદી આ વહાવે. ૬૧

રેતાળ ખોળે સુખથી રમાડયા,
    ને ખૂબ પાઇ પય પુષ્ટ કીધા;
તે માતને ઉત્તર કોસલોની
    સામાન્ય જેવી સ્તન મારૂં વન્દે. ૬૨

---

૫૯ નિષાદપતિ=ગૂહરાજ. બાંધ્યે=બાંધી ત્યારે. ૬૧ વાજીમખ=અશ્વમેધ.

તે પૂજ્ય પિતાથી વિયોગી મારી
માતા સમી આ સરયૂ, દૂરેથી
મને અતિ શીતળ વાયુવાળા
તરંગરૂપી કરથી શું ભેટે ! ૬૩

સુરક્ત સંધ્યા સમ આ અગાડી
રાતી ઉડે છે રજ ભૂમિમાંથી,
ધારૂં, કહ્યે વાતજ વાયુસુતે
લૈ સૈન્ય સામે મુજ ભર્ત આવે. ૬૪

તે સંત દેશે મુજને અખોટી
શ્રી નક્કી પિતૃપણ પાળવાથી,
ખરાદિ મારી રણથી વળ્યાને
રક્ષેલી દીધી જયમ લક્ષ્મણે તું. ૬૫

કરી ગુરુ આગળ પાય ચાલી
ને રાખી સર્વે ચમૂને પછાડી,
અમાત્ય જુના સહ ચીરધારી
લૈ અર્ઘ્ય મારી ભણી ભર્ત આવે. ૬૬

તાતે દીધી, ને ગઇ અંક તોયે
શ્રીને નહિ ભોગવી મુજ પ્રેમે,
ને આટલાં વર્ષ અસિની ધારે
તે સાથ ગાળ્યું વ્રત ઉગ્ર આણે. ૬૬

## વસંતતિલકા

શ્રીરામ એમ વદતાં, અધિદેવતાના-
મિષે વિમાન લહી તેમની તેવી ઇચ્છા,
આશ્ચર્યથી ભરત પાછળ લોક છે, તે
આકાશમાર્ગથકી ઉતરતું નિહાળે. ૬૮
તે યાનથી તહીં વિભીષણથી બતાવ્યે
સેવાનિપુણ કપિરાજકર ગ્રહીને,
સ્ફાટિકબદ્ધ સીડીથીજ રચેલ માર્ગે
શ્રીરામ ભૂમિતલ ઉપર ઉતર્યો છે. ૬૯
ઇક્ષ્વાકુવંશગુરુને નમી નિયમી તે
પૂજાગ્રહી ભરતને સહબંધુ ભેટે,
ને હર્ષનેત્રજળ સાથજ શિર સૂંઘ્યું
બંધુપ્રીતે તજી દીધો અભિષેક તેનું. ૭૦
દાઢી મૂછો મુખ વધ્યે બહુ ફેરવાળા
મંત્રિ જુના મૂળનીચે વડ શા જકાળા,
શ્રીરામને નમી રહ્યા, તવ મીઠી દ્દષ્ટે
ને મીઠી વાણીથી પૂછી શુભ માન દે તે. ૭૧
આ ઇશ રીંછકપિનો ભીડબંધુ મારો,
પૌલસ્ત્ય આ રણવિષે રિપુઘાતી પ્હેલો;
એ રીત માનથી રઘુભૂષણે કહેતાં
બેને નમ્યા ભરત લક્ષ્મણની પહેલાં. ૭૨

---

૬૭ તે સાથ=રાજલક્ષ્મીની સાથે. ૬૮ અધિવદેતાના મિષે=વિમાનનું સંચાલન જે અગોચર દૈવી શક્તિથી થતું હતું તે.

વંદાય ત્યાં ભરત લક્ષ્મણુથીજ, એને
ઉઠાડી પાય પડતા પછી ખૂબ ભેટે,
એ ઇન્દ્રજીતશરઘાતથકી કઠોર
છાતીથી છાતી ભીડી પીડ કરંત એને. ૭૩

ત્યારે શ્રીરામહુકમે કપિસૈન્યનાથો
બેઠા ગજે ધરી મનુષ્યતણાં શરીરો,
ત્યાંથી ઝરંત બહુધા મદવારિધારા
ગિરિ ચઢયાનું સુખ એહ અનુભવંતા. ૭૪

ભૃત્યો સહ પ્રભુ છતાંય નિશાચરોનો
આજ્ઞાથી રાઘવતણી રથમાંહી બેઠો,
માયાવી રીતથી રચેલ વિચિત્ર એના
શોભાતણી રથ કરી શકતા ન સ્પર્ધા. ૭૫

પાછા શ્રીરામ ચડિયા લઘુ બંધુ સાથે
ઉડે ધજા જહીં યથેચ્છ જતા વિમાને,
જોવા સમો બુધબૃહસ્પતિ સાથ ચંદ્ર
સંધ્યા સમે ચમકતી વીજળી શું મેઘ ! ૭૬

ત્યાં વિશ્વના પતિવડે પ્રલયેથી ભૂ શી !
વર્ષા વીત્યે ઘનથી ચંદ્રની ચંદ્રિકા શી !

---

૭૫ બિભીષણુના માયાવી રથો પણ આ રથોથી ઉતરતા હતા.
૭૬ વિશ્વના પતિ=વરાહાવતારી વિષ્ણુ. અહીં સીતાને પ્રલયાંતર્ગત થએલી પૃથ્વી, અને મેઘે આવરી લીધેલી ચંદ્રિકા સાથે સરખાવી છે.

પૌલસ્ત્યરૂપી પીડથી બચવેલી રામે
વંદાજ એ ભરત ધૈર્યવતી સીતાને. ૭૭
લંકેશની વિનતિ છાંડીજ પાળ્યું જેણે
ભારે મહા વ્રતજ તે ચરણો સીતાના,
ને જેષ્ઠને અનુસર્યું શિર એ જટાળું
અન્યોન્ય પાવન થયાં મળી સાથ બેઉ. ૭૮

પ્રહર્ષિણી

અર્ધો ગાઉ જનની પાછળે જઇને
શ્રીરામે ધીરી ગતીના વિમાનવાટે,
શત્રુઘ્ને પટથી રચેલ તંબુ છે ત્યાં
કીધો વાસ અવધકેરી વાટિકામાં, ૭૯

---

૭૯ અવધ=અયોધ્યાપુરી. પટથી=કપડાથી.

## ચૌદમો-સર્ગ.

## — સીતા પરિત્યાગ —

### ઉપજાતિવૃત્ત

છેદ્યાથી આધાર તરુલતા શી
  પતિવિનાશે પછી શોકકારી
દશા ધરંતી નિજ માત બેને
  બંધુ જુએ ઉભય એક સાથે. ૧

શક્તિસુશોભી રિપુઘાતી બેને
  ક્રમે નમંતા જનની ઉભે તે
અશ્રુથકી અંધ થતાં ન દેખે,
  કિન્તુ સુતસ્પર્શસુખે પ્રમાણે. ૨

તે બેઉનાં શીતળ હર્ષ—અશ્રુ
  રોકેજ ઉનાં અતિ શોક-બિન્દુ,
રોકે હિમાદ્રિઝરણું શું આવી
  ગંગા અને સજૂંનું ઉષ્ણ વારિ! ૩

---

૨ ક્રમે=પ્રથમ પોતાની માને અને પછી અપરમાને. ૩ શીતળ હર્ષાશ્રુ ઉષ્ણ દુ:ખાશ્રુને અટકાવે તેમ.

દૈત્યાસ્ત્રથી પુત્રતણે શરીરે
ઠ્યાથી તાજા વ્રણને અડીને,
ક્ષત્રિસ્ત્રીઓને બહુ ઇષ્ટ તોએ
ન વીરમાતા પદ બેઉ ઇચ્છે. ૪

અભાગણી હું પતિને પીડંતી
સીતા છું, એવું નિજ નામ બોલી;
સ્વર્ગે વસેલા ગુરુની સ્ત્રીઓને
સમાન ભાવે નમતાં વધૂ એ. ૫

"થા ઉભી બાપુ! લઘુ બંધુ સાથે
આ સ્વામી નિશ્ચે તુજ કર્મપુણ્યે,
તર્યો મહા સંકટ" એમ બેઉ
કહેતી, એને પ્રિય તોય સાચું. ૬

માતાતણે હર્ષજળે શરૂ થયો
શ્રીરામનો તે અભિષેક પુરો,
કરાવતા વૃદ્ધ અમાત્ય સૌએ
તીર્થોથી લાવી જળ હેમકુંભે. ૭

સરોવરો, સાગર, ને સરિતા
જૈને અસુરો, કપિઓથી આણ્યાં,
પાણી પડયાં શિરપરે, જયીના
શું વિન્ધ્યશિરે જળ મેઘજાયાં. ૮

---

૪ પદ=પદવી. અર્થાત્ તેમને વીરમાતા કહેવાવું ગમતું નથી.
૧ સ્વર્ગે...ગુરુ=સ્વર્ગસ્થ સસરા, દશરથ.

તપસ્વીનો વેશ ધરીય પ્હેલાં
શોભી રહેતા અતિ જેહ રૂડા,
રાજેન્દ્રવસ્ત્રો ધરવાથી તેની
શોભા બને છે પુનરુક્તિ જેવી. ૯

મંત્રિ, અસુરો, કપિસૈન્ય સાથે,
ને વાઘસુરે રીઝવી જનો તે
વર્ષે જહીં અક્ષત મ્હેલવાળી
પેસે ઉંચી માળની રાજધાની. ૧૦

સૌમિત્રિ ઢોળે લઘુ બંધુ સાથે
જેને ધીમે ચામર, ને શ્રીભર્તે,
ધર્યું રૂડું છત્ર, રથે ચઢ્યા તે
ઉપાયસંઘાત સમા જણાયે. ૧૧

અલાગુરુધૂપની રેખ ગ્હેલે
વાયુથી જુદી થઇ પુરીની તે,
વનેથી આવેલ રઘુપ્રવીરે
છોડેલ વેણી સમ શોભતી તે. ૧૨

સાસુથી સજ્જિત સુવેશવાળી,
બેઠેલી નાને રથ રામપત્ની,

---

૧૦ માળ=તોરણ. ઉંચાં તોરણો બાંધ્યાં છે, એવી રાજ્યધાની અયોધ્યા. ૧૧ ઉપાય= યુક્તિઓ સામ, દામ, દંડ અને ભેદ એ ચાર છે. સંઘાત=સમૂહ. ચાર ભાઇઓ ચાર ઉપાય જેવા જણાય છે. ૧૨ અયોધ્યાનગરીને પતિવ્રતા સ્ત્રી સાથે સરખાવી છે.

એને અયોધ્યાની નમે સુનારી
મહેલની બારીથી હસ્ત જોડી. ૧૩
ફેલાવતો તેજ, મહાસતીએ
દીધો, ધરી લેપ સદાય અંગે,
છે શુદ્ધ એવું પુરીને બતાવી
નાથે, ફરી અગ્નિ ગઇ શું શોભે! ૧૪
સાજે સજ્યાં દે સદનો સખાને
સદ્‌ભાવવાળા રડતાં શ્રીરામે,
પ્રવેશ કીધો ઘરમાં પૂજાના
તે ચિત્ર વિષેજ રહ્યા પિતાના. ૧૫
" જે સ્વર્ગદાયી સતથી અમારા
પિતા ચળ્યા ના, તુજ તેહ માતા!
છે પુણ્ય " એવું કહી હસ્ત જોડી
ત્યાં ભર્તની માની લજા તજાવી. ૧૬
સુગ્રીવને વિભીષણાદિ સૌને
સંતોષીયા કૃત્રિમ સાધનોએ,

---

૧૩ સ્ત્રીઓને બેસવા નાનો નીચો રથ હોય છે, તેને કર્ણિરથ કહે છે. ૧૪ મહાસતી અનસૂયાએ આપેલો લેપ સીતાએ શરીરે ચોળ્યાથી તેનું તેજ અગ્નિની જ્વાળા જેવું ચોગરદમ ફેલાતું હતું. તેથી તેને જાણે ફરી અગ્નિપરીક્ષા કરાવતા હોય તેમ લાગતું હતું.

તેઓ થતા વિસ્મિત તેથી ચિત્તે
સંકલ્પ માત્રે થતી સિદ્ધિ જેને. ૧૭

આવ્યા અભિનંદન સારૂ સૌ જે
તે દિવ્ય મુનીશ રીઝાવી સૂણે
તેઓથી, માર્યા રિપુનું ચરિત્ર,
વધારતું જે નિજ શૌર્યવીર્ય. ૧૮

ઋષિ ગયા કેડ સુખે વીતાવી
અર્ધો મહિનો નહિ જાણતાં કૈં,
સીતાકરે ભેટ અપાવી પોતે
રક્ષેશ, ઋક્ષેશ. વળાવતા એ. ૧૯

સ્વેચ્છા પ્રમાણે જતું જે વિમાન
શત્રુથી લીધેલું જીવિત સાથ,
કુબેરને પુષ્પક પુષ્પ જેવું
તેઓ ફરી મોકલતાજ પાછું. ૨૦

પિતૃનિદેશે વનવાસ વેઠી,
પછીથી પિતાજીનું રાજ્ય પામી;

---

૧૭ સંકલ્પ કરતાંજ સર્વ સિદ્ધ થતું હતું તેવા સુગ્રીવ અને વિભીષણ. ૧૮ તેઓથી=દિવ્ય મુનીશ્વરો પાસેથી. માર્યા રિપુનું ચરિત્ર=પોતે હણેલા રાવણ વગેરેનાં જન્મપરાક્રમાદિક વાર્તા. નિજ=પોતાનું રામનું. ૧૯ રક્ષેશ=રાક્ષસોનો રાજા, વિભીષણ. ઋક્ષેશ=રીંછ, અને વાનરોના રાજા, સુગ્રીવ, નલ, નીલ વગેરે. ૨૦ જીવિત=રાવણના જીવતર સાથે લીધેલું. ૨૧ નિદેશ=આજ્ઞા, ધર્માર્થકામ=ધર્મ અર્થ નામના મોક્ષ સાથેના બીજા ત્રણ પુરુષાર્થ.

ધર્માર્થકામે રુચિ રાખી જેવી,
રામે લઘુ ભ્રાત પરેય તેવી. ૨૧
સર્વેય માતાપર પ્રીતિવાળા
તેઓ થયા ત્યાં સમભાવવાળા.
ષણ્મુખ પીતા પય શું સ્તનોનાં
સેનાતણા નાયક કૃત્તિકાનાં. ૨૨
નિર્લોભ તેથી ધનવાન લોકો,
તે વિઘ્નહારીથી ક્રિયાવતા તો;
પિતૃવતા થાય નિયામકે તે,
ને પુત્રવાળા પીડહારીથી તે. ૨૩
સંભાળી કાર્યો સમયે જનોનાં
વિદેહસુતા સહ ખેલતા ત્યાં,
સીતાજીની સુંદર કાય ધારી
શું ભોગની લાલચુ લક્ષ્મી દેવી ! ૨૪
ચિત્રોવતા રાજમહેલમાં ત્યાં
યથેચ્છ ઇન્દ્રિસુખ સેવતાંનાં
દુઃખોય તે દંડકમાં પડેલાં
સંભારતાં લાગી રહે સુખો શાં. ૨૫

---

૨૨ ષણ્મુખ=છ મુખવાળા કાર્તિક સ્વામી. સેનાતણા નાયક=દેવ-સેનાના પતિ. તે દેવોના સેનાપતિ થયા હતા. કૃત્તિકા=સત્તાવીશ નક્ષત્રોમાંનું ત્રીજું નક્ષત્ર. તેમાં છ તારા મોટા છે. કૃત્તિકાઓએ વારા ફરતી માતૃભાવે ધવરાવતાં તેમને છ મુખ થયાં હતાં. ( જુઓ કુમાર સંભવ ). ૨૫ ચિત્રોવતા=વનવાસનાં ચિત્રોવાળા.

અધિકભાવેથી ભરેલ નેત્રે,
  સીતાજી ફિક્કા શર શા સુમુખે,
ન વાણીથી ગર્ભવતી જણાવે,
  આનંદ આપે પતિનેજ તોયે. ૨૬

એકાન્તમાંહે કૃશઅંગવાળી,
  ને નીલરંગી સ્તનઅગ્રવાળી;
લજ્જાળુ રામા નિજ અંક લૈને
  પ્રીતિથી પૂછયો અભિલાષ રામે. ૨૭
ખાતાં જહીં હિંસક તો નીવારો,
  ને જ્યાં સખીઓ મુનિકન્યકાઓ;
ગંગાતણાં તીરતપોવનોને
  જોવા ચહે કુશવતાં ફરી તે. ૨૮

ઇચ્છિતદેવા દઇ કોલ રામ
  અનુચરો રાખીય નિજ પાસ,
જોવા ચહાતા સુખી તે પુરીને
  ચઢયા મહેલે ગગને અડે જે. ૨૯

સમૃદ્ધ ચોટાંથી ભર્યાં બજારો,
  ને સર્યૂમાંહી ફરતાં વહાણો,
વિલાસી લોકોથી ભરેલ ત્યાં તો
  જોતા રીઝે પુરીની પાસ બાગો. ૩૦

---

૨૬ શર=ખસની જાતનું પીળચટા રંગનું એક જાતનું ઘાસ. ૨૮ ઉપર પુછેલા અભિલાષનો આ શ્લોકમાં સ્ફોટ થાય છે.

પૂછે જનોમાં થતી આત્મચર્ચા
તે શ્રેષ્ઠ વક્તા, સુચરિત્રવાળા
છે શેષ જેવાં ભુજ, જાંઘ જેનાં
જે શત્રુજેતા, ચર ભદ્રમે ત્યાં. ૩૧

તેણે કહ્યું, આગ્રહથી પૂછંતાં,
જનો સ્તવે છે ચરિતો તમારાં;
હે દેવ! રક્ષેશગૃહે વસેલાં
સીતા સ્વીકારી લીધ તે વિનાનાં. ૩૨

પત્નીની નિંદાથકી ના ખમાતી
દુષ્કીર્તિથી આવી રીતે ચિરાઈ,
વૈદેહીના નાથતણુંજ હૈયું
લોહું શું લોખંડી ઘણે ઘવાયું. ૩૩

શું આત્મનિન્દાની કથા ઉવેખું
કે આ તજું દોષ વિનાની સ્ત્રી હું?
આવી રીતે બેઉ પંખે મુંઝાતી
હિંડોળ શી તેહની વૃત્તિ થાતી. ૬૪

જાણી, નથી શાંતિ બીજે ઉપાયે
ધોવા તજી સ્ત્રી અપવાદ ચાહે,
યશોધનોનો યશ દેહથીયે
મોટો, પછી તો વિષયેથી ના તે? ૩૫

---

૩૧ આત્મચર્ચા=પોતાવિષે લોકોમાં બોલાતી વાત. ચર=ગુપ્ત દૂત. ભદ્ર=ચરનું નામ.

ભ્રાતૃવિકૃતિ લહી દુઃખી થાતા
અનુજને તે મળી ઝંખવાતા—
રામે જણાવી દીધી આત્મનિંદા,
ને આમ પાછા ફરી વાક્ય બોલ્યા. ૩૬

રવિથી જન્મ્યા શુભ રાજવંશે
આચારથી શુદ્ધ હુંથી કલંક
આવું ચઢ્યું આજ, તમે જુઓને
વારિકણોથી જ્યમ બાપ વિષે. ૩૭

વારિતરંગો પર તેલ જેવો,
લોકો વિષે આ પ્રસરી રહેતો;
આક્ષેપ આવો હું સહી શકું ના,
ગજેન્દ્ર સ્હેતો જ્યમ થાંભલો ના. ૩૮

તે ટાળવાને ફળદાયિની આ
હોવા છતાં, હાલ તજી અપેક્ષા
ત્યાગીશ વૈદેહસુતા હું, પૂર્વે
અબ્ધિવતી ભૂ જ્યમ પિતૃવાક્યે. ૩૯

નિષ્પાપ એને હું ગણું છું તોએ
મારા મતે લોકની વાત ભારે,

---

૩૬ ભ્રાતૃવિકૃતિ =ભાઇના મોંપર થએલો વિકાર. ૩૭ વારિકણો=પવનમાં પાણીના ભરેલાં અતિ સૂક્ષ્મ રજકણ. બાપ=દર્પણ, આરસીના કાચ ઉપર ઉચ્છ્વાસ મૂકવાથી ભીનું ધાબું પડે છે. ૩૯ ફળદાયિની=પુત્રરૂપી ફળ આપવાની તૈયારીમાં રહેલી.

ભૂમિની છાયા દૂધ શા શશીમાં
　　ડાઘારૂપે લોક ગણે અહીંઆં, ૪૦
મેં યત્ન દૈત્યો હણવા કર્યો જે,
　　તે ના નકામો, પણ વેર માટે;
છંછેડિયો સર્પ પગે અડંતાં
　　રુધિરની પ્યાસથી ડંખતો કાં? ૪૧
તો મુજ આ નિશ્ચય ના તમોને
　　દયાળુ થૈને હણવો ઘટે છે,
નિન્દારૂપી શલ્યથી મુક્ત મારા
　　જો ઇચ્છતા હો જીવને ટકાવા. ૪૨
સીતાની સામે ક્રૂર નિશ્ચયે આ
　　ઓળી રહેતા નૃપને કહેવા;
શક્તિ ધરાવે નહિ બંધુમાંહે,
　　તજો તમે કે નહિ એમ એકે. ૪૩
તે સત્યવાદી, વડીલ, ત્રિલોકે
　　જેનો ગવાતો જશ, તે કહે છે;
કહ્યાગરો લક્ષ્મણ છે લહીને
　　હે સૌમ્ય! એવું વદી એક ખુણે. ૪૪
દર્શાવતી દોહદ ભાભી તારી
　　તપોવનોમાં ફરવા જવાની,

---

૪૪ એકખુણે=એકાંતમાં. ૪૭ સુમંત્ર=સારથિનું નામ છે.

તે મિષ એને તું રથે લઇને
  વાલ્મીકિનાં સ્થાન કને તજી દે. ૪૫
પિતાની આજ્ઞાથકી પર્શુરામે
  છેદેલ માતૃશિર શત્રુ પેઠે,
તે સૂણી તેણે ગ્રહી જ્યેષ્ઠઆજ્ઞા
  વડીલવાકચે ન ઘટેજ શંકા. ૪૬
પછીથી જોડયા ચમકે ન એવા
  અશ્વો, સુમંત્રે પકડયા અછોડા,
તેવા રથે લક્ષ્મણ નીકળે છે
  લૈ ઇષ્ટ સૂણી હરખ્યાં સીતાને. ૪૭
રુચિર દેશે ફરતાં સીતા એ
  "છે પિયુ મારા પ્રિયકારી માને"
જાણે ન કિન્તુ તરુ કલ્પ છાંડી
  થયા અસિપત્રનું વૃક્ષ સ્વામી. ૪૮
માર્ગે સીતાનું દુઃખ લક્ષ્મણે જે
  છુપાવ્યું દુઃસહ્ય ભવિષ્યનું તે,
સદાય ખોયું પતિસુખ જેણે
  તે દક્ષિણાક્ષિ ફરકી જણાવે. ૪૯
ભૂંડા શકુને થતા દુઃખેથી
  ફિક્કા પડેલા મુખપદ્મવાળી,

૪૮ તરુકલ્પ છાંડી=કલ્પતરુ છોડીને. અસિપત્ર=તરવારની ધાર જેવી ધારવાળાં પત્ર.

વૈદેહી અંતઃકરણે ચહે છે
    રાજાનું રૂડું લઘુ બંધુ સાથે. ૫૦
ભ્રાતૃનિદેશે સતી એ સીતાને
    વનપ્રદેશે તજનાર જે તે,
સૌમિત્રિને આગળ આવી વારે
    ગંગા ઉછાળી વીચિહસ્ત જાણે ! ૫૧
રોકયા સૂતે જ્યાં હય, તે રથેથી
    ઉતારી તીરે નિજ બંધુપત્ની,
નિષાદનૌકાથકી એહ ગંગા
    તર્યો, પ્રતિજ્ઞાપ્રિય શું પ્રતિજ્ઞા ! ૫૨
પછી પરાણે કરી સ્થિર વાણી,
    સૌમિત્રિ અશ્રુથી ગળે રૂંધાઇ;
મહીપનું શાસન તે સૂણાવે.
    ગાંડી શિલાવૃષ્ટિ શું મેઘ વર્ષે. ૫૩
આ શાપ શા વાયુથકી વિંધાઇ,
    ને ભૂષણો શી કળીઓ વિખેરી;
તત્કાળ વેલી શી સીતા ધરિણી
    ઢળી, સ્વકાયા ઉપજેલી જ્યાંથી. ૫૪

---

૫૨ પ્રતિજ્ઞાપ્રિય=પ્રતિજ્ઞા—સત્ય જેને પ્રિય છે એવો. ૫૩ ગાંડી શિલાવૃષ્ટિ=મેઘ સુખદ જળને બદલે એકદમ માથું ફોડી નાખે એવા કરાના પથરા વરસાવે તે. ૫૪ સ્વકાયા...જ્યાંથી=સીતા ધરતીમાંથી ઉત્પન્ન થયાં હતાં. ( જુઓ રામાયણ ) દુઃખમાં પુત્રી માતાના ખોળાનો આશરો લે તે સ્વાભાવિક છે.

"ઈક્ષ્વાકુવંશે ઉપજેલ, શાથી
તને તજે એ પતિ સાધુચારી"
ધરિત્રીમાએ ધરી આવી શંકા
દીધો સીતાને અવકાશ ત્યાં ના! ૫૫
મૂર્ચ્છિત થૈ તે નહિ દુઃખ જાણે,
તપે ફરી શુદ્ધિ મળ્યાથી તાપે.
સૌમિત્રિના યત્નથી પાછી આવી
સંજ્ઞા સીતાને થઇ કષ્ટકારી. ૫૬
નિર્દોષ હોવાજ છતાં ત્યજંતા
પતિની નિંદા કરતી સતી ના,
દુઃખી સદાના બહુ પાપવાળા
ફરી ફરી નિંદતી નિજ આત્મા. ૫૭
તે સાધ્વીને લક્ષ્મણ ધૈર્ય આપે,
ને વાલ્મીકીઆશ્રમમાર્ગ ચીંધે;
"સ્વામીના વાક્યે હું બન્યો કઠોર
ક્ષમા કરો દેવી!" કહી નમેજ. ૫૮
ઉઠાડી તેને વદતાં સીતા આ
"પ્રસન્ન છું, તું જીવ દીર્ઘ વીરા!
મહેન્દ્રને જેમ ઉપેન્દ્ર તાબે
તેવા તમે છો નિજ જયેષ્ઠ ભ્રાત" ૫૯
અનુક્રમેથી સહુ સાસુઓને
પ્રણામ મારા કહી આ કહેજે,

---

૫૬ તપે=દુઃખ થતી. તાપે=દુઃખવડે. સંજ્ઞા=ભાન. ૫૯ મહેન્દ્ર=ઇન્દ્ર. ઉપેન્દ્ર=વિષ્ણુ. વિષ્ણુ ઇન્દ્રના લઘુ ભ્રાતા છે.

છે પુત્રનો જે મુજમાંહી ગર્ભ
તેનું મનેથી સહુ શુભ ચ્હાય. ૬૦
મારા કહ્યાથીં નૃપને કહેજે,
કે વહ્નિમાં શુદ્ધ થયેલી આગે,
લોકોક્તિ સૂણી મુજને તજી જે
વિખ્યાત વંશે ઘટતું શું એ છે? ૬૧
સુબુદ્ધિવાળા! મુજનો તમે આ
ઈચ્છાથી વા ત્યાગ કર્યો ગણું ના,
મારાજ બીજા ભવપાતકોનો
અસહ્ય પાકયો વીજનો કડાકો. ૬૨
પૂર્વે મળી આવી ઉવેખી લક્ષ્મી
વને વસ્યા 'તા મુજ સાથ સ્વામી!
હું સ્થાન પામી વસી આપમ્હેલે
સ્હેવાતી ના રોષભરેલીથી તે. ૬૩
દૈત્યોથકી પીડિત નાથવાળી
તપસ્વિનીનો હું પતિકૃપાથી
વિશ્રામ થૈ, તે કયમ અન્ય ચર્ણે
જાઉં ? પ્રકાશો પ્રભુ ! આપ જ્યાંહે, ૬૪

---

૬૨ અથવા તમે સ્વેચ્છાથી મને તજી એમ હું ગણુતી નથી, પણુ મારા પૂર્વ જન્મનાં પાપોનો આ પરિપાક છે. ૬૩ પહેલાં લક્ષ્મીને આપે અવગણેલી ત્યારથી તે મારા પ્રતિ રોષે ભરાએલી છે. તેનું જ આ કાર્ય છે. ૬૪ દૈત્યોએ પીડેલા પતિઓવાળી ઋષિ-પત્નીઓ મારે શરણે આવતી હતી.

કિંવા વિયોગેથી બન્યા નકામા
અભાગી આ જીવિતની ઉપેક્ષા
કરૂં, ન જો હોત તમારો ગર્ભ
સંરક્ષવાનું કુખમાંહી વિઘ્ન. ૬૫

તો હું પ્રસૂતિ પછી સૂર્ય સામે
તકાવી દૃષ્ટિ તપ આચરીશ,
જેથી બીજે જન્મ તમેજ મારા
સ્વામી બનો, ના પડી જાવ જુદા. ૬૬

વર્ણો અને આશ્રમ પાળવાના
છે રાજધર્મો મનુએ કહેલા,
એથી તમે છાંડી છતાંય મારી
રક્ષા ઘટે છે, સહુ તાપસો શી. ૬૭

' ભલે ' કહી જ્યાં ગ્રહી વાણી એની
સૌમિત્રિ દૃષ્ટિપથથી જવાથી.
તે મુક્તકંઠે બહુ દુઃખ ભારે
બ્હીતી ટીટોડી શી રડી અતિશે. ૬૮

મોરે તજ્યાં નૃત્ય, કુસુમ વૃક્ષે,
ચાવેલ દર્ભો વળી મૃગલાંએ,

---

૬૭ છાંડી=તજી, તાપસો શી=સામાન્ય તાપસોની રક્ષા કરવી એ રાજધર્મ છે, તો તે પ્રમાણે મારૂંય રક્ષણ કરવું યોગ્ય છે. ૬૮ દૃષ્ટિ પથથી જવાથી=દેખાતો બંધ થયો ત્યારે.

તેના દુઃખે ભાગ પડાવી ત્યાંહે
અત્યંત આક્રંદ થતું વનેયે, ૬૯
ખેંચાઇ વિલાપથી પાસ તેની
ગયા કવિ કુશસમિધકામી,
ભીલેથી વીંધાયલ પક્ષી ભાળી
જેનો થયો શોકજ શ્લોકરૂપી. ૭૦
નેત્રે છવાયાં લૂછી અશ્રુ એને
વિલાપ મૂકી સતી એહ વંદે,
ત્યાં ગર્ભચિન્હો લહી મુનિ એને
સુપુત્રની આશિષ દેઇ કે'છે. ૭૧
જાણું સમાધિથી તને તજી છે
મિથ્યાપવાદેથી ડરી પતિએ,
તો શોક ના તું કર, દેશ બીજે
વૈદેહિ ! પિતૃગૃહમાં વસીને. ૭૨
ત્રિલોકના કંટકહારી તોયે,
અનાત્મશ્લાઘી; સતવાદી તોયે,
તારા પ્રતિ નાહક દોષ દીધો
એ રામના ઉપર કોપ મારો. ૭૩

---

૭૦ કુશસમિધકામી=દર્ભ અને સમિધ લેવાની ઇચ્છાવાળા. કવિ=વાલ્મીકિ. તેમનો શોક શ્લોકના રૂપમાં ફેરવાઈ જતાં રામાયણનું સર્જન થયું હતું. ૭૨ પિતૃગૃહ મતલબકે હું તારા પિતાનો પરમ મિત્ર હોવાથી મારા ઘરને બીજા દેશમાં આવેલું તારા પિતાનુંજ ઘર જાણી રહે.

શ્વસુર તારા મુજ મિત્ર ખ્યાત,
 સાધુ-ભવોચ્છેદક તુજ તાત;
પતિવ્રતાઓમહી અગ્રણી તું,
 તો તું પરે મારી દયા ન, તે શું ? ૭૪

તપસ્વીસંગે જહીં શાંત પ્રાણી
 તે આ વને તું વસ બ્હીક ત્યાગી.
પ્રસૂતિ નિર્વિઘ્ન થશે અહીંયાં,
 જાત્યાદિ કર્મો વળી બાળકેરાં. ૭૫

મુનિતણા આશ્રમથી ભરેલી
 તે પાપહારી તમસાજ ન્હાઇ,
કર્યાથી તેને તીર દેવપૂજા
 મનોરથો સિદ્ધ થશે તમારા. ૭૬

ઋતુતણાં પુષ્પફલોય લાવે,
 ખેડયા વિનાનાં બીજ વિધિ માટે,
તે મિષ્ટભાષી મુનિકન્યકાઓ
 સૌ ટાળશે નૂતન શોક તારો. ૭૭

શક્તિ પ્રમાણે જળના ઘડાથી
 ઉછેરતાં આશ્રમ બાલવૃક્ષો,

---

૭૪ સાધુભવોચ્છેદક=સજ્જનોનો સંસારફેરો ટાળનાર. તું પરે......ન તે શું ? તારા પર મારી દયા ન હોય તે શું કહેવાય ? ૭૫ જાત્યાદિ કર્મો=બાળકને કરવાના સોળ સંસ્કાર. ૭૭ ઋષિઓ અણુખેડયા ખેતરોમાંથી દાણા વીણી લાવી ગુજરાન ચલાવતા.

પામીશ પ્રીતિ સ્તનધાવતાંની
　　તું પુત્રના જન્મ અગાડી નક્કી. ૭૮
કૃપાથકી રીઝતી તે સીતાને
　　દયાર્દ્ર દીઠે લઇ વાલ્મીકિ તે,
સાંજે મૃગો વેદિની પાસ બેઠા
　　તેવા રૂડા આશ્રમમાંહી પેઠા. ૭૯
તે દુઃખથી દીન થએલી સોંપી
　　આવ્યાથી તેના ખૂશ તાપસીને,
પિતૃથી ચૂસેલી શશિકલાને
　　અમાસ શું ઓષધિને ભળાવે ! ૮૦
ઇંગુદીના તેલથી દીપવાળી,
　　જ્યાં શુદ્ધ ચર્મેથી કરી પથારી;
તે પર્ણશાળા દીધી વાસ માટે,
　　તેને પૂજીને પછી સાંજટાણે. ૮૧
ત્યાં નિયમે સ્નાન કરી રહેતી,
　　અતિથિપૂજા વિધિથી કરંતી,
તે ચીર ધારી તનુ ધારી રે' છે,
　　કંદો, ફળોથી પતિવંશ માટે. ૮૨

---

૭૮ સ્તનધાવતાંની=ધાવણાં બાળકોની, અર્થાત્ માતા થયાં પહેલાં તારામાં માતૃભાવ ઉત્પન્ન થશે. ૮૩ પિતૃઓ ચંદ્રનું અમૃતપાન કરતા હોવાથી તેનો ક્ષય થાય છે. એવા ક્ષય થએલા ચંદ્રને અમાવાસ્યા પાછો ઔષધિઓને સોંપે છે, એથી તેમાં અમૃત ભરાવા માંડે છે. ૮૨ તનુ ધારી રે'છે=શરીર યાત્રા નિભાવે છે.

'શું ખિન્ન હોશે હજીયે નૃપાળ'
એવા વિચારે બનીને અધીર,
તે મેઘનાદારિય જ્યેષ્ઠને કે'
પાળેલી આજ્ઞા કકળાટ સિકંપે. ૮૩
શ્રીરામ થાતા સુણી અશ્રુવાળા,
વર્ષંત પોષે હિમ ચન્દ્રમા શા,
કાઢી ગૃહેથી અપવાદ-બ્હીતે
કિન્તુ ઉરેથી નહિ જાનકીને. ૮૪
દબાવી પોતે પીડ બુદ્ધિવાળા
વર્ણાશ્રમો માટજ જાગનારા,
સ્વબંધુ સાથે ભૂમિરિદ્ધિવાળી
પોતે રજોથી મન વાળી પાળી. ૮૫
એ એકપત્નીવ્રત, વાદ-બ્હીતા,
સાધ્વી છતાંયે તજનારકેરા;
વક્ષસ્થળે ક્લેશ કરી વસંતી
સપત્ની વિનાની શું શોભતી શ્રી ! ૮૬

### મંદાક્રાન્તા.

છાંડી સીતા દશમુખરિપુ ના વર્યા અન્ય એકે,
ને સીતાની કનકકૃતિથી યજ્ઞ પુરો કર્યો, તે
વૃત્તાંતો સૌ શ્રવણ પડતાં સ્વામીકેરાં સતીને,
વેઠયું એણે દુઃખ નિજપરિત્યાગનું મ્હાપરાણે. ૮૭

૮૩ મેઘનાદારિય=મેઘનાદ-ઇંદ્રજીતનો અરિ હોવા છતાંયે. કકળાટ સકંપે=સીતાએ કરેલા કલ્પાંત સાથે. ૮૪ પોષે=પોષ માસમાં, હિમવર્ષંતા ચંદ્ર જેવા. ૮૬ સપત્ની=શોકય, સીતારૂપી શોકયને દૂર કરી રાજ્યશ્રી એકલી મહાલવા લાગી. ૮૭ દશમુખરિપુ=રામ.

# પંદરમો-સર્ગ.

## — શ્રીરામ સ્વર્ગારોહણ. —

### અનુષ્ટુભ્

સીતાને ત્યાગીને પોતે અબ્ધિની મેખલાવતી,
પાળતા પૃથિવીપાળ માત્ર એક પૃથિવીને. ૧
રંજાડયા લવણાસુરે યમુનાવાસી મુનિઓ,
શરણાર્થી રામને શર્ણે યજ્ઞભંગ થતાં ગયા. ૨
રક્ષક રામને જોઇ તેને હણ્યો ન તેજથી.
ત્રાતા ના હોય તો તેઓ શાપાસ્ત્ર હૈ ખૂએ તપ. ૩
કાકુત્સ્થે પૂછી તેઓને તેહના વધની ક્રિયા,
ધર્મને રક્ષવા સારૂ પ્રવૃત્તિ વિષ્ણુની જગે. ૪
સુરારિનો વધોપાય તેમણે રામને કહ્યો,
અજય્ય બલવાન તે છે, જીતવો શૂલ ત્યાગતાં ૫
શત્રુઘ્નને દીધી આજ્ઞા તેઓના ક્ષેમકાજ ત્યાં,
શત્રુ હણાવી શું એનું નામ સાચું કરાવતા ! ૬

---

૧ 'માત્ર એક' ઉપરથી જણાય છે કે રામે બીજી રાણી કરી ન હતી. ૩ તેજથી=તપના પ્રભાવથી. ત્રાતા=રક્ષક. શાપાસ્ત્ર=શાપ રૂપીઅસ્ત્ર. ૪ પ્રવૃત્તિ=અવતારાદિ કાર્ય.

રઘુઓમાં ગમે તે કો એકલોય પરંતપ,
　શત્રુને પ્હોંચવા પુરો, શાસ્ત્રને અપવાદ શું ! ૭
જ્યેષ્ઠની પામી આશિષો દાશરથિ રથે ચડી
　સુગંધી પુષ્પથી પૂર્ણ વનો જોતો જતો પછી. ૮
રામાજ્ઞાથી પૂંઠે સેના તેહનો અર્થ સાધવા,
　હતી, એવી અધિ જેવો અધ્યયનાર્થી ધાતુને. ૯
બતાવે મુનિઓ માર્ગ જેને તેજસ્વીશ્રેષ્ઠ તે,
　રથ આગે જતાં શોભે વાલખિલ્યોથી સૂર્ય શો ! ૧૦
જતાં તેહ રહ્યો માર્ગે એક રાત્રી, રથસ્વને,
　ઉત્કંઠિત મૃગોવાળા વાલ્મીકિના તપોવને. ૧૧
થાકેલા વાહનોવાળા તેહને પૂજતા મુનિ,
　તપોબળેથી સાધેલાં ઉત્તમ સાધનોવડે. ૧૨
તેજ રાત્રિ વિષે તેની ગર્ભિણી બંધુપત્નીએ,
　પ્રસવ્યા બે સુતો, ભૂમિ સમગ્ર કોશદંડ શું ! ૧૩

---

૭ અપવાદ=ખાસ કોઇ અમુક બાબત માટેનું શાસ્ત્ર=સામાન્ય નિયમને પણ જેમ અપવાદ ઉલટાવી નાંખે છે તેમ. ૯ અધ્યયનાર્થી=અધ્યયન—ભણવાના અર્થવાળો, અધ્યયનમાં અધિ ઉપસર્ગ+ઇ ધાતુ, અધિ સિવાય ઇ પણ અધ્યયનનો અર્થ બતાવે છે. આધિ તો માત્ર શોભા પુરતાજ છે. તેમ સેના તો માત્ર શોભારૂપ હતી. ૧૦ વાલખિલ્ય=અંગુઠાના આકારના બ્રહ્માએ ઉત્પન્ન કરેલા સાઠ હજાર મુનિઓ જે સૂર્યની આગળ રહી તેનો રથ ખેંચે છે. ૧૧ ઉત્કંઠિત=ઉંચી ડોકવાળા. ૧૩ કોશદંડ=ધનનો ભંડાર અને ભય.

ભ્રાતાની સંતતિ સૂણી સૌમિત્રિ હર્ષતો, રથ
　કર જોડી મુનિની લૈ પ્રાતે રથ સજી ગયો.　૧૪
મધૂપઘ્ન પહોંચ્યો ત્યાં કુંભીનસીતણો સુત,
　વનેથી પ્રાણીનો ગંજ કર શું લાવાને ઉભો.　૧૫
કાળો ધૂમ શું, ચર્બીથી ગંધાતો, વાળ ઝાળ શા,
　પીળા દૈત્યોથી વીંટાયો, ચિતાગ્નિ શું ન ચાલતો!　૧૬
જોઈ ત્રિશુળ વિનાનો રોકયો, ત્યાં લક્ષ્મણાનુજે,
　છિદ્ર પ્રહારકર્તાને જય રહેજ સંમુખે.　૧૭
"ઓછું છે જાણીને આજે ભોજન મારી કુખનું,
　બિધેલા શું વિધાતાએ ભલેને મોકલ્યો તને."　૧૮
તેને એમ તિરસ્કારી મારવા ઇચ્છી રાક્ષસે,
　ઉચું વૃક્ષ ઉપાડયું ત્યાં જાણે કે જૂથ મોથનું.　૧૯
વચ્ચે તીક્ષ્ણ શરે કાપ્યું દૈત્યે મૂકેલ વૃક્ષ તે,
　ના અડયું શત્રુઘ્નઅંગે, કિન્તુ પુષ્પરજો પડી.　૨૦
વૃક્ષના નાશથી દૈત્યે ભારે એક શિલા લઇ,
　યમની જુદી મુષ્ટિ શી ફેંકી છે તેહ ઉપરે　૨૧
ઐન્દ્રાસ્ત્ર લેઈ શત્રુઘ્ને શિલાપ્રતિ વછોડતાં,
　રેતીના કણથી ઝીણા અણુઓ એહનાં થયા.　૨૨

---

૧૫ મધૂપઘ્ન=એ નામનું નગર. કુંભીનસી=રાવણની બેનનું નામ. કર=બલિ. ૧૭ છિદ્ર= ગફલત ૨૦ વચ્ચે=આવતાંજ, માર્ગમાં. ૨૨ ઐન્દ્રાસ્ત્ર=ઇન્દ્રના મંત્રનું બાણ.

ઉગામી જમણો હાથ દૈત્ય તેના ભણી ધસ્યો,
　ગિરિ શું એક તાડાળો તોફાની પવને ઉડયો। ૨૩
વિષ્ણુના શરથી શત્રુ ઉરે વિંધાઈને પડયો,
　ભૂમિને કંપ આપીને હણ્યો આશ્રમવાસીનો. ૨૪
પડી પક્ષીતણી પંક્તિ હણેલા શત્રુ ઉપરે,
　સામા પક્ષતણે શિરે સુરોની પુષ્પવૃષ્ટિ થઇ. ૨૫
હણી લવણને વીરે પોતાને માનિયો ખરો,
　ઇન્દ્રજીતવધે શોભ્યા બંધુકેરો સહોદર. ૨૬
કૃતકૃત્ય મુનિઓથી સ્તવાતા તેહનું દીપે,
　પરાક્રમે અતિ ઉંચું, ને લાજથી નમ્યું શિર. ૨૭
વિષયે નિસ્પૃહી રૂપે રૂડા, પૌરુષભૂષ
　કાલિન્દી નદીના કાંઠે વસાવી મથુરાપુરી. ૨૮
સુરાજ્યથકી શોભીતી દીપતી પૌરસંપદે,
　વધેલી સ્વર્ગની વસ્તી ખેંચી લાવી વસાવી શું! ૨૯
તત્ર મ્હેલે ચઢી જોતો યમુના ચકવાવતી,
　સુવર્ણરચનાવાળી ભૂમિની વેણી શી રીઝે. ૩૦
મંત્રદષ્ટા, વિદેહી ને, દશરથતણા સખા,
　કરે પ્રીતિથી સંસ્કારો વિધિથી મૈથિલેયના. ૩૧

---

૨૩ તાડાળો=તાડવાળો. ૨૬ અર્થાત્ પોતે પણ કંઇક સ્વબંધુ લક્ષ્મણના જેવું પરાક્રમ કર્યું. ૨૮ પૌરુષભૂષણ=પરાક્રમીઓમાં શ્રેષ્ઠ. ૩૦ ચકવાવતી=ચકવાચકવીનાં જોડાંવાળી. યમુનાના કાળા પાણીમાં પુષ્પ શાં ચક્રવાકો ફરતાં હોવાથી વેણીની ઉત્પ્રેક્ષા કરી છે. ૩૧ મૈથિલેય=મૈથિલી—સીતાના પુત્રો.

કુશલવેથી ધોવાથી ગર્ભનો મેલ તેમનો,
પડાવ્યાં કવિએ નામો કુશ ને લવ બેઉનાં. ૩૨
સ્હેજ બાલ્ય વિત્યે તેણે વેદવેદાંગ શીખવ્યાં,
કવિએ કવિતાવાળી સ્વકૃતિ પ્હેલી ને વળી. ૩૩
મધુરૂં રામચારિત્ર્ય ગાઇ તે માત આગળે
તેની વિયોગની પીડા મંદ પાડે સુતો જરા. ૩૪
ત્રણેયે રાઘવો બીજા તેજસ્વી ત્રણ અગ્નિ શા !
પતિવાળી સ્વપત્નીથી બે બે પુત્રોવતા થયા. ૩૫
જ્યેષ્ઠને પ્રિય શત્રુઘ્ને મથુરાવિદિશાપુરી,
વિદ્વાન શત્રુઘાતી,ને સુબાહુ સુતને દીધી. ૩૬
તપોહાનિ ફરી થાશે ધારી વાલ્મીકિનો તજ્યો,
આશ્રમ, મૃગ થંભ્યાં જ્યાં મૈથિલીપુત્રગાનથી. ૩૭
લવણવધથી લોકે જોવાતો બહુ માનથી,
પેઠો યમી અયોધ્યામાં સજી શેરીથી શોભિતી. ૩૮
દીઠા તેણે સભા મધ્યે સેવાતા સૌ સભાસદે,
સીતા ત્યાગી અસામાન્ય પૃથ્વીના પતિ રામને. ૩૯
વખાણ્યો વડીલે ત્યાંહી નમંતા લવણારિને,
કાલનેમિવધે રાજી ઇન્દ્ર જેમ ઉપેન્દ્રને. ૪૦

---

૩૨ કુશલવ=કુશ એટલે દર્ભ અને લવ એટલે ગોપુચ્છ. ૩૩ સ્વકૃતિ=પોતાની ક્રિયા, ( રામાયણ. ) પ્હેલી=આદ્ય. રામાયણ કાવ્યોમાં આદ્ય છે. ૩૬ મથુરા વિદિશા=નગરીઓનાં નામ. ૩૭ તપોહાનિ=મુનિના તપમાં વિક્ષેપ. ૩૮ સજી=ધ્વજા-પતાકાથી સજી. ૪૦ કાલનેમિ=એ નામનો અસુર.

કહે, તે પૂછતાં સર્વ ભૂપને સંતતિ વિના
આપવા ઇચ્છતા ટાણે કવિના શાસને રહી. ૪૧
પછી કો દેશનો વિપ્ર મૂએલું નાનું છોકરૂં,
અંકશય્યાથી ઉતારી કકળ્યો દ્વાર ભૂપને. ૪૨
"દશરથેથી છૂટેલી વસુધા! રામહસ્તમાં,
આવી દુઃખી બહુ થાતી શોકપાત્ર બનીજ તું." ૪૩
શોકહેતુ સૂણી તેનો શરમ્યા રામ રક્ષક,
થતું અકાળ મૃત્યુ ના દેશે ઇક્ષ્વાકુઓતણા. ૪૪
'પળ એક ખમો' એમ દુખીયા દ્વિજને કહી,
સ્મર્યું કુબેરવિમાન યમને જીતવા ચહી. ૪૫
સજી શસ્ત્રો ચઢી તેમાં નીકળ્યા તે રઘૂત્તમ,
ઉચ્ચારે તેમની આગે ગુપ્તરુપે સરસ્વતી. ૪૬
"રાજા! તારી પ્રજામાં કો અધર્મ કયાંય થાય છે,
તેને શોધી શમાવ્યાથી કૃતકૃત્ય થઇશ તું." ૪૭
એ આપ્તવચને રામ શોધવા વર્ણવિક્રિયા,
વેગે સ્થિર ધજાવાળા વિમાને ઉપડયા દિશે. ૪૮
ધૂમથી રક્ત નેત્રાળો ટીંગાઇ વૃક્ષડાળમાં,
ઉંધે મુખે તપંતો કો દીઠો ઇક્ષ્વાકુવંશીએ. ૪૯

---

૪૧ કવિ=વાલ્મીકિ. કવિએ સીતાની સંતતિ સંબંધી કાંઇ કહેવાની મના કરી હતી ૪૬ ગુપ્તરૂપે=અશરીરી અર્થાત્ આકાશવાણીમાં. ૪૮ આપ્તવચન=હિતસ્વીની વાણી. વર્ણવિક્રયા=વર્ણોમાં થતો વિકાર. ૪૯ નેત્રાળો=નેત્રવાળો.

પૂછતાં નામ ને વંશ ધૂમપીનાર તે કહે,
સ્વર્ગાર્થી શૂદ્ર છું હું,ને શંબુક મારૂં નામ છે. ૫૦
યોગ્યતા ના તપે, તેથી પ્રજાને પીડકારીનો,
શિરચ્છેદ વિચારીને રક્ષકે શસ્ત્ર ત્યાં ગ્રહ્યું. ૫૧
હિમે દાઝેલ તંતુઓ-વાળા પદ્મસમું મુખ,
તણખે દાઝી દાઢી જ્યાં, છેદ્યું નાળ શું કંઠથી. ૫૨
દેતાં પોતે નૃપે દંડ પામ્યો તે સંતની ગતિ,
સ્વધર્મ ચૂકનારા જે દુશ્ચર્ય તપથીય ના. ૫૩
માર્ગે દર્શન દેનારા તેજસ્વી મ્હા અગસ્ત્યને,
રઘુનાથ મળ્યા પોતે, શરત્કાલ શું ચંદ્રને! ૫૪
અગસ્ત્યે તેમને આપ્યું દેવોને યોગ્ય ભૂષણ,
પીધેલા સાગરે દીધું પોતાનું મુક્તિમૂલ્ય શું! ૫૫
મૈથિલીકંઠનો સ્પર્શ ના પામતા કરે ધરી,
રામના આવતા પ્હેલાં, મૃતબાળ ઉભો થયો. ૫૬
પુત્રને મેળવી દ્વિજે નિંદા પ્હેલાં કરેલી તે,
યમથી રક્ષનારાની સ્તુતિવડે નિવારી છે. ૫૭
મૂકતાં અશ્વ યજ્ઞાર્થે દૈત્ય. કપિ નરેશ્વરો
વર્ષાવે ભેટથી વૃષ્ટિ, મેઘોની જેમ અન્નને. ૫૮
દિશાઓથી નિમંત્રેલા મહર્ષિ આવતા તદ્દીં,
ન માત્ર ભૂમિસ્થાનોને, ત્યાગી દિવ્યસ્થળોયને. ૫૯

---

૫૨ નાળ=પદ્મનો દાંડો. ૫૩ દુશ્ચર્ય=દુઃખે આચરી શકાય તેવું. ૫૫ મુક્તિમૂલ્ય=પોતાને છૂટો કરવાના બદલાની કિંમત. ૫૯ દિવ્ય સ્થળો=નક્ષત્રાદિ સ્થાન.

ગામ બ્હાર વસ્યા તેથી ચાર દ્વારમુખી પુરી,
શોભતી શું નવા લોકે બનાવી મૂર્તિ વિધિની ! ૬૦
ત્યાગેય શ્લાઘ્ય સીતાનો પૂર્વસ્થંભવિષે રહ્યા,
એકપત્નીની પત્ની તે સોનાકેરી બની રહી. ૬૧
શાસ્ત્રથી વધુ વસ્તુથી પછી યજ્ઞ થતા તહીં,
ક્રિયાને હણુતા દૈત્યો બન્યા'તા રક્ષકો નકી. ૬૨
પ્રાચેતસે લખ્યું પ્હેલું રામાયણ અહીં તહીં,
કુશલવ સીતાપુત્રો ગાતા'તા ગુરુના કહ્યા. ૬૩
રામવસ્તુ, કવિકૃતિ, કિંનરકંઠ બેઉ તે,
આથી બીજું કયું બાકી શ્રોતાનાં હરવા મનો? ૬૪
તજજ્ઞે કહેલ તેઓનાં રૂપ, ગુણ, મધુરતા,
સબંધુ રામ જુએ તે સૂણે કુતૂહલે ક્રમે. ૬૫
તે ગીત સૂણી એકાગ્ર શોભે અશ્રુમુખી સભા,
પ્રભાતે હિમ વર્ષંતી વા વિના શું વનસ્થલી ! ૬૬
વયવેષ જુદાં કિન્તુ રામ, ને તેહ બેઉનાં;
સાદશ્ય જન સૌ દેખી સ્થિરનેત્રે ઉભા રહ્યા. ૬૭
ચાતુર્યે બેઉના લોકો વિસ્મે ના થાય જેટલા
તેટલા નૃપના પ્રીતિ—દાને નિસ્પૃહભાવથી. ૬૮
"તમારો કો ગુરુ ગાનેઃ ને કો કવિની આ કૃતિ?"
નૃપે પોતે પૂછંતાં આ બેઉએ 'વાલ્મીકિ' કહ્યું. ૬૯

---

૬૧ એકપત્ની=જેને એકજ પત્ની છે એવા રામચંદ્ર. ૬૨ શાસ્ત્રથી=શાસ્ત્રમાં બતાવ્યા કરતાંય. ૬૩ પ્રાચેતસ=પ્રચેતના પુત્ર, વાલ્મીકિ. ૬૫ તજજ્ઞ=તે જાણનાર.

બંધુ સાથે પછી રામે પ્રાચેતસ કને જઇ,
  સ્વદેહ રાજ્યમાં સ્થાપી અર્પણ એહને કર્યું. ૭૦
" તે બેઉ મૈથિલીપુત્રો આપના " કહી રામને,
  કરુણાળુ કવિએ ત્યાં સીતા સ્વીકારવા કહ્યું. ૭૧
તાત ! શુદ્ધ અમો પાસે અગ્નિમાં આપની સ્નુષા,
  દૈત્યની દુષ્ટતાથી, તે માને ના અહીંની પ્રજા, ૭૨
દર્શાવી નિજ ચારિત્ર્ય મનાવે મૈથિલી પ્રજા,
  તો હું પુત્રવતી એને સ્વીકારૂં આપ આણથી. ૭૩
પ્રતિજ્ઞા એ નૃપે લેતાં એને આશ્રમથી મુનિ.
  મોકલી શિષ્ય તેડાવે, સ્વસિદ્ધિ શું નિમો થકી! ૭૪
પછી બીજે દિને રામે લોકોને એકઠા કરી,
  બોલાવ્યા કવિને પોતે પ્રસ્તુત—કાર્યકાજ ત્યાં. ૭૫
પુત્રોવાળી સીતા સાથે આવ્યા રામ કને મુનિ,
  સ્વરસંસ્કારી ઋચાથી શું ઉગ્યા સવિતા કને ! ૭૬
પહેર્યાથી ભગવાં વસ્ત્ર, સ્વચરણે નેત્ર ઢાળતાં;
  વળી સુશાંત અંગેથી મનાય તે વિશુદ્ધ છે. ૭૭
સીતાના દૃષ્ટિમાર્ગેથી વાળી લે ચક્ષુને જનો,
  ઉભા નીચાં મુખે સર્વે, ફળેલી શાળના સમા. ૭૮

---

૭૨ સ્નુષા=પુત્રવધૂ, સીતા. નિમો=વ્રતાદિ જપતપ. ૭૫ પ્રસ્તુત=ચાલું, સીતા સ્વીકાર સંબંધીનું. ૭૬ સ્વર=ઉદ્દાત્તાદિ સ્વરો. સંસ્કારી=શબ્દશુદ્ધિ. ઋચા= મંત્રો. ૭૮ સીતાના દૃષ્ટિ માર્ગેથી=સીતા જ્યાં જોતી હતી ત્યાંથી.

બેઠેલા આસને મુનિ " ભર્તા સમક્ષ લોકને
બેટા ! નિઃશંક ચારિત્ર્યે કર, " એ એહને કહે. ૭૯
પછી વાલ્મીકિના શિષ્યે આણેલા શુદ્ધ પાણીનું,
આચમન કરી સીતા ઉચરે સત્ય વાણી આ. ૮૦
જો વાણી, મને, કર્મે પતિમાં વ્યભિચાર મેં,
કર્યો ના હોય તો મુને વિશ્વંભરા ! સમાવી દો. ૮૧
સાધ્વીએ એમ કે'તાંજ થએલા ભૂમિછિદ્રથી,
વિદ્યુતજ્યોતિ જેવું ત્યાં તેજોમંડળ નીકળ્યું. ૮૨
નાગફેણે ઉપાડેલા સિંહાસને વિરાજતાં,
ત્યાં અબ્ધિમેખલાવાળાં જન્મ્યાં સાક્ષાત્ વસુંધરા. ૮૩
પતિશું મીટ માંડેલી સીતાને અંક લેઇ તે,
'ના''ના' એમ કહે:તે ત્યાં પેસી પાતાલમાં ગયાં. ૮૪
લેવા પાછી સીતા ચ્હાતા ધન્વીનો કોપ ભૂપ્રતિ,
વિધિના બળના જ્ઞાતા બ્રહ્મા પોતે શમાવતા. ૮૫
ઋષિ વળાવી યજ્ઞાન્તે માન દૈ મિત્રને સહુ,
સીતાના સ્નેહને સ્થાપ્યો રામે તેના સુતો પરે. ૮૬
યુધાજિતતણા કે'ણે તે દેશ સિંધુ નામનો,
વિક્રમી ભર્તને સોંપ્યો શ્રીરામ જનપાલકે. ૮૭
ભરતે તત્ર ગંધર્વો જીતી યુદ્ધવિશેષજ તો,
માત્ર વીણા ગ્રહાવી છે આયુધો સૌ તજાવીને. ૮૮

---

૮૩ અબ્ધિમેખલાવાળાં=કટિપ્રદેશે સમુદ્રોવાળાં. પતિશું. પતિ સામે. તે=પતિ, રામચંદ્ર. ૮૫ ધન્વી=ધનુષ્ય સનાથના. વિધિ=દૈવ. ૮૭ યુધાજિત=ભરતના મામાનું નામ.

તક્ષપુષ્કર પુત્રોને પુરી બે તેજ નામની,
અભિષેક કરી સોંપી રામની પાસ તે ગયા. ૮૯
લક્ષ્મણેયે સ્વપુત્રોને અંગદ, ચંદ્રકેતુ જે,
કારાપથતણા સ્વામી બનાવ્યા રામશાસને. ૯૦
પુત્રોને સ્થાપી તે એમ સ્વામીનો સાથ પામતી,
જનનીઓની શ્રાદ્ધાદિ કરે ક્રિયા જનેશ્વરો. ૯૧
પછી કાળ મુનિવેષે આવીને રામને કહે,
"એકાંતે આપણી વાર્તા જુએ તેને તજો તમે." ૯૨
'ભલે' એમ કહેતા એ નૃપને એ છતો થઈ,
"પધારો સ્વર્ગમાં આપ બ્રહ્માના શાસને" કહ્યું. ૯૩
જાણ્યા છતાં ઉભા દ્વારે લક્ષ્મણે વાત તોડી તે,
રામને મળવા ચ્હાતા દુર્વાસાશાપથી ડરી. ૯૪
યોગને જાણતે તેણે સર્યૂતીરે તજી તનુ,
પૂર્વે જન્મેલ ભ્રાતાની પ્રતિજ્ઞા સાચી તો કરી. ૯૫
ચોથો પોતાતણો અંશ પડેલાં સ્વર્ગવિષે જતાં,
ભૂમિમાં રામજી ઢીલા રહ્યા, ત્રિપાદ ધર્મ શા ! ૯૬
કુશાવતી ભળાવી તે રિપુગજાંકુશ કુશે,
અને શરાવતી સૂકતે સંતાશ્રુ સ્રાવતા લવે. ૯૭

---

૯૧ સ્વામીનો સાથ=દશરથની સોબત. (મૃત્યુ.) જનેશ્વરો=રામલક્ષ્મણ ભરતશત્રુઘ્ન. ૯૪ વાત તોડી=ચાલતી વાતે વચ્ચે આવ્યો. ૯૬ ત્રિપાદ=ત્રણ પાયા વાળો. ૯૭ રિપુગજાંકુશ=શત્રુરૂપી ગજોના અંકુશ જેવો. સંતાશ્રુ=સાધુપુરુષનાં આંસુ. સ્રાવતા=વર્ષાવતા.

સબંધુ સ્થિરધિ સર્યૂ જતાને અગ્નિ લેઇને,
  સ્વામિભાવે ગૃહો ત્યાગી અયોધ્યા પળતી પૂંઠે. ૯૮
કદંબકળી શાં મોટાં પ્રજાઅશ્રુથકી ભીંજયો,
  માર્ગ ગ્રહેજ તેઓનો ચિત્તજ્ઞ કપિરાક્ષસો. ૯૯
વિમાન પ્રાપ્ત થાતામાં ભક્તોપ્રતિ કૃપાળુએ,
  સર્યૂને સ્વર્ગની સીડી બનાવી અનુયાયીની. ૧૦૦
તત્ર ગાયો તરે તેવી ભીડ થૈ ડૂબનારની,
  આથી ગોપ્રતર નામે ખ્યાત તીર્થ થયું જગે. ૧૦૧
સુરોના અંશ પોતાના રૂપને ધારતાં વિભુ,
  દેવો થયા જનો માટે સર્જાવે સ્વર્ગ ત્યાં બીજું. ૧૦૨

## મંદાક્રાન્તા.

દેવોની એ દશમુખશિરોચ્છેદકૃતિ પતાવી,
  ને લંકાના પતિ, પવનના પુત્ર એ બેય થાપી;
કીર્તિસ્થંભો સરીખ ગિરિમાં દક્ષિણે—ઉત્તરેના,
  વિષ્ણુ ધારે સરવ જનના સ્થાનરૂપી સ્વકાયા. ૧૦૩

---

૧૦૧ અર્થાત્ સર્યૂમાં સ્નાન કરવાથી સર્વે સ્વર્ગમાં ગયા. ૧૦૨ રીંછ વાનરરૂપે અવતરેલા દેવો પાછા પોતાના રૂપને પામ્યા. ૧૦૩ દશમુખશિરોચ્છેદકૃતિ=દશમુખ—રાવણનો શિરચ્છેદ કરવાનું કાર્ય. દક્ષિણ ઉત્તરેના ગિરિ=ચિત્રકૂટ અને હિમાલય. સર્વજનનું સ્થાન=કલ્પાન્તે જેમાં સર્વનો લય થાય છે, તે સ્થળ. સ્વકાયા-નિજ મૂર્તિ, અર્થાત્ રામે પાછું વિષ્ણુરૂપ ધર્યું.

# સોળમો—સર્ગ

## —કુશકુમુદ્વતીવિવાહ—

### ઉપજાતિવૃત્ત

પછી બીજા સપ્ત રઘુપ્રવીરે
    જન્મે તથા ગુણુથી જયેષ્ડ છે જે,
તે કુશને ત્યાં કીધ રત્નસ્વામી
    ભ્રાતૃપ્રીતિ એમની કુલરીતિ. ૧

તે સેતુ, ગાયો, ગજ, કૃષિવાળા;
    કર્મે કરી ઉન્નતિ પામનારા,
અન્યોન્યના દેશતણીય સીમા
    ઉલ્લંઘતા ના, ઉદધિ શું કાંઠા ! ૨

દાનપ્રવાહે નહિ થોભતાનો
    વિષ્ણુતણા અંશથી ઉદ્દભવેલો
સામોથી જન્મ્યા સુર હસ્તીઓના—
    પેઠે વધ્યો, અષ્ટ રીતિથી વંશ. ૩

---

૧ સપ્ત=લવ; પુષ્કર. તક્ષક ( ભરતના ) અંગદ, ચંદ્રકેતુ ( લક્ષ્મણના ) શત્રુઘાતી, અને સુબાહુ ( શત્રુઘ્નના. ) ૩ સામોથી= સામવેદમાંથી દિવ્ય હાથીઓનો જન્મ થયો હતો. તેઓ નીચે

ઝાંખા થતાં ત્યાં દીપ અર્ધી રાત્રે
ને સુઇ જાતાં જન, કુશ દેખે;
શય્યા ગૃહે જાગી, અનેરી નારી
પ્રવાસીની સ્ત્રી સમ વેષવાળી. ૪

રાજ્યશ્રી જેની સહુ સાધુ પામે
સબંધુ, જે ઇન્દ્ર સમો પ્રકાશે,
તે શત્રુજેતાની અગાડી આવી
એ હસ્ત જોડે 'જય' શબ્દ બોલી. ૫

દીધા છતાં આગળીઓ નિવાસે
પેઠેલીને, છાંય સમાન આપે,
આશ્ચર્યથી રામતનુજ કે' છે
પૂર્વાર્ધ કાયે તજી સેજ જેણે. ૬

વાસેલ વાસે તું પ્રવેશ પામી,
કિંતુ ન ભાળું તુજ યોગશક્તિ;
આકૃતિ ધારે વળી દુઃખીઓની,
પદ્મિની પીડા જયમ હિમકેરી. ૭

તું કો સલુણી? વળી પત્ની કોની ?
શા કારણે તું મુજ પાસ આવી ?

---

પ્રમાણે આઠ હતા:— (૧) ઐરાવત, (૨) પુણ્ડરીક, (૩)(૪) વામન, કુમુદ, (૫) અંજન, (૬) પુષ્પદંત. (૭) સાર્વભૌમ, અને (૮) સુપ્રતીક.૪ પ્રવાસીઓની સ્ત્રીઓ વસ્ત્રાભૂષણ સજતી નથી. ૭ યોગીનાં જેવું કામ કર્યા છતાં તારામાં યોગપ્રભાવ જણાતો નથી, કેમકે યોગીઓને દુઃખ હોય નહિ, અને તું તો દુઃખી દેખાય છે.

કહે, તું માની યમી રાઘવોનાં
ચિત્તે પ્રવૃત્તિ ન પરસ્ત્રીઓમાં. ૮

નિર્દોષ તે બોલી "નૃપાળ ! જાતાં
સ્વર્ગે પિતાએ, જન સાથ લેતાં,
અનાથ તે પુરીતણી અધુના
તું જાણ મુને અધિદેવતા આ." ૯

સુરાજ્યથી રક્ષિત ઉત્સવોની
ઋદ્ધિથકી મેં અલકા લજાવી,
તું સૂર્યવંશી સહુ શક્તિશાળી
હોવા છતાં દીનદશા હું પામી. ૧૦

તૂટયાં અગાશીય, અટારી, મ્હેલો,
રાજા વિના ભગ્ન મુકામ મારો,
યથોજ, વંટોળ ઊઠે શું મેઘો.
ડુબ્યો રવિ જ્યાં, સમીસાંજ જેવો. ૧૧

રાત્રે ઝણુકે મધુરાં નુપૂરો
ફરી રહે જ્યાં અભિસારિકાઓ,
તે રાજમાર્ગે મુખઅગ્નિથીજ
શોધી રહી રોતી શિઆળ માંસ. ૧૨

---

૮ માની=સમજીને.૯ જન સાથ લેતાં=ઘણા માણસો રામ પાછળ સ્વર્ગે જવાથી. ૧૧ મેઘો સાથે મહેલો, રવિ સાથે રવિવંશી કુશ, અને સમીસાંજ સાથે અયોધ્યાની બંધબેસતી સરખામણી છે. ૧૨ મુખ-અગ્નિ=મોંમાંની રતાશરૂપી અગ્નિ.

વાગ્યાથી થાપો વનિતાકરાગ્રે
મૃદંગના ધીર સુરોથી ગર્જે,
તે વાવવારિ વગડાઉ પાડે
શૃંગે અફાળ્યું હુમણાં બગાડે. ૧૩
વૃક્ષે વસે, વાસની દાંડી ભાંગ્યે
મૃદંગનાદો મટતાં ન નાચે;
દવાગ્નિથી પીંછ બળી ગએલા
રાની બન્યા છે મયૂરો ક્રીડાના. ૧૪
જ્યાં સીડીવાટે વળી સુંદરીઓ
રંગેથી રંગ્યા મૂકતી'તી ચર્ણો,
ત્યાં મુજ માર્ગે પગ વાઘ મૂકે
મારી મૃગો રક્તદૂષિત હાવે. ૧૫
ચિત્ર્યા ગજો પદ્મવને રહેલા,
ને હાથણીથી બિસભાગ લેતા;
નખાંકુશે કુંભજ ચીરનારા
ક્રોધી સિંહોના ફરી ઘાવ સ્હેતા. ૧૬
ઉડી જતાં રંગ પડેલી ઝાંખી
સ્તંભો પરે પુતળીને સ્ત્રીઓની.

---

૧૪ વાસ=મોરોની બેઠકો. ૧૬ બિસભાગ=કમળના દાંડા. ચિત્રેલા=પદ્મોનાં વનમાં હાથીઓપર ગામમાં પેસી ગએલા સિંહો ત્રાપો મારે છે, પણ નખમાં માંસ નહિ આવવાથી ક્રોધ કરીને ફરી ઘા કરે છે. ૧૭ અત્રાવરૂ થઇ ગએલ મકાનોની પત્થરની કોતરેલી પુતળીઓમાં સાપની કાંચળીઓ વીંટાય છે.

સર્પોતણી કાંચળીનાજ પટ્ટા
ચોંટી સ્તને કંચુકી થૈ રહેલા. ૧૭

અહીં તહીં ઘાસ બહુ ઉગ્યું; મે
કાળે કરી શ્યામ ચુનો થયો તે,
મ્હેલે નિશે મોતી શું ગૌર કિર્ણો
પામે ન વૃદ્ધિ અવ ચંદ્રનાં તો. ૧૮

નમાવીને ડાળી દયાથી જેનાં
વિલાસી વામાથી ફૂલો ચૂંટાતાં,
તે મારી ઉદ્યાનલતા પીડાતી
રાની ભીલો, ને વળી વાનરોથી. ૧૯

રાત્રે પ્રભા દીપની દેખતા ન,
દિનેય કાન્તામુખકાન્તિ હીન;
ને ધૂમ ફેલાઇ ન જાય તેવા
ગોખો કુમિજાળથકી છવાયા. ૨૦

બલિક્રિયા વિહીન રેતીવાળાં,
ન સ્નાનનો સંગ પછીથી પામ્યાં;
તીરે સૂનાં વેતસવાસવાળાં
દેખી દુભું સર્યૂજળો હું હાવાં. ૨૧

---

૧૮ અવ=હમણાં. ૨૦ કૃમિજાળ=કરોળીઆનાં જાળાં. ૨૧ સ્નાનનો સંગ=સ્નાન કરવાથી શરીરના સુગંધી લેપાદિ પદાર્થોથી પાણી પણ સુગંધી થતાં. વેતસવાસ=વિલાસી લોકોએ કપડાં વગેરે મૂકવા બાંધેલી નેતરની કુટીઓ.

તો યોગ્ય છે, આ તું પુરી તજીને
તે રાજધાની મુજ આવવાને,
કાયા તજી કાર્યમિષે ધરી તે
તારા પિતા જેમ ઉપેન્દ્રરૂપે. ૨૨
સ્વીકારી 'વારુ' વદીને વિનંતિ
રઘુપ્રમુખે થઈ ખૂશ તેની,
પુરીય ખુશાલી મુખે બતાવી
કાયાની સાથેજ અલોપ થાતી. ૨૩
અદ્‌ભુત તે રાત્રિની વાત ભૂપે
કહી સભામાં દ્વિજને સવારે,
સૌ સૂણી એને કુલરાજધાની
પોતે પતિત્વે વરતાં વખાણે. ૨૪
કુશાવતી સોંપીજ શ્રોત્રિયોને,
લેઈ જનાનો અનુકુલ દિને.
જતો અયોધ્યા પ્રતિ સૈન્ય સાથે
વાયુ સમો વાદળજૂથ લૈ તે ! ૨૫
ધજાતણી હાર બની બગીચા,
હસ્તી પૂંઠેના ગિરિ શા ક્રીડાના;
ને જ્યાં રથો મ્હેલ બન્યા પ્રયાણે.
સેના બની ચાલતી રાજધાની. ૨૬

---

૨૨ કાર્યમિષે=સુરકાર્ય કરવા માટે; રામચંદ્રજી મનુષ્ય દેહ તજીને વિષ્ણુરૂપમાં ગયા હતા. ૨૫ શ્રોત્રિય=વેદવેત્તા બ્રાહ્મણ.

છત્રી સમા નિર્મળ બિંબવાળે
વ્હેલો કર્યો સૌન્યપ્રવાહ પૂર્વે,
ઉગેલ ઇંદુથી તટે ચઢાવ્યા
મહા પયોધિ સમ ભાસતો હા ! ૨૭

પ્રયાણકર્તા નૃપના ચમૂની
પીડા સહી ના શકતી ધરિત્રી,
વિષ્ણુતણા દ્વિતીયપાદ—વ્યોમે
રેણુરૂપે તે ચઢી જાતી જાણે ! ૨૮

તૈયાર થાતી પળવા પૂંઠેથી,
અગ્રે ગઈ, ને પથમાં પળંતી;
દેખાય સેના નૃપકેરી જ્યાં જ્યાં
જણાય આખી મતિનેજ ત્યાં ત્યાં. ૨૯

સેના ગજોના મદવારિથી ત્યાં,
ને અશ્વકેરી ખરી વાગી રે'તાં;
રેણુ ધરે કાદવનું સ્વરૂપ,
વળી ધરે કાદવ રેણુરૂપ. ૩૦

શોધી રહી મારગ વિંધ્યખીણે
વ્હેંચાઇ સેના બહુ ભાગથી તે.

---

.૭ શ્વેત છત્રરૂપી નિર્મળ બિંબ. ચંદ્ર ઉગતાં સમુદ્રનાં પાણી કાંઠે ભરાય છે. ૨૮ આકાશને વામનપુરાણમાં વિષ્ણુના બીજા ચરણરૂપ ર્ણવ્યું છે. ૨૯ મતિને=જોનારની નજરને. ૩૦ મદ ભળવાથી તીનો કાદવ બની જાય છે, અને કાદવ પાછો ઘોડાના ડાબલા ાગવાથી સૂકાઇને રજ થઈ જાય છે.

મ્હાઘોષવાળી નદી નર્મદા શી
ગુફામુખોને પડઘે ભરંતી. ૩૧

ગેરુ વટાતાં રથચક્ર રાતાં
કરી, પ્રયાણે સ્વરમિશ્ર વાજાં,
ભીલોની ભેટો વળી ભાળી પોતે
ભૂપાળ તે વિંધ્યભૂમિ વટાવે. ૩૨

તે તીર્થમાં હસ્તીપૂલો રચીને
ગંગા નદી ઊતરતાં જ એને,
ભ્રાતા અનાયાસથી ચામરો તો
આકાશગામી ચલપક્ષ હંસો. ૩૩

કપિલકોપે વપુ પુર્વજોનાં
થયાં હતાં ભસ્મજ સાવ પ્હેલાં,
તેઓની મુક્તિનું નિમિત્ત જે, તે
નાવે કપાતા જળને નમે છે. ૩૪

એ રીત કાપી પથ કૈં દિને તે
આવી પહોંચ્યો કુશ સર્યૂ કાંઠે,
ત્યાં યજ્ઞકર્તા રઘુવંશીઓના
વેદિમહી યૂપ અનેક જોયા. ૩૫

---

૩૨ સ્વરમિશ્ર=અવાજથી ભરપુર. વાજાં=સેનામાં વપરાત ભેરી, ઢોલક વગેરે. 'કરી' શબ્દનો ઉપયોગ પહેલી તથ બીજી એમ બન્ને પંક્તિમાં કરવાનો છે. ૩૩ ચલપક્ષ=ચપ પાંખોવાળા. ( હંસોનું વિશેષણ. )

ધ્રૂજાવી શાખા કુસુમદ્રુમોની,
ને સર્યૂના શીત તરંગ ભેટી;
ઉદ્યાનવાયુ કુળપુરીનો તો
જતો હતો શ્રાન્ત ચમૂની સામો. ૩૬

શરો ખૂંપ્યાં શત્રુવિષે જ જેનાં,
ને લોકબંધુ વળી વંશમુખ્ય;
અલિષ્ઠ ભૂપે ફરકાવી ઝંડા
પુરી સમીપે દળ તેહ થાપ્યાં. ૩૭

નૃપે નીમ્યા નિપુણ શિલ્પીજૂથે
સો સાધને શૂન્ય સમી પુરીને,
નવી બનાવી, જ્યમ વારિ વર્ષી,
મેઘો ઉનાળાથકી ઉની ઉર્વી. ૩૮

અમૂલ્ય ત્યાં મૂર્તિવતી ગૃહોની
પુરીની પૂજા પશુનાં બલિથી,
રઘુ—પ્રવીરે પછી ઉપવાસી
વાસ્તુવિધિજાણ કને કરાવી. ૩૯

કામી શું કાન્તામનમાંહી એણે
પ્રવેશીને રાજમહેલ માંહે,
સન્માન દીધું સહુ મંત્રિઓને
યથાક્રમે યોગ્ય મહેલ દૈને. ૪૦

---

૩૬ શ્રાન્ત=થાકેલાં. ૩૭ ખૂંપ્યાં=પેસી ગયાં. ૩૮ ઉર્વી=પૃથ્વી. ૩૯ અમૂલ્ય મૂર્તિવાળાં ઘરોવાળી નગરી.

અશ્વાલયે વાસ કરેલ અશ્વે,
બાંધ્યાથી વિધિથી ગજોય થંભે;
ને મૂકતાં માલ બજારમાં, તે
આભૂષણે નારી સમી સુહાયે. ૪૧

પુરાણી શોભા ફરી ધારી રે'લી
તે પુરીમાંહી રહી રાઘવોની,
ધરી સ્પૃહા કાંઇ ન મૈથિલેયે
સ્વર્ગેશની કે અલકેશનીયે. ૪૨

મઢયા મણિએ જહીં વસ્ત્રમાં, ને
ગોરા સ્તને હાર સુદીર્ઘ ઝુલે,
શ્વાસે ઉડે વસ્ત્ર જ, વેશ એની
પ્રિયા પઢાવા ઋતુ ગ્રીષ્મ આવી. ૪૩

અગસ્ત્ય તારાવતી દક્ષિણેથી
સમીપ જાતાં રવિ, ઉત્તરાએ
આનંદશીળાં નયનાશ્રુ જેવી
હિમાલયેથી હિમધાર છોડી. ૪૪

---

૪૩ મઢયાથી માંડીને વસ્ત્ર સુધી બધાં વેશનાં વિશેષણો છે. મતલબ કે તેની પ્રિયાઓને વેશપરિધાનનું કાર્ય શીખવવા ગ્રીષ્મઋતુ આવી. ૪૪ અગસ્ત્ય નામનો તારો દક્ષિણમાં છે. ઉત્તરદિશા સવિતા નારાયણની પ્રિયતમા છે, અને દક્ષિણ તેની સપત્ની છે. તેની પાસેથી ફરી પોતા પાસે આવવાથી ઉત્તરાને જળના ઓઘ છૂટે છે.

બહુ તાપવાળો બનતો દિને, ને
　　રાત્રિ બહુ ક્ષીણ થએલી નિશ્ચે,
વિરોધી કાર્યોથી જુદાં થએલાં
　　શું દંપતી શોકથકી ભરેલાં ! ૪૫
દિને દિને ત્યાં ઘરવાવપાણી
　　સેવાળવાળું પગથાર ત્યાગી,
નીચું જઇ તે થયું, પદ્મદંડ
　　ધારી ઉંચા, નારીનિતંબતુલ્ય. ૪૬
વને ફળી સાંજની મલ્લિકાની
　　વિકાસથી ઉત્કટ વાસવાળી,
પ્રત્યેકના ઉપર પાય મૂકી
　　ભૃંગો કરે ગુંજી ગણત્રી એની ! ૪૭
સ્વેદે ભીંજાએલ નખક્ષતાળા
　　કપોલમાં પાંખડી ચોંટી રે'તાં,
કામિનીકર્ણોથી ખરેલ તોએ
　　શિરીષનાં પુષ્પ પડે ન સ્હેજે. ૪૮
ચારે પ્રવાહોની વચે રહેલી,
　　અને વળી ચંદનથી રસેલી;

---

૪૫ દિવસ અને રાત્રીને પતિપત્ની સાથે ઘટાવ્યાં છે. પતિ ક્રોધી બની દુઃખ દેતાં પત્ની શોષાઇ દુબળી પડી જાય છે. ૪૭ મલ્લિકા=સાંજે પ્રફુલ્લિત થતી એક જાતની વેલ. ૪૮ સ્હેજે=તરતજ.

મણિશીલાપેં સૂઇ લક્ષ્મીપુત્રો
ધારાગૃહે તાપ નિવારતા તો. ૪૯
સ્નાને ભીંજ્યા, મૂક્ત કર્યા સૂકાવા,
પછીથી મલ્લિકફૂલે ગૂંથેલા;
કેશે સ્ત્રીઓના હીનવીર્ય કામે
વસંત જાતાં બળ માન્યું પોતે. ૫૦
પરાગ પાકયાથકી કૈંક પીળી
અર્જુનની મંજરી દીર્ઘ શોભે,
બાળ્યા છતાંયે વપુ શિવજીએ
શું કામના ચાપની દોરી કાપી ! ૫૧
સુગંધી આમ્રાંકુર, મદ્ય જુનું
અને નવું પાટલપુષ્પ રૂડું;
સર્જાવી સાથે વિષયી જનોના
દોષો હણે શું સહુ ઋતુ ગ્રીષ્મા ! ૫૨
કઠિન તે કાળવિષે જનોના
થતા હતા બેઉ વિશેષ પ્યારા,
નૃપાળ, ને ચંદ્ર ઉદે થએલા
સેવ્યાથી પાદો પીડ કાપનારા ૫૩

---

૫૦ પોતાને સહાયકર્તા વસંતઋતુની વસ્તુઓ અત્યારે નહિ હોવાથી તે ફક્ત કેશકલાપમાં આશરો લે છે. ૫૨ પાટલ પુષ્પ=એક જાતનાં રાતાં ફૂલ. ૫૩ રાજાની પાદસેવા કરવાથી દરિદ્રતા રૂપી પીડા ટળે, અને ચંદ્રનાં કિરણો સેવ્યાથી ઉકળાટરૂપી પીડા ટળે. પાદો= (૧) ચરણો, (૨) કિરણો.

જ્યાં લોલ લ્હેરે મદમસ્ત હંસો,
જે ન્હાવતું રોધ્રલતા કુસુમો:
તે ગ્રીષ્મકાળે સુખદા નદીને
તીરે સ્ત્રીઓ સાથ વિહાર ઇચ્છે. ૫૪
તેને તીરે તંબુ તણાવી, ત્યાંથી
માછીની પાસે મગરો કઢાવી;
તે સર્યૂમાં શ્રી–મહિમા પ્રમાણે
ન્હાવા જતો વિષ્ણુ સમો પ્રભાવે. ૫૫
આરા તટે ઉતરતાં ઘસંતી
અન્યોન્યકેરાં બહુ બાજુબંધો,
નુપૂરના નાદવતી સ્ત્રીઓથી
તે બીક પામી નદી હંસવાળી. ૫૬
પરસ્પરે પાણી ઉડાડનારી
સ્ત્રીઓતણો સ્નાનસુરાગ જોવા,
નાવે ચડેલો નૃપ એ કહે છે
પાસે ઉભી ચામરવાળી સ્ત્રીને. ૫૭
જે સેંકડો મારી સખીથી ડોળ્યા,
ને અંગના લેપ જહીં ગળેલા;
તે આ પ્રવાહો બહુ રંગ પોષે
સંધ્યા ખીલે છે જયમ અભ્રસાથે. ૫૮

---

૫૪ રોધ્રલતા=એક જાતની વેલી. ૫૫ રાજાનો વિહાર થતાં પહેલાં નદી, વન વગેરેને નિર્ભય કરવામાં આવે છે. ૫૬ આરાતટે=કિનારાપરના ઓવારાપર.

ડોળાઇ નાવે હરી લીધ નીરે
        કામાતણું કજ્જલ સર્વ રીતે,
તેણે પુરીને મહરાગ—શોભા
        વિલોચને વાળી દીધુંય સારું. ૫૯
ભારે નિતંબેય, અને સ્તને જે
        ઉપાડવા દેહ અશક્ત છે, તે
કડાં ઉંડાં પેસી ગએલ હાથે
        રાગે ભરેલી તરતી પરાણે. ૬૦
શિરીષનાં ભૂષણ જે શ્રુતિનાં
        સરી પડેલાં જળસુંદરીનાં,
નદીપ્રવાહે તરતાં ઠગે તે
        સેવાળના લાલચુ આ મીનોને. ૬૧
પાણીથપાટે મશગુલ તેના
        મોતીની શોભા ધરતા જલોના,
સ્તનો પરે ઉડી રહ્યા કણોમાં
        તૂટયા છતાં હાર નહિ જણાતા. ૬૨
આવર્તકાન્તિ નીચી નાભિકેરી,
        લ્હેરો ભવાંની, ચકવા સ્તનોની,
વિભાગ રૂડા રૂપસુંદરીના
        આવ્યા સમીપે ઉપમાનની આ. ૬૩

---

૫૯ સ્ત્રીઓની આંખમાંની મેશ ધોવાઇ જાય છે પણ પાણી છાંટવાથી રાતી થાય છે. ૬૩ આવર્તકાંતિ=ઘુમરીની શોભા; ચક્વા=ચક્રવાક મિથુન. ઉપમાન અને ઉપમેય એ સ્થળે સંકળિત થયાં એમ કહેવું છે.

કલાપ ઊંચા કરી તીરમોરે
　　મધુરી કેકાથી વખાણિયો જે,
વારિમૃદંગધ્વનિ તે સ્ત્રીઓનો
　　કાને પડે ગીત પછી સુરીલો. ૬૪
નારીનિતંબે પટ ચોંટવાથી
　　શશીપ્રકાશે ક્ષીણ તારલા શી,
આ મેખલાં ભૂષણ મૌન ધારે
　　સૂત્રોતણા માર્ગ પૂરાઇ નીરે. ૬૫
હસ્તોથી ગર્વે જળ છાંટનારી
　　સખીથકી પાછી સુખે સિંચાતી,
સીધી અણીના અલકેથી પોતે
　　કુંકુમવર્ણાં જળબિંદુ છાંટે. ૬૬
કેશો છૂટ્યા ને ગળી ચિત્ર શોભા,
　　તૂટી પડયાં ભૂષણ મોતીનાં જ્યાં.
તે સ્ત્રીમુખોનું રૂપ રમ્ય લાગે
　　વારિવિહારેથી પીડિત તોએ. ૬૭
વિમાન શા નાવથી ઉતરીને
　　ઝુલાવીને હાર રમે સ્ત્રીમાં તે,
કાંધે નલિની ધરતો ઉખાડી
　　હસ્તિનીઓશું વગડાઉ હસ્તી ! ૬૮

---

૬૪ તીરમોરે=કાંઠા પરના મોરોએ. વારિમૃદંગધ્વનિ=વારિરૂપ મૃદંગનો સ્વર. ૬૫ માર્ગ=કાણાં. મેખલાનાં મોતીને તારા ગણ્યાં છે. મેખલાઓમાં પાણી ભરાઇ જવાથી તે રણકતી નથી. ૬૭ ચિત્રશોભા=ગાલ ઉપર ચિતરેલી પત્ર જેવી આકૃતિ.

ઓજસ્વી એ ભૂપતિસાથ પામી
સો સુંદરીઓ સુવિશેષ શોભી,
આનંદકારી મણિ એકલો જો
કે'વું જ શું ઈન્દ્રનીલે મઢે તો ! ૬૯

પ્રેમેથી તેને પીચકારી લૈને
દીધાક્ષી રંગીન જળેથી છાંટે,
તેવો ઉભો તે બહુ શોભી રે'છે
ગેરુઝરંતો ગિરિરાજ હોયે ! ૭૦

લૈને જનાનો વનિતાસખા એ
કરે ક્રીડા શ્રેષ્ઠ નદીની માંહે,
શું સ્વર્ગગંગામહીં ખેલનારા
સ્વર્ગસ્ત્રીવીંટયા સુરનાથ—લીલા ! ૭૧

અગસ્ત્ય પાસેથી મળેલું, રામે
ને રાજ્ય સાથે કુશને દીધું જે,
તે ખેલતાં ભૂષણ વારિમધ્યે
અજાણતાં ડૂબ્યું જયદાયી કંઈ. ૭૨

યથેચ્છ નાહી સહુનારી સાથે
તે તંબુવિષેજ જતાં મહીપે,

---

૬૯ ઈન્દ્રનીલ=નીલમની એક જાત. સ્ત્રીઓને મણિ અને કુશને ઇન્દ્રનીલ સાથે ઘટાવ્યાં છે. કુશ તેના પિતાની પેઠે શ્યામળો હતો.

વસ્ત્રો પહેર્યાં પૂરવે નીહાળ્યો
સ્વબાહુ તે દિવ્ય કડા વિનાનો. ૭૩
જયશ્રીનું તે વશીકારી હોઇ
પ્હેર્યું પિતાએ પૂરવેજ તેથી,
સહે ન હાનિ નૃપ એ, ન લોભે
એ ભૂષણો પુષ્પ શું ધીર માને. ૭૪
તારા નદીના સહુ ઢીમરોને
તે શોધવા શીઘ્ર નૃપાળ કે' છે;
નિરાશ થાતાં સરયૂ ઘુમી તે
કે' ભૂપને ખૂશ ખુશાલ મુખે. ૭૫
કીધા પ્રયત્નો, પણ આપકેરૂં
જળે ડૂબ્યું ભૂષણ દેવ! નાવ્યું,
ધરાતણા વાસી કુમુદ નાગે
લોભેકરી તેહ લીધેલ લાગે. ૭૬
પછી ધનુર્ધારી ધનુ ચઢાવી
ચક્ષુ કરી લાલ પીળાંજ કોપી,
તીરે જઇ નાગવિનાશ માટે
ગ્રહે ગરુડાસ્ત્ર સમર્થ પોતે. ૭૭
તે સાંધતામાંજ ધરો શું ત્રાસે
તરંગ શા હસ્ત હલાવી ગાજે,
તોડી તટો ઘોર રવેથી જાણે
ખાડે પડયો રાની કરી બરાડે! ૭૮

---

૭૫ તારા=તરવૈયા; ઢીમર=માછીમાર. હાથ ન આવ્યું છતાં તે ક્યાં ગયું તે જાણીને ખૂશ થએલા. ૭૮ કરી=હાથી.

મથ્યા નિધિ શા ઝટ તે ધરાથી
　　પામ્યા પીડા જ્યાં મગરો બળેથી,
આવે સુકન્યા લઈ નાગનાથ
　　લક્ષ્મીની સાથે જયમ પારિજાત ! ૭૯

હસ્તે ગ્રહી ભૂષણ આપતા એ
　　એને નિહાળી મનુજેશ્વરે એ
ગરુડકેરા શરને નિવાર્યું,
　　સંતો ખરે નમ્ર પરે દયાળુ ! ૮૦

એ અસ્ત્રવેત્તા કુમુદે નમાવી
　　માને ઉંચું શિર છતાંય કીધું
શિરે અભિષિક્ત, ઉપેન્દ્રપુત્ર.
　　તે શત્રુના અંકુશ કુશનેજ. ૮૧

કાર્યાર્થ થયા માનવ તે હરિનું
　　બીજું વપુ આ સુતરૂપી જાણું,
તો હું શી રીતે તમ પૂજ્યકેરી
　　પ્રીતિવિષે આચરૂં વિઘ્ન કોદી ? ૮૨

ઉછાળતાં ઉચ્ચ દડો સ્વહસ્તે
　　કુતૂહલે આ લહી બાલિકાએ,
લીધું ધરેથી પડતું તમારૂં
　　જયી કડું, વ્યોમથી તારલા શું ! ૮૩

---

૭૯ સમુદ્રમંથનટાણે પરિજાત સાથે લક્ષ્માદેવી નીકળ્યાં હતાં.
૮૧ કીધું=કર્યું. ૮૫=નિજદોષ=ભૂલથી કડું લીધું તે વાંક.

જયાઘાતરેખા—રૂપી ચિહ્નવાળા,
ને પ્હોંચતા જાંઘ સુધી તમારા;
ભૂમિની રક્ષામહીં આગળા શા
સમર્થ ભુજે ફરી શોભજો આ. ૮૪

ભૂપાળ ! સેવી ચરણો તમારા
સહાય ઇચ્છે નિજ દોષ ધોવા,
તે મારી આ બ્હેન કુમદ્વતીને
ના લેવી, એ ના ઘટતું તમોને. ૮૫

વસંતતિલકા

એવું કહી કુમુદ ભૂષણ આપતો,ને
કન્યારૂપી કુલનું ભૂષણ તેય આપે;
બંધુની સાથ ભૂપને, કુશ ત્યાં કહેતો
"કુમુદ ! છો શુભ સગા તમ માહરા તો."૮૬

મંદાક્રાન્તા.

તેનો ઝાલ્યો, ઉંચી શિખવતા વહ્નિની પાસ જ્યારે,
દામ્પત્યાર્થે,ઊનની ચૂડીનો હસ્ત ભૂપેજ, ત્યારે
વ્યાપી ર'તો દશ દિશવિષે દિવ્ય દુંદુભિ ઊઠયો,
ને વર્ષાવે પછી સુમધુરાં પુષ્પ અદ્દભુત મેઘો. ૮૭

આથી નાગે ત્રિભુવનપતિપુત્ર—સંબંધ સાંધી
ને તેનોએ નરપતિ કુશે પાંચમા—તક્ષકેથી;
એકે ભીતિ પિતૃવધરિપુ-ભુજગારિની ત્યાગી,
ને બીજે થૈ પ્રિય જનતણો શાન્તસર્પી ભૂપાળી. ૮૮

---

શિખ=શિખા,જવાળા.૮૮ભુજગારી=ગરુડ.શાન્તસર્પી=સર્પની પીડા વિનાની.

# સત્તરમો-સર્ગ.

## — અતિથિવર્ણન —

### અનુષ્ટુભ્

અતિથિ પુત્રને પામી કાકુત્સ્થેથો કુમુદ્વતી,
પાછલા રાત્રિયામેથી બુદ્ધિ જેમ વિશુદ્ધિને. ૧
પિતાવાળે કીધા વંશો પવિત્ર માતતાતના,
દક્ષિણોત્તરના માર્ગો તેજસ્વી સવિતા જયમ. ૨
કુળવિદ્યાતણો અર્થ અર્થજ્ઞોમાંહી ઉત્તમ,
તાતે પ્હેલો ગ્રહાવ્યો છે, પછી નૃપાત્મજાકર. ૩
શૂર, સંયમી, કુલીન કુશે એક સ્વજાતને.
માની અનેક એ શૂરા યમી કુલીન પુત્રથી. ૪
કુલોચિત સહાયે તે એકદા ઇન્દ્રની ગયો,
દુર્જય દૈત્યને રોળી, સંગ્રામે તેહથી પડયો. ૫

---

૧ રાત્રિયામ=રાત્રિનો પ્રહર. ૨ દક્ષિણોત્તર=દક્ષિણ અને ઉત્તર. દક્ષિણાયનમાંથી ઉત્તરાયણના સૂર્ય થતાં, તે બેઉ દિશાઓને પવિત્ર કરે છે. ૩ અર્થજ્ઞ=ઓસંગ્રહાદિ ક્રિયા પ્રયોજનના અર્થને જાણનાર. નૃપાત્મજાકર=રાજકુમારીનો હાથ. ૫ કુલોચિત=કુળને યોગ્ય. ઐક્ષ્વાકુઓ હમેશાં ઇન્દ્રને સહાય કરતા.

કુમુદ નાગરાજાની બ્હેન એને કુમુદ્વતી,
કૌમુદી કુમુદાનંદ શશીને શું ! અનુસરી. ૬
પડાવ્યો ભાગ બેમાંથી એકે ઇન્દ્રસિંહાસને,
બીજી શચીસખી થૈને લે ભાગ પારિજાતનો. ૭
રણે જનાર સ્વામીના છેલ્લા આદેશને સ્મરી,
સ્થાપ્યો વૃદ્ધ અમાત્યોએ રાજ્યે તેના તનુજને. ૮
તેહના અભિષેકાર્થે રચાવે મંત્રિ શિલ્પીથી,
નવીન ઉંચી વેદિનો મંડપ ચાર સ્તંભનો. ૯
ત્યાં સુવર્ણતણા કુંભે ભરેલાં તીર્થવારિ લૈ,
ઉભા, સિંહાસને બેઠા એની પાસે અમાત્ય સૌ. ૧૦
મીઠા, ગંભીર, ઘોષેથી ઠોકાતાં વાદ્યનાં મુખે,
મનાય તેનું કલ્યાણ અવિચ્છિન્ન થવાનું તે. ૧૧
દુર્વા, યવાંકુરો, છાલ વડની, કુણી ટીશીથી,
કરેલી જ્ઞાતિવૃદ્ધોએ આરતી ભૂપ તે લીએ. ૧૨
જયકારી અથર્વોથી જયશાળી અતિથિનો,
પુરોહિતાદિ વિપ્રોએ આરંભ્યો અભિષેક ત્યાં. ૧૩
તેના શિરે થતી ધારા મહાન અભિષેકની,
શબ્દેથી શોભતી, જાણે ગંગા શી શંભુના શિરે. ૧૪

---

૬ કૌમુદી=ચાંદની. કુમુદાનંદ=કુમુદાનંદ—રાત્રિકમળને આનંદ આપનાર. ચંદ્રિકા ચંદ્રથી વિખુટી પડતી નથી તેમ કુમુદ્વતી કુશથી છુટી ના પડી. અર્થાત્ સતી થઇ. ૧૧ અવિચ્છિન્ન=અખંડ, એક પછી એક ચાલ્યું આવતું. ૧૩ અથર્વો=અથર્વ વેદના મંત્રો. આ મંત્રો રાજાને શત્રુ સામે વિજય અપાવતા. ૧૪ શબ્દેથી=પડવાના અવાજે કરી.

સ્તવાતો તે ક્ષણે શોભે અતિથિ બંદિઓ વડે,
　વર્ષતા મેઘની પેઠે વખણાએલ ચાતકે. ૧૫

શુદ્ધ. મંત્રિત પાણીથી સ્નાનકર્તા અતિથિની,
　કાન્તિ મનોજ્ઞ લાગે ત્યાં, વૃષ્ટિથી વીજવહ્નિ શી. ૧૬

સ્નાતકોને દીધું તેણે યજ્ઞાન્તે ધન એટલું.
　જેટલે એમના યજ્ઞો દક્ષિણાથી પુરા બને. ૧૭

પ્રસન્ન ચિત્તવાળા એ તેને જે આશિષો દીએ,
　તેને પાછી કરે એવાં પૂર્વ પુણ્યતણાં ફળો. ૧૮

છેદો બંધન બદ્ધોનાં વદ્ધોનો વધ ના કરો,
　છોડો ધુરાથી ધોરીને, કહે એ ગાય ના દૂહો. ૧૯

પૂરેલાં પાંજરે પક્ષી, ક્રીડાનાં શુક આદિ સૌ,
　આજ્ઞાથી મુક્ત થૈ તેની, યથેષ્ઠ ઉડતાં થયાં. ૨૦

મ્હેલના આંગણે મૂકયા વિશુદ્ધ હાથીદાંતના,
　બીછાવ્યા આસને બેઠો પોતાનાં વસ્ત્ર પ્હેરવા. ૨૧

---

૧૬ વીજવન્હિ=વીજળીના ચમકારા. ૧૭ સ્નાતક ગૃહસ્થ બ્રાહ્મણો. બ્રહ્મચારી બ્રાહ્મણોને દાન લેવાની મનાઇ હતી. ૧૮ એ=સ્નાતકો. તેમણે દીધેલી આશિષો કરતાં વધી જાય તેવાં તેના પૂર્વજોના પુણ્યફળ હતાં. ૧૯ બદ્ધ=બંદિવાન. વધ્ય=જેમને દેહાંત શિક્ષા થઇ હોય તે. ધોરી=બળદ, કે તેના જેવાં બીજાં ભારવાહી પશુ. ગાયો ના દો'વાનું કારણ વાછરડાંને પેટપુર દૂધ મળે તે હતું.

પખાળી પાણીથી પાણિ વસ્ત્રનિષ્ણાત વસ્તુ લ,
ધૂપે સૂકા કંઇ કેશો જેના તે થડમાં ઉભા. ૨૨
મોતીની સેરથી બાંધ્યા, ને જેમાં પુષ્પમાળ છે,
તે કેશને પ્રભાવાળા માણેકે તે સજાવતા. ૨૩
ને કસ્તુરીથી સુગંધી ચંદને અર્ચી અંગને.
પછીથી ચિતર્યાં પત્રો તેમાં ગોરોચના વડે. ૨૪
હંસચિહ્નિત દુકૂલો, માળા, ભૂષણ ધારતો.
જોવા જેવો થયો પોતે સ્વામી એ રાજ્યલક્ષ્મીનો. ૨૫
સુવર્ણદર્પણે જોતો શોભે વેશ સજેલ તે,
મેરુમાં ઉગતા સૂર્યે કલ્પવૃક્ષની છાય શો ! ૨૬
રાજચિહ્નો ધરી હસ્તે તે દાસો સાથ જાય તે,
સુધર્મા શી સભામાંહે જય જેનો ભણે જનો. ૨૭
ત્યાં પિતૃઆસને બેઠો જે ચંદ્રવાથી શોભતું,
રાજાઓના ચૂડારત્ને પાદપીઠ ઘસાઇ તે. ૨૮
તેને બેઠે બહુ શોભે માંગલિક સભાગૃહ,
શ્રીવત્સલક્ષણે યુક્ત વિષ્ણુવક્ષ શું કૌસ્તુભે ! ૨૯

---

૨૨ પખાળી=ધોઇને. પાણિ=હાથ. વસ્ત્રનિષ્ણાત=વસ્ત્રાલંકાર સજાવવામાં કુશળ. ધૂપ=સુગંધી દ્રવ્યનો ધુમાડો, અથવા તાપ. કંઇ=થોડા. ૨૪ ગોરોચના=ગોરૂં ચંદન, ગાયની નાભિમાંથી નીકળતું એક જાતનું સુગંધી દ્રવ્ય. ૨૫ હંસચિહ્નિત=હંસનાં ચિત્રવાળું. ૨૭ સુધર્મા=દેવસભા. ૨૮ ચૂડારત્ન=માથાના મુગટના મણિ.રાજાઓ માથાં નમાવે તેથી માથાના મણિ પાદપીઠને લાગતાં તે પાદપીઠ ઘસાઇ હતી. ૨૯ શ્રીવત્સલક્ષણે=શ્રીવત્સ નામનું ચિહ્ન.

યૌવરાજ્યથી સામ્રાજ્ય પામી તે તુર્ત શોભતો,
રેખાભાવ તજી ચંદ્ર પામે છે જેમ પૂર્ણતા. ૩૦
પ્રસન્ન મુખ રાખ્યાથી, હસીને બોલવા થકી,
સેવકો માનતા તેને વિશ્વાસ મૂર્તિમંત શો. ૩૧
ઐરાવતસમા તેજી હસ્તીએ ચઢો ઇન્દ્ર શો,
કલ્પદ્રુમધજાવાળી પુરીને સ્વર્ગ શી કરે. ૩૨
તેહ એકતણા શિરે ઉન્નત સ્વચ્છ છત્રથી,
કુશકેરી વિયોગોષ્મા આખાએ જગની ટળી. ૩૩
વહ્નિ ધૂમ પછી જ્વાળા, કિર્ણો સૂર્ય ઉગ્યા પછી,
તેજોનો માર્ગ ત્યાગી એ ઉગ્યો ગુણોથી સામટો. ૩૪
પ્રીતિથી શુદ્ધ નેત્રોએ તેને પુરસ્ત્રીઓ સરે,
શરદ્વિશુદ્ધ નક્ષત્રે રાત્રિઓ જેમ ધ્રુવને. ૩૫
પ્રસિદ્ધ મંદિરે પૂજી પુરીની દેવીએ કૃપા,
કૃપાયોગ્ય પ્રતિ કીધી સાંનિધ્ય પૂરી મૂર્તિમાં. ૩૬
અભિષેકજલે ભીંજી વેદિ તો ના સુકાય ત્યાં
પ્રચંડ તેહનો તાપ સમુદ્રતીર પ્હોંચતો. ૩૭

---

૩૩ વિયોગોષ્મા=વિયોગથી થતી ઉષ્મા, સંતાપ. ૩૪ અગ્નિમાં પહેલાં ધૂમાડો થાય છે, પછી તેની જ્વાળા નીકળે છે. સૂર્ય ઉગ્યા પછી તેનાં કિરણ જણાય છે. આ તેજસ્વી વસ્તુનો ક્રમ છે. પણ અતિથિમાં તો એકાએક સર્વ ગુણ ઉગી નીકળ્યા હતા. ૩૫ સરે=અનુસરે. ૩૬ પૂજી=પૂજાએલી. દેવી=અધિદેવતા.

વસિષ્ઠ ગુરુના મંત્રો, ને તે ધન્વીતણાં શરો,
બન્ને સાથે મળીને ના સાધે તે સાધ્ય તો કયું ? ૩૮
વાદી,ને પ્રતિવાદીનાં કાર્યો શંકાભર્યાં સદા,
જોતો ન્યાયાધીશો સાથે પોતે ના આળસુ બની. ૯
તે પછી સ્પષ્ટ વર્તાતાં સુમનેથી જણાય તે;
પાકેલાં શીઘ્ર સેવાનાં ફળે ભૃત્યો નિવાજતો. ૪૦
પ્રજા વધેલી પિતાથી નદીઓ શ્રાવણે જયમ,
પામી એથી અતિ વૃદ્ધિ નદી શું ભાદ્રમાસમાં. ૪૧
બોલે તે ન થતું મિથ્યા, દીએ તે પાછું ના લીએ,
ઉખેડયા શત્રુ થાપીને વ્રતભંગી થતોય એ. ૪૨
ઐશ્વર્ય, વય, ને રૂપ પ્રત્યેક ગર્વ લાવતું,
તે સૌ તેમાં છતાં તેના મનને ગર્વ ના ચઢે. ૪૩
પ્રજામાં આમ તે પ્રેમ પ્રગટાવી દિનેદિને,
થયો સ્થિર નવો હોઇ દૃઢમૂળા તરુ સમો. ૪૪
અનિત્ય બ્હારના શત્રુ, વળી તેઓ રહ્યા દૂરે,
આથી તેણે જીત્યા પ્હેલા નિત્યના આત્મશત્રુ છ. ૪૫

---

૩૮ સુમન=(૧) પ્રસન્ન ચિત્ત, (૨) પુષ્પ. ભૃત્યો=સેવકો. ફળ=ઇનામ. ૪૦ વૃક્ષને ઉછેર્યા પછી તે જેમ ફળ આપે છે તેમ અતિથિ પણ પ્રસન્ન થઇને કરેલી સેવા બદલ પારિતોષિક આપતો. ૪૨ વ્રતભંગી=નિયમમાં ભંગવાળો. અર્થાત્ એટલો નિયમમાં અપવાદ આવતો. ૪૫ આત્મશત્રુ=આત્માની અવનતિ કરનાર કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર, અર્થાત્ આ આંતરિક છ શત્રુ જીત્યાથી બહારના સર્વ શત્રુ જીતાય છે.

કૃપાળુ મુખવાળામાં સ્વભાવે ચપલા છતાં,
લક્ષ્મી સ્થિર થઈ રે'તી, પથરે હેમરેખ શી. ૪૬
એકલી નીતિ ભીરુતા, નર્યું શૌર્ય પશુપણું,
આથી બન્નેય જોડીને સિદ્ધિ એ ઇચ્છતો હતો. ૪૭
અજાણ્યું કાંઇ ના રે'તું નૃપને નિજ મંડળે,
કિર્ણ શા ચાર ફેલાવ્યે, નિરભ્ર સૂર્યની જ્યમ. ૪૮
રાત્રિ, ને દિનના ભાગે રાજાઓને વિહિત જે,
સંશય ત્યાગીને તે તે નિશ્ચયે નૃપ આચરે. ૪૯
મંત્રણા મંત્રિઓ સાથે પ્રતિદિન થતી હતી,
આચરાયા છતાં કોદી ફૂટે ના ગુપ્ત દ્વારથી. ૫૦
અજાણ્યા એક બીજાથી પોતાના, ને રિપુતણા,
ચરોથી જાગતો રે'તો સૂતો યોગ્ય સમે છતાં. ૫૧

---

૪૬ પથરે=કસોટીના પથરા પર. હેમરેખ=સોનાનો લાસોટો. કસોટી પરના સોનાના ધસરકા મીણ ધસ્યા સિવાય સહેલાઈથી જતા નથી. ૪૮ ચાર=જાસુસ. નિરભ્ર=વાદળ વિનાનું. મંડળ=રાજ્ય. ૪૯ વિહિત=કરવાયોગ્ય. નિશ્ચય=નિયોગ. કોઈ કાર્ય કરવાના નિયોગ, વિકલ્પ અને સમુચ્ચય—આ ત્રણ પ્રકાર કહ્યા છે. આજ ઉપાયથી થશે, બીજાથી નહિ; એનું નામ નિયોગ, આનાથી થાય કે બીજાથી તેનું નામ વિકલ્પ, ( સંશય ) અને આનાથી થશે જ એનું નામ સમુચ્ચય. ૫૦ ગુપ્તદ્વાર=આકાર, ઈંગિત વગેરે મુખચેષ્ટા. ખરા મુત્સદીઓના આંતરિક ભાવો તેમના બાહ્ય વર્તન પરથી કળાતા નથી. ૫૧ ચરો=ગુપ્તદૂતો. જાગતો= જાણીતો, ચેતતો.

શત્રુને રુંધતા એના દુર્ગો અજીત નિવડયા,
ગજહન્તા નહિ સિંહ ભયે ગિરિગુફા સૂએ. ૫૨

આરંભો ભવ્ય મુખોના નિર્વિઘ્ન બની ચિંતવ્યે,
ગર્ભે શાલિ સમા તેના ગૂઢ રીતેજ પાકતા. ૫૩

પામ્યો વૃદ્ધિ છતાં કોદી ત્રિપથે વિચરે ન તે,
ભરતીમાં નદીમુખે ક્ષારાબ્ધિ પ્રસરે જયમ. ૫૪

પ્રજાકેરા અસંતોષ શક્ત શીઘ્ર શમાવવા,
કરે કાંઈ ન એ જેનો ઉપાય કરવો પડે. ૫૫

શક્તિશાળી છતાં તેની યાત્રા શકય પરે થતી,
દવાગ્નિ વારિ ના શોધે વ્હાર પામીય વાયુની. ૫૬

કામાર્થે ના હણે ધર્મ, ને ધર્મથી ન બેઉ તે,
કામે અર્થ ન, કે અર્થે કામને, સરખો ત્રણે. ૫૭

દરિદ્રોથી વજ્ર ના કૈં, સામા સમૃદ્ધ થાય છે,
આથી તેણે સ્વમિત્રોને રાખ્યા મધ્યમ શકિતના. ૫૮

---

૫૨ રુંધતા=અટકાવનાર. તેના દુર્ગ પોતાને સંતાવા માટે નહોતા. ગજહન્તા=હાથીઓને મારનાર. સિંહ કાંઇ બીકનો માર્યો ગુફામાં સૂતો નથી, તે તો ફક્ત તેનો સ્વભાવ છે. ૫૩ આરંભો=સત્કાર્યો. ભવ્યમુખોના=કલ્યાણકારી. તેનાં સત્કાર્યો સફળ થતાં સુધી કોઇના જાણવામાં ન આવતાં. ૫૬ યાત્રા=વિજય સવારી. ૫૭ ત્રણમાં, ત્રણે=ધર્મ, અર્થ અને કામમાં સરખી પ્રીતિવાળો.

નિજ, ને પરનાં પેખી શકત્યાદિનાં બલાબલ,
ચઢે, જો ચઢતાં હોયે, નહિ તો શાંતિ સેવતો. ૫૯
કોશે રક્ષાય રક્ષ્યોને, તેથી તે અર્થ સાંચતો,
વારિગર્ભવતો મેઘ સેવાય ચાતકો વડે. ૬૦
શત્રુકાર્યવિઘાતી એ સ્વકર્મે ઉદ્યમી હતો,
છિદ્રો લહી હણે શત્રુ, પોતાનાં સર્વ ઢાંકતો. ૬૧
પિતાએ નિત્ય પોષેલ, અસ્રજ્ઞ યુદ્ધશોખીન,
સૈન્ય તે સૈન્યવાળાનું સ્વદેહથીય ના જુદું. ૬૨
સર્પના મણિના જેવી ત્રિશક્તિ એની ના રિપુ
ખેંચે, ત્રણે અરિની તે લોહ શું લોહચુંબક. ૬૩
વાવો જેમ નદીઓમાં, વને ઉપવનો જયમ,
સ્વગૃહો જેમ પ્હાડોમાં, વણઝારો ફરે સુખે. ૬૪
વિઘ્નોથી તપને રક્ષે, અને સંપત્તિ ચોરથી,
છઠ્ઠો ભાગ દીએ એને વર્ણો ને આશ્રમો ક્રમે. ૬૫

---

૫૯=પરશત્રુ. બલાબલ=બળ અને અબળ. વારિગર્ભવતો =જેના ગર્ભમાં પાણી રહેલું છે એવો. ૬૧ શત્રુકાર્યવિઘાતી= દુશ્મનોનાં કાર્યનો નાશ કરનાર. છિદ્રો=દૂષણ. નિર્બળતા.

૬૨ અસ્રજ્ઞ અને યુદ્ધશોખીન વિશેષણો સૈન્ય તેમજ સૈન્ય-વાળાનું એ બંનેને લાગુ પડે છે. ૬૫ વર્ણો=બ્રાહ્મણ, ક્ષત્રિય. વૈશ્ય અને શૂદ્ર. આશ્રમો=બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમ. વર્ણો સંપત્તિનો, અને આશ્રમીઓ તપનો છઠ્ઠો ભાગ આપતા.

જન્માવે ખાણુથી રત્નો, ક્ષેત્રે ધાન્ય, વને ગજો,
રક્ષાના જેટલું આપે વેતન ભૂમિ એહને. ૬૬

ષણ્મુખ શો બલી પોતે છ ગુણોને બલોતણી,
સાધવા જેવી વસ્તુનાં સાધનો જાણતો હતો. ૬૭

ક્રમે આ ચાર રીતિની રાજનીતિ પ્રયોજીને,
ફળો અઢાર તીર્થોનાં અખંડ ચાખતો હતો. ૬૮

જાણ્યા છતાં કુયુદ્ધોને સત્યથી લડનારની,
જયશ્રી વીરતાપ્રેમી બની'તી અભિસારિકા. ૬૯

પ્રતાપે શત્રુ ભાગ્યાથી એને સંગ્રામ ના થતો,
ગંધહસ્તીની ગંધેથી નાઠેલા અન્ય હસ્તી શું ! ૭૦

વધીને ઘટતો ચંદ્ર. સમુદ્રનુંય તેમ છે,
વધે તે તેમની પેઠે, કિંતુ ઘટે ન એ રીતે, ૭૧

અતિ દરિદ્ર વિદ્વાનો યાચતાં તે મહાનને,
દાતાપણું ધરાવે તે, અબ્ધિ સમીપ મેઘ શું! ૭૨

સ્તુત્ય આચરનારો તે સ્તવાતાં લાજતો હતો,
તથાપિ સ્તુતિવિદ્વેષી એહનો વધતો યશ. ૭૩

---

૬૬ રત્નો=હીરા, માણેક વગેરે. વેતન=મહેનતાણું. ૬૭ ષણ્મુખ=કુમારસ્વામી. છ ગુણ=સંધિવિગ્રહાદિ. છ બળ=સેનાસેવકાદિ. ૬૮ ચારરીતિ= સામાદિ ચાર ઉપાય. અઢાર તીર્થ=રાજ્યમાંના અઢાર પ્રકારના અધિકારીઓ. ૬૯કુયુદ્ધો=કપટયુદ્ધો. ૭૦ ગંધહસ્તી =ગંધ-મદથી ઉન્મત્ત હાથી. ૭૩ લજ્જા પણ વીરનું ભૂષણ છે. સ્તુતિવિદ્વેષી=સ્તુતિનો દ્વેષ કરનારો.

કાપતો દર્શને પાપ. તત્ત્વે અજ્ઞાન ટાળતો,
કરે સ્વતંત્ર લોકોને સદા, ઉગ્યા રવિ સમ. ૭૪
ચંદ્રનાં ના જતાં પદ્મ, સૂર્યકિર્ણો ન કુમુદે,
તે ગુણીના ગુણો પામે શત્રુપક્ષેય સ્થાનને. ૭૫
અશ્વમેધે જયેચ્છુનાં થએલાં સહુ કાર્ય જે
શત્રુને છેહ દેનારાં છતાં ધર્મ્ય ગણાય તે. ૭૬
શાસ્ત્રમાં શિખવ્યા માર્ગે પ્રભાવે આમ મંડી તે,
થયો નૃપાળ નૃપોનો દેવોના દેવ ઇન્દ્ર શું. ૭૭
કે'વાતો સામ્ય યોગે એ પાંચમો લોકપાલમાં,
છઠ્ઠો મહાભૂતો વિષે, આઠમો કુલપર્વતે. ૭૮
છત્રો દૂર કરી શિરે માને મહીપ એહની,
આજ્ઞા દીધેલી પત્રોમાં, સુરો જેમ સુરેશની. ૭૯
યાજકોને મહાયજ્ઞે દક્ષિણા એવી દે પૂજ્યા,
જેથી ધનદ, ને એનું નામ સામાન્ય તો થયું. ૮૦

**મંદાક્રાન્તા.**

ઇન્દ્રે વૃષ્ટિ કરી, વળી યમે રોગ હાવ્યાજ સર્વે,
નાવિકોનો જળપથ કર્યો શુભકારી વરુણે;
રાખી લક્ષે પુરવનું, કરી કોષવૃદ્ધિ કુબેરે.
એની બ્હીકે ધરી વિનીતની વૃત્તિઓ લોકપાલે. ૮૧

---

૭૫ ચંદ્રનાં=ચંદ્રનાં કિરણો. ૭૬ છેહ= દગોફટકો. ધર્મ્ય=ધર્માનુસારી. ૭૮ સામ્ય=સરખાપણું. લોકપાલ ચાર છે:—ઇન્દ્ર, યમ, વરુણ અને કુબેર. કુલ પર્વત સાતછે:—મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષમાન્ વિંધ્ય, અને પરિયાત્ર. પૃથ્વ્યાદિ પાંચ મહાભૂત છે. ૮૦ યાજકો=યજ્ઞ કરાવનાર. ૮૧ પુરવનું=પૂર્વજોની કીર્તિ વગેરે. કોષવૃદ્ધિ=ભંડારમાં વધારો કરવો તે. વિનીત=તાબેદાર.

# અઢારમો—સર્ગ

## —વંશાનુક્રમણિકા—

### ઉપજાતિવૃત્ત

તે નષ્ટશત્રુ નિષધેશકેરી
    સુતાથી પામ્યો સુત એક નક્કી,
નગેન્દ્ર તે નિષધથી ન ન્યૂન
    ધરાવતો નિષધ એવું નામ. ૧
યુવાન ને વિક્રમી એ પ્રજાને
    રક્ષી શકે ધારી પિતા રીઝે છે,
સુવૃષ્ટિના યોગથી જેમ જીવો
    નિહાળતાં પાકી ગએલ પાકો. ૨
શબ્દાદિ સુખો ચિરકાળ માણી
    સ્વપુત્રને રાજપદે ઠરાવી,
કુમુદ્વતીસુત કુમુદ જેવાં
    વિશુદ્ધ કર્મોથી ભળ્યો સુરોમાં. ૩

---

૧ નષ્ટશત્રુ=જેના શત્રુ નાશ પામ્યા છે એવો. નિષધેશ=નિષધ દેશનો અધિપતિ, નિષધ એ એક પર્વતનું નામ છે. ૨ પાકો=અનાજના પાક. ૩ કર્મો=યજ્ઞયાગાદિ ધાર્મિક કાર્ય.

એ કુશનો પૌત્ર કુશેશયાક્ષી
સમુદ્ર શો ધીર, સમુદ્રવાળી,
ને એકચક્રી ભૂમિ એકવીરે
પાળી પુરીભોગળ શી ભુજાએ. ૪
તેના પછી વહ્નિસમા તનુજે
વંશશ્રી લીધી નળ નામવાળે;
રોળ્યાં રિપુસૈન્ય સરોજમુખે,
વેત્રસ્થળોને ગજ શું ઉખેડે! ૫
ગાતાજ જેનાં નભચારી ગાન
તે નૃપ પામ્યો નભ શો તનુજ,
પ્રખ્યાતિ પામ્યો નભ શબ્દ નામે
વ્હાલો પ્રજાને નભમાસ શું એ. ૬
ધર્મોત્તરે ઉત્તર કોસલોની
પ્રતાપી પુત્રે પ્રભુતા ભળાવી,
જરાથી પામી ઉપદેશ પોતે.
મોક્ષાર્થ મૈત્રિ મૃગ સાથ સાંધે. ૭

---

૪ કુશેશયાક્ષી=કુશેશય—કમળ જેવાં લોચનવાળો. પુરીભોગળ=નગરના દરવાજે ભીડવાની ભોગળ. ૫ સરોજમુખે=સરોજ એટલે કમળના જેવા મુખવાળાએ, નળે. નેત્રસ્થળો=નેતરનાં સ્થાન. ૬ નભચારી=આકાશમાં ફરનારા. નભ શો=આકાશ જેવો ગંભીર. નભમાસ=શ્રાવણ. આ મહિનામાં ઉનાળાની ગરમી સંપૂર્ણ શાંત થઇ ગઈ હોય છે, અને ચોમાસાના પાકથી પૃથ્વી લચી રહી હોય છે. ૭ ધર્મોત્તર=ધર્મમાં ઉત્તમ. જરા=વૃદ્ધત્વ,

તેથી ગજોમાં જયમ પુંડરીક
અજેય જન્મ્યો સુત પુંડરીક,
પિતા જતાં શ્રી ધરી પુંડરીક
જેને વરી, પુંડરીકાક્ષને શું ! ૮
પ્રજાતણા પાલનમાં પ્રવીણ
જે ક્ષેમધન્વા ધરતો ક્ષમાજ,
તેને ધરા દેઇ અમોઘ ધન્વી
વને તપંતો તપ શાંતિ ધારી. ૯
તેને થયો દેવ સમો કુમાર
સૈન્યોની અગ્રે સમરે જનાર,
અનીક પૂર્વે ધરી દેવ શબ્દ
સ્વર્ગેય જેનું હતું નામ ખ્યાત. ૧૦
સેવાવિષે તત્પર પુત્રથી એ
પિતા થયો પુત્રવતોજ જેવો,
ને પુત્રપ્રેમથી ભર્યા પિતાએ
પિતાવતો થાયજ પુત્ર તેવો. ૧૧
તેમાંથી મ્હેલો સ્વસમાન સુતે
ધારેલી ધૈર્યેથી દઇ ધુરાને,

---

૮ પુંડરીક=આગ્નેય ખુણામાંનો એક મહા દિગ્ગજ. પુંડરીકાક્ષ=શ્વેતકમળ જેવાં ચક્ષુવાળા ભગવાન્ વિષ્ણુ. ૧૦ દેવ=ઇન્દ્રદેવ, અનીકની પૂર્વે દેવ શબ્દ મૂકયાથી દેવાનીક નામ થાય. ૧૧ સેવા=પિતૃસેવા, પુત્રવતો=પુત્રવાળો. પિતાવતો=પિતાવાળો. પિતા જેવો પુત્રવાળો હતો, તેવો પુત્ર પિતાવાળો હતો.

ચારેય વર્ણોની, ગુણાઢય પોતે
સુરો તણા સ્થાન વિષે પ્રવેશે. ૧

સમર્થ તેનો સુત મિષ્ટ બોલે
વ્હાલો થયો આપ્તઅરિવિષેયે,
અગાઉ બીન્યાં હરણાં સહાવા
સ્વરો મધુરાજ સમર્થ થાતા. ૧

અહીનગુ નામથી ઉર્વી આખી
અહીન બાહુબળથીજ પાળી,
જે હીણ સંસર્ગથકી વિહોણો
યુવા વયેયે વ્યસનો વિનાનો. ૧

પિતા પછી પુરુષ જાણનારો
પુરુષ પ્હેલા અવતારી જેવો,
અખંડ ચારેય ઉપાયથી એ
સ્વામી ચતુર્દિશ ચતુર થાયે. ૧

શત્રુંજયી તે પરલોકયાત્રા
જતાં, વરે આત્મજને શ્રી તેના,

૧૩ આપ્ત=સ્વજન. સહાવા=પકડવા. ભયભીત થએલાં હરણ મ
સ્વરથી ફરી પાછાં પકડી શકાય છે. ૧૪ અહીનગુ=અહીન=આ
ને ગુ એટલે પૃથ્વી. આખી પૃથ્વીવાળો. અહીન=ઓછું નહિ
હીણ=નીચ. ૧૫ પુરુષ જાણનારો=પુરુષને પારખવામાં પાવ
પહેલા અવતારી પુરુષ=વિષ્ણુ. ઉપાય=સામાદિ ચાર યુક્તિ.
દિશ=ચારે દિશામાં. ૧૬ શત્રુંજયી=શત્રુને જીતનારો. પ
યાત્રા=સ્વર્ગયાત્રા. આત્મજ=પુત્ર. પારિયાત્ર=સાત કુલ પર્વતો
એક પર્વત. ( જુઓ સત્તરમાંના ૭૮ મા શ્લોકની ટીકા. )

જેણે ઉંચા શિરથી પારિયાત્ર
જીત્યો હતો, તે નકી પારિયાત્ર. ૧૬
સુશીલ તેનો સુત શિલ થાયે
શિલાની પાટી શું વિશાળ ઉરે.
શત્રુ જીત્યો શિલીમુખાં શરે જે
ધારે સ્તવાતાં શીલ લાજનું તે. ૧૭
નિન્દ્રાવિહોણે યુવરાજસ્થાને
નીમી મતિમાન યુવાનને તે.
માણ્યાં સુખો; છે સુખ રૂંધનારૂં
નૃપોતણું સ્થાનજ બંદીખાનું. ૧૮
રાગે ભર્યો ભોગતણાય ભૂખ્યા,
સૌભાગ્યને યોગ્યજ સુંદરીના;
તેને અદેખી સુરતે અશક્ત
વૃથા જરાએ તહીં ઘેરી લીધ. ૧૯
ઉન્નાભ એ ઉન્નત નામનો તો
કુમાર એ ઉન્નત નાભિવાળો,

---

૧૭ સુશીલ=ઉદાર ચારિત્રવાળો. શિલીમુખાં=ભ્રમરના મુખ જેવા મુખવાળાં. ૧૯ રાગે ભર્યો=આસક્તિવાળા. સુંદરીના સૌભાગ્યને યોગ્ય=અતિ રૂપને લઇને સુંદરીઓને ભોગવવા લાયક હતો. સુરતે=કામકેલિમાં. મતલબ કે રતિરમણમાંથી મન પાછું વાળ્યા પહેલાં અદેખી વૃદ્ધાવસ્થાએ તેને ઢોગટનો ઘેર્યો.

તેને થયો પંકજનાભ જેવો
નાભિ સમાણો નૃપમંડળે તો. ૨૦

તેના પછી વજ્રી શું પુત્ર તેને
સંગ્રામમાં વજ્ર શી રાડ મારે,
વજ્રાકરે શોભતી પૃથ્વીનોય
પતિ થયો તે નકી વજ્રનાભ. ૨૧

પુણ્યે જીત્યા સ્વર્ગ વિષે જનારા
તેથી થયા શત્રુ ઉખેડનારા,
સેવ્યો પછી શંખણને ધરાએ
ખાણોથી જાયા મણિઓની ભેટે. ૨૨

પિતા મૂએ જે પદ પિતૃનું લે
સપ્તાશ્વ, ને અશ્વિન શો પ્રકાશે,
અબ્ધિતીરે સૈનિક, અશ્વ રાખ્યે
વૃદ્ધો કહેતા વ્યુષિતાશ્વ તેને. ૨૩

આરાધી વિશ્વેશ્વર ભૂપ પોતે
જન્મે ફરી વિશ્વસહ સ્વરૂપે;
સુપુત્ર જે વિશ્વસખા બનીને
વિશ્વંભરા આખીય પાળતો એ. ૨૪

---

૨૦ પંકજનાભ=કમળ સમી નાભિવાળા વિષ્ણુ. નાભિ=પ્રધાન. નૃપમંડળ =માંડલિક રાજાઓનાં મંડળ. તે બાર હોય છે. ૨૧ વજ્રશી=વજ્રના ઘોષ જેવી. વજ્રાકરે=વજ્ર—રત્નોની ખાણોથી. ૨૨ તેથી=તે વજ્રનાભથી. ૨૩ પદ=સ્થાન રાજ્ય. સપ્તાશ્વ=સાત અશ્વવાળો સૂર્ય. અશ્વિન= અશ્વિનકુમાર, દેવોના વૈદ્ય. રાખ્યે=રાખ્યાથી. ૨૪ વિશ્વેશ્વર=કાશી·

તે ન્યાયીને પુત્ર હિરણ્યનાભ
થયો હિરણ્યાક્ષરિપુ સમાન,
અસહ્ય ઝાઝો અરિને થતો એ
શું વૃક્ષને વહ્નિ સમીર સાથે ! ૨૫
પિતા, પિતૃઋણથી મુક્તિ પામી
છેલ્લી વયે સુખ અનંત ચાહી,
તે દીર્ઘબાહુ સુતને બનાવી
રાજા, થતો વલ્કલ ધારી કૃતી. ૨૬
કૌશલ્ય એ ઉત્તર કોસલોના
સ્વામીથી સૂર્યોદિતવંશજાયા,
જન્મ્યો હતો ઓરસ સુત રૂડો
નેત્રાન્દકારી ન શું સોમ બીજો ! ૨૭
બ્રહ્માસભા સુધી પ્રસિદ્ધિવાળો
યશોથી તે બ્રહ્મગતિજ પામ્યો,

---

પતિ, બાર જ્યોતિર્લિંગમાંનું એક. વિશ્વસહ=વ્યુષિતાશ્વનો પુત્ર. અર્થાત્ પિતા પુત્ર રૂપે ફરી જન્મ્યો. ૨૫ હિરણ્યાક્ષરિપુ=હિરણ્યાક્ષના શત્રુ, વિષ્ણુ. હિરણ્યાક્ષ દૈત્ય હિરણ્યકશ્યપુનો જોડીઓ ભાઇ હતો. બ્રહ્માના વરદાનથી મદાંધ થઇ તે પૃથ્વીને જ્યારે પાતાળમાં લઇ જતો હતો, ત્યારે વિષ્ણુએ વરાહનું રૂપ લઇ તેને મારી પૃથ્વીને બચાવી હતી. ૨૬ વલ્કલધારી=વલ્કલ પહેરતો. અર્થાત્ વાનપ્રસ્થ. કૃતી=કૃતકૃત્ય. ૨૭ સૂર્યોદિતવંશજાયા=સૂર્યથી ઉત્પન્ન થએલા વંશમાં જન્મેલા. ૨૮ બ્રહ્મગતિ=મુક્તિ, બ્રહ્મિષ્ઠ=(૧) બ્રહ્મવિદ્, (૨) કૌશલ્ય નો પુત્ર.

બ્રહ્મિષ્ઠ જેવા સ્વતનુથી જન્મ્યા
બ્રહ્મિષ્ઠને સ્થાપી પદે પિતાના. ૨૮
સુશાસને શાસનવાળી પૃથ્વી
પ્રજેશ્વરે પીડ હરીજ પાળી,
પ્રજાવતા ભૂપથકી પ્રજા એ
હર્ષાશ્રુભીંજ્યાં નયને રીઝે છે. ૨૯
પિતૃપૂજાથી થઇ પાત્ર પોતે
વળી ગરુડધ્વજ શો સ્વરૂપે,
પદ્માક્ષ તે પુત્ર મૂકે પિતાને
સૌ પુત્રવંતોમહીં અગ્ર ભાગે. ૩૦
તે વંશધારીથી વધારી વંશ,
ને વારી લેઇ વિષયોથી લોભ;
નાહી ત્રણે તીર્થ, સુરેશકેરો
ભાવિસખા સુરવિષે સમાયો. ૩૧
જે પદ્મરાગોય જીતે પ્રભાથી
તેવો જણે પુષ્ય સુપત્ની તેની,
પોષી પુને એ ઉદયેથી તેને
પામ્યા જનો પુષ્ટિ, શું પુષ્ય બીજે ! ૩૨

૩૦ પાત્ર=યોગ્ય. ગરુડધ્વજ=ગરુડના ચિહ્નવાળા વિષ્ણુ. પદ્માક્ષ=કમળનેત્ર. પુત્ર=(૧) બ્રહ્મિષ્ઠનો પુત્ર, (૨) તેનું વિશેષ નામ. ૩૧ વંશધારી=વંશધારણ કરનાર પુત્ર. ત્રણ તીર્થ=બનારસ, હરદ્વાર અને પ્રયાગ. ૩૨ પદ્મરાગ=પદ્મ=કમળ જેવા રંગના મણિ. જણે= જન્મ આપે. પુષ્ય=(૧) એ નામનું નક્ષત્ર. (૨) પુત્ર નામક રાજાનો પુત્ર. પુષ્ટિ=સમૃદ્ધિ.

મહાશયે દીધી મહી સૂનુને,
ને દીધ આત્મા મુનિ જૈમિનિને;
તે યોગધારીથકી યોગ ધારી
થયો અજન્મા જનમો વિહારી. ૩૩

તેના પછી જે સુત પૃથ્વી પામ્યો
તે ધ્રુવસંધિ ધ્રુવના સમાણો,
એ શ્રેષ્ઠ સામે નમતા અરિની
સાધેલી સંધિ નકી ધ્રુવ થાતી. ૩૪

રૂપે રૂડો નૂતન ચંદ્રમા શો
જે વેળ સુદર્શન સુત નાનો,
તે વેળ ખેલી મૃગયા મૃગાક્ષે,
ને સિંહથી મૃત્યુ લીધું નૃસિંહે. ૩૫

સ્વર્ગસ્થના એ કુલતાંતણાને
એકે મતેથીજ અમાત્ય—વર્ગે,
અનાથ, ને દીન પ્રજા નિહાળી
સાકેતનો સ્વામી નીમ્યો વિધિથી. ૩૬

નવેન્દુથી દીસતું આભ જેવું,

---

૩૩ જૈમિનિ=વ્યાસના પુત્ર અને મહાન્ તત્ત્વજ્ઞ. પૂર્વમિમાંસાના કર્તા હતા. પોતાનાં ગુરુ પાસેથી સામવેદનું અધ્યયન કરી તેના શિષ્ય થયા હતા, ૩૪ ધ્રુવ=(૧) એ નામનો અવિચળ તારો, (૨) ઉત્તાનપદ રાજાનો પુત્ર. ૩૫ મૃગાક્ષ=મૃગના જેવાં નેત્રવાળો. નૃસિંહ=મનુષ્યમાં સિંહ તુલ્ય. ૩૬ કુલતાંતણો=કુળના તંતુ જેવો, એકજ. ૩૭ નવેન્દુ=નવો—પડવાનો ચંદ્રમા. કિશોર=નાનો

કિશોર સિંહે વળી શ્વાન જેવું;
ને કોમળા પદ્મથી પાણી જેવું
નાના નૃપે એ રઘુકુળ તેવું. ૩૭
મુકુટ લેતાંજ પિતા સમાણો
થશે ગણી માન દીએ જનો તો,
હસ્તીતણા બાળક શોય મેઘ
સામા અનિલે દિશ ઘેરતોજ. ૩૮
જેનાં ઉપાડયાં ભૂષણોજ સ્વારે
ગજે ચઢી રાજપથે જતાને,
છ વર્ષનો કિન્તુ મહા પ્રતાપે
પિતાપ્રભાવે સુરલોક પેખે. ૩૯
પિતાનું સિંહાસન સારી રીતે
ભરી રહેવા ન સમર્થ પોતે,
છતાંય સુવર્ણ સમી પ્રભાની
સંપત્તિથી આખુંય દીધ પુરી. ૪૦
તેનાથી નીચે લટકંત એના,
સુવર્ણની પીઠથી કંઇક ઉંચા:
લાક્ષારસે રંગીત પાય લાગ્યા
ધારાધિપો શિરથી ભૂષણાળા. ૪૧

---

૩૮ અનિલ=પવન. હાથીના નાના બચ્ચા જેવડો હોય તોપણ મેઘ સામો પવન થતાં દિશાઓને ઘેરી લે છે' ૩૯ પિતાપ્રભાવે=પિતા–સદ્દગત રાજાના ગૌરવથી. ૪૦ અપૂર્ણ રહેતું સિંહાસન બાળ રાજાની સુવર્ણ જેવી ગૌર કાંતિથી ભર્યું ભર્યું લાગતું. ૪૧ તેનાથી =સિંહાસનેથી. પીઠ=પાદપીઠ. ભૂષણાળા=રત્નખચિત મુગટવાળા.

પ્રભાવવાળો મણિ અલ્પ તોયે
મિથ્યા મહાનીલ નહિ ગણાયે,
તેવો 'મહારાજ' પ્રસિદ્ધ શબ્દ
યોજયો ન મિથ્યા તહીં બાળકેજ. ૪૨
બે પાસ જેને ચમરો ઢળે છે,
ને કાકપક્ષો ઝુલતાંજ ગાલે;
તેવા મુખેથી ઉચરેલ વાણી
અબ્ધિતીરેયે નવ જાય ખાળી. ૪૩
સુવર્ણપટ્ટાથી સજ્યા કપાળે
કરેલ એ તિલક ધારતો જે
તે હાસ્યમુખો અરિની સ્ત્રીઓનાં
મુખો કરંતો તિલકો વિનાનાં. ૪૪
શિરીષના પુષ્પથકીય કુળો,
ને ખેદ પામે વળી ભૂષણે તો;
સામર્થ્યથી તેહ ધરાની ધુરા
ભારે અતિશે ધરી થાકતો ના. ૪૫
પાટીપરે લિખિત અક્ષરોની
લિપિય પુરી ન શીખ્યા પહેલાં;

---

૪૨ પ્રભાવવાળો=તેજદાર. મહાનીલ=મહામણિ. તે બાળકમાં 'મહારાજ' શબ્દ મિથ્યા યોજ્યો ન હતો. સુવર્ણ પટ્ટો=એક જાતનું સુવર્ણનું આભૂષણ. શત્રુસ્ત્રીઓનાં મુખ તિલક—ચાંલ્લા વિનાનાં કરતો. અર્થાત્ તેમના સ્વામીઓનો નાશ કરતો. ૪૬ પાટી =લખવાની લાંકડાની પાટી,

વિદ્યા વિષે વૃદ્ધની સોબતે તે
સૌ દંડનીતિ—ક્રમ ચાખી જાયે ૪૬
એને ઉરે સ્થાન પુરૂં ન ભાળી,
મોટો થવાની વળી વાટ જોતી;
લજાતી શું એહની લક્ષ્મી દેવી
છત્રીતણી છાંયમિષેથી ભેટી. ૪૭
પામ્યા નહિ જે ઉપમા ધુરાની,
જ્યાઘાની રેખા નથી જ્યાં પડેલી;
જેણે ન સ્પર્શી મૂઠી ખડ્ગ કેરી
તેવા ભુજે તેહ ભૂમિજ પાળી. ૪૮
દિનો જતાં માત્ર ન તેહકેરા
શરીરના ભાગ સુવૃદ્ધિ પામ્યા,
લોકે વહાલા ગુણ વંશકેરા
આરંભમાં અલ્પ, પછી વધંતા. ૪૯
પ્હેલે ભવે તે શું શીખેલી વિદ્યા
સ્મરી ગુરુને દીધે કલેશ કૈં ના,
ત્રિવર્ગના મૂળરૂપી ત્રણે એ
વિદ્યા ગ્રહે, ને સ્વપિતૃપ્રજાને. ૫૦

---

૪૭ છત્રછાયા એ લક્ષ્મીનું સ્વરૂપ છે. મોટી ઉંમરની સ્ત્રીને નાનો પતિ હોય તો તે લજાય છે. લાજની મારી લક્ષ્મી તેને છત્રની છાયાના બહાને ભેટે છે. ૪૮ જ્યાઘા=ધનુષ્યની દોરીના ઘા. ૫૦ પ્હેલે ભવે=આગલા જન્મમાં. ત્રિવર્ગ=ધર્મ અર્થ અને કામ. ત્રણ વિદ્યા=વાર્તા, દંડ અને નીતિ.

તે છાતી કાઢી કંઇ, કેશ બાંધી,
ઉભેલ ડાબા પગને દબાવી;
ને બાણુવાળું ધનુ કાનસુધી
ખેંચી દીપે અસ્રની શીખમાંહી.　　૫૧

## માલિની

પછીથી રમણીચક્ષુ પી શકે તે મધુ શું,
મનસિજતરુનું શું પુષ્પ રાગાંકુરાળું;
કુદરતી સહુ અંગે ભૂષણો જેવું તેને
રતિતણું પદ પ્હેલું યૌવન પ્રાપ્ત થાયે.　　૫૨

દૂતિથકી ચીતરાઇ રૂપકેરી છબીથી
લહી બહુ રૂપવાળી રાજકન્યા સુમંત્રી,
વિમળ તનુજ ચ્હાતા લાવિયા તે, યુવાને
પ્રથમ વરી લીધેલી શ્રીભૂની શોકય થાયે.　　૫૩

---

૫૧ અસ્રની શીખ=ધનુર્વિદ્યા. ૫૨ રમણીચક્ષુ=સુંદરીઓનાં નેત્ર. મધુ=મધ. મનસિજતરુ=કામરૂપી વૃક્ષ. રાગાંકુરાળું=પ્રેમરૂપી અંકુરવાળું. રતિતણું પદ=વિલાસસ્થાન. આ બધાં 'યૌવનનાં' વિશેષણ છે. ૫૨ દૂતિ......છબીથી=કન્યા શોધનારી દૂતિઓએ ચીતરેલી છબીઓમાંથી. વિમળ તનુજ ચ્હાતા=શુદ્ધવંશની ઇચ્છાવાળા. શ્રી=લક્ષ્મી દેવી. ભૂ=ભૂમિ. અર્થાત્ તેણે વરેલી રાજકન્યા લક્ષ્મી અને ભૂમિની શોકય થઈ.

## ઓગણીસમો સર્ગ.

### —અગ્નિવર્ણનો શૃંગાર—

રથોદ્ધતા

પંડિતાગ્ર યમી તેહ રાઘવે
અગ્નિતુલ્ય સુત અગ્નિવર્ણને,
સ્થાન નિજ અભિષેકથી દઇ
નૈમિષે ઘડપણે વસ્યો જઇ. ૧

તત્ર તીર્થજળથીજ વાવને,
દર્ભવાળી ભૂમિથીજ સેજને;
કુટીથી વીસરી મ્હેલવાસને,
સાંચતો તપ, તજી ફ્લાશને. ૨

એહનો સુત મળેલ રાજ્યને
પાળતાં અનુભવે ન ખેદને,
તાતથી ભુજવડે જીતી ધરા
માણવા હતી, ન શળ શોધવા. ૩

---

૧ પંડિતાગ્ર=પંડિતોમાં આગળ પડતો. રાઘવે=સુદર્શને. નૈમિષ=એ નામનું વન. ૨ તીર્થજળ=તીર્થ સ્થળે મળતું પાણી. વાવ=વિહારવાપિકા. ફ્લાશ=મોક્ષરૂપી ફ્લની આશા. ૩ શળ=શત્રુ, અને

કામી એ સમય કેટલોક તો
કુળની રીતિથી રાજ્ય પાળતો,
સોંપીને પછી સચિવને સહુ
સ્ત્રી વિષે નવી જીવાની ગાળતો. ૪

કામિની સહ રહેલ કામીના
તે મૃદંગ સુરયુકત મ્હેલમાં,
પૂર્વના વિભવયુકત ઉત્સવો
ઉતરે પછીની સિદ્ધિથીજ તો. ૫

વિષયોથી હીન એ ક્ષણેય તો
વેઠવા નહિજ શકિત ધારતો,
રાત્રિદિન રમતાં મહેલમાં
ના પ્રજા અધીરી લેજ લક્ષમાં. ૬

જો કદાપિ સચિવોની શીખથી
દેજ દર્શન ચહેલું લોકથી;
તોય તે ચરણ માત્ર ગોખથી
કાઢી બ્હાર, નહિ નિજ મુખથી. ૭

---

દોષ. તેના પિતાએ સર્વ શત્રુનો નાશ કર્યો હતો, એટલે તેને તો ફક્ત ભોગવવાનીજ હતી. ૫ મતલબ કે પહેલાંના વિભવવાળા ઉત્સાહ કરતાં પણ પાછલા ઉત્સવો અધિક ચઢિઆતા થતા. ૬ વિષયોથી હીન=રાગભોગ વિનાની. ૭ પોતે હયાત છે એમ બતાવવાને માત્ર પગનુંજ દર્શન કરાવતો.

ત્યાં પ્રણામ કરી દાસ સેવના
કોમળા સ્વનખ રંગરંગીઆ,
બાલભાનુ–તડકે સુહાવતા
પદ્મકેરી તુલના ધરાવતા. ૮
યૌવને સ્તન ઉંચાં સ્ત્રીઓતણાં
વાગતાં કમળ જ્યાંહી કંપતાં.
તે જળે સુરતધામ ગુપ્ત જ્યાં
વિહરે વિપુલ કામી વાવમાં. ૯
નેત્રકજ્જલ લુછાય છોળથી,
રક્તલેપ ખસતાંય હોઠથી;
મૂળ કાન્તિ ધરતાં મુખોવડે
તેહને રમણી ખૂબ લોભવે. ૧૦
પૂરતી મધુની વાસ નાકમાં
સ્ત્રીસખા રચિત પાનભૂમિમાં;
હાથણી સહિત હાથી શું જતો;
પુષ્પવાળી કમલિનીમાંહી કો ! ૧૧
ત્યાં અતિ મદનમૂળ કામિની
તેહના મુખથી મદ્ય ઇચ્છતી,

---

૮ રંગરંગીઆ=લાક્ષા રંગથા રંગેલા. બાલભાનુ તડકો= સવારના સૂર્યનાં કોમળ કિરણ. ૯ સુરતધામ=ક્રીડાભુવન. વિહરે= વિહાર કરતો. ૧૧ રચિત=શણગારેલી. ૧૨ ત્યાં=પાનભૂમિમાં. મદન-મૂળ=કામનું મૂળ. તે મદ્યનું વિશેષણ છે. બકુલવૃક્ષ સ્ત્રીએ કરેલા મદ્યના કોગળાથી ફળે છે. સ્પૃહાવતો=ઇચ્છાવાળો.

ને બકુલસમ તે સ્પૃહાવતો
તેમનાં મુખનું મદ્ય પી જતો. ૧૨

અંકમાં ક્રીડનયોગ્ય બે કદા
એહનો કરતી શૂન્ય અંક ના;
એક તો સુરીલી વાગતી વીણા,
ને બીજી મધુરી મિષ્ટલોચના. ૧૩

ઢોલકે કુશળ થાપ મારતાં
તેહનાં વલયહાર ઝુલતાં,
નૃત્યમાં ભુલવી ચિત્ત ચોરી તે
નર્તકી ગુરુની પાસ ઝંખવે. ૧૪

રમ્ય નૃત્ય શમતાં શ્રમે થયા
સ્વેદથી તિલકભગ્ન મુખડાં,
ચૂમતાં પ્રીતિથી ફૂંક દેઇ તે
સ્વર્ગનાથ, અલકેશથી ચઢે. ૧૫

---

૧૩ મિષ્ટલોચના=સુંદર નેત્રોવાળી સ્ત્રીઓ.

૧૪ વલય=હાથે પહેરેલા પુષ્પના ગજરા. નર્તકીઓને નાચ-ગાન શીખવનારા ગુરુઓ તે નર્તકીઓની પાસે બેઠેલા હોવા છતાં તેઓ રાજાની ચાલાકી આગળ ભૂલો કરતી, અને ગુરુઓ પાસે શરમાતી. અર્થાત્ વાદ્ય બજાવતો રાજા એટલો આકર્ષક લાગતો કે નર્તકીઓનાં ચિત્ત તેનામાં ચોંટતાં અને આથી તેઓ પોતાનાં કાર્યમાં ભૂલો કરતી.

અન્ય રમ્ય વિષયે મચેલના
ગુપ્ત ને પ્રગટ સાધનો તણા,
સંગમો અરધ ભોગવ્યા કરે
સુંદરી સહુય પાસ પ્હોંચીને. ૧૬

અંગુલીટીશીથકી ધિકારવું,
ભ્રૂ ચઢાવી વળી વક્ર ભાળવું;
મેખલાથી ઘણીવાર બાંધવું,
એ સહે ઓઠગ એક સામટું. ૧૭

જાણતી દૂતીય તેમ પાછળે
બેસીને સુરત–દિન–રાત્રિએ,
હિમવાળી વિરહે પ્રિયાની જે
દીનવાણી નૃપ તેહ સાંભળે. ૧૮

રાણીની પકડથી ન પામતાં
નર્તકી, ચપળ ચિત્તમાં થતાં,
તેહનાં શરીર ચિતરે કયમે
સ્વેદથી પીંછી સરેજ તોય તે. ૧૯

---

૧૬ અન્ય=બીજા. ગુપ્ત=છાના. પ્રગટ=ઉઘાડા. અરધભોગવ્યા=પુરા નહિ ભોગવાએલા. મતલબ કે રાજા નવી સ્ત્રીઓ સાથે રતિસુખ લેવા માંડે ત્યારે તેની જુની પ્રિયતમાઓ ત્યાં પહોંચી જઇને તેના સંભોગમાં વિક્ષેપ નાખતી. ૧૮ સુરત-દિનરાત્રી=પોતાને ત્યાં રાજાને આવવા ઠરાવેલા દિવસની રાત્રી. દીનવાણી='મારા ત્યાં રાજાને તેડી લાવ' એમ કરગરીને કહેવું તે.

૧૯ રાણીએ સખત જાપ્તો રાખવાથી તે નર્તકીને ત્યાં જઇ શકતો નહિ, ત્યારે તે તેમનાં ચિત્ર ચીતરી મન મનાવતો.

શોકયના પ્રણયગર્વ—મત્સરે,
કે મનોજ વધતાં મહિષીઓ;
રોષ વામી લઇ જૈ મહીપને
ઉત્સવો મિષથી અર્થ સાધી લે. ૨૦
આવતાં દિનમુખેજ ભોગથી
શોભતા મુખથી બીજી કામિની—
ને કરે ખૂશ રચીય અંજલિ
પ્રેમમાં શિથિલ દુભવે ફરી. ૨૧
સ્વપ્નમાં રટણ શોકયનું થતાં
વેર લે મહિષી કાંઇ ન બોલતાં.
સારતી નયન-અશ્રુ ચાદરે
ક્રોધથી ચુડીય તોડી નાખી તે, ૨૨
પુષ્પસેજ રચી જ્યાં લતાગૃહે
જૈ દૂતીથી દરશાવિયા પથે,
દાસી સાથ રતિસુખ માણતો
રાણીના ભયથી ખૂબ ધ્રૂજતો. ૨૩
" નામ સાંભળી તમારી વ્હાલીનું
ભાગ્ય એહનુંય ઈચ્છતી છું હું.

---

૨૦પ્રણયગર્વમત્સર=પ્રીતિના ગર્વથી થતી અદેખાઇ. મનોજ=કામ. ઉત્સવો=મદનમહોત્સવ નામનો ઓચ્છવ. અર્થ=ઇચ્છા.૨૧દિનમુખે =પ્રાત:કાળે. રાતે ભોગ ભોગવી પ્રેમમાં શિથિલ થએલો અગ્નિવર્ણ હાથ જોડી રાણીઓને ફરી પાછી દુ:ખી કરતો.

ભૂલથી રાણીને પોતાની અન્ય પ્રિયતમાના નામે બોલાવતા રાજાપ્રતિ રાણીની આ વક્રોક્તિ છે.

આહ ! મુજ મન લાલસા ધરે,"
　　નામને ભૂલી જનારને કહે.　　　　૨૪
કુંકુમે પીળી તુટેલી માળ જ્યાં,
　　મેખલા પડી, અલક્તડાઘ જ્યાં;
તેહ એજ રસિયો ઉઠયા પછી
　　કામકેલિ નૃપની જણાવતી.　　　　૨૫
જાતથી ચરણ રંગતાં સ્ત્રીના
　　જ્યાં ઢીલું દુકૂલ મેખલા તણા,
સ્થાનમાં લહીજ ભાન ભૂલતો
　　ત્યાં અપૂર્ણ પગ એ રહી જતો.　　　　૨૬
ચુંબને અધર તો ખસી જતાં.
　　વારતાં કર નીવી વછોડતાં;
સો સ્થળે વધન પામવા છતાં
　　સ્ત્રીરતિ પૂરતી કાષ્ઠ કામમાં.　　　　૨૭
હાસ્ય સાથ ઉભી તેહ પાછળે,
　　પેખતી સુરતચિહ્ન દર્પણે,

---

૨૫ અલક્તડાઘ=અળતાનાં ધાબાં. સેજ=શય્યા. કામકેલિ=કામક્રીડા. આમાં હરિવિક્રમ અને ધૈનુકબંધ નામનાં આસનનું સૂચન છે. ૨૬ જાતથી=પોતે. મેખલાતણા સ્થાનમાં=કેડ અને નિતંબ વચ્ચેના ભાગમાં. અપૂર્ણ=અધૂરો. રંગવાનું કામ અધુરૂં રહેતું. ૨૭ નીવી=કેડના વસ્ત્રની ગાંઠ. સ્ત્રીરતિ=સ્ત્રીઓપરનો રાગ. ૨૮ કામમાં=કામાસક્તિમાં. અર્થાત્ તેનો કામ વધે જતો. સુરતચિહ્ન=રતિરમણમાં પડેલી નખક્ષતાદિ નિશાનીઓ. બિંબ=દર્પણમાં પડતું પ્રતિબિંબ. નિમ્નમુખી=નીચામુખવાળી.

વ્હાલીને સ્મિતથી શુભ બિંબથી
　　નિમ્નમુખી કરતોજ લાજથી. ૨૮

કંઠમાં મૃદુલ બાહુ ભીડીને
　　અંગુઠા ઉપર પાની દાબીને,
વ્હાલી તે શયન ત્યાગનારથી
　　માગતી રજની વીતતાં ચુમી. ૨૯

દર્પણે નિરખીને યુવાન તે
　　ઇન્દ્રથી અધિક રાજવેશને,
તેટલો ખૂશ થતો ન, જેટલો
　　ભોગનાં લહીજ સાફ મંડનો. ૩૦

મિત્રકાર્ય મિષથી સમીપથી
　　નાસવા અધીર તેહને તહીં
"જાણીએ શઠ ! તમારી યુક્તિઓ
　　સારી પેઠ" કહી કેશથી ગ્રહ્યો. ૩૧

તેહના ક્રૂરરતિશ્રમે દુઃખી
　　કંઠસૂત્રમિષથી સ્ત્રીઓ થઇ,
લૂછી ચંદન વિગાઢ ઉરથી
　　બેઉ દીર્ઘ ભુજમધ્ય સુતી'તી. ૩૨

---

૨૯ રતિને અંતે ચુંબન કરવાથી એક બીજામાં મદનનો. વાસ રહે છે. ૩૦ ભોગનાં=સંભોગનાં. મંડનો=નખક્ષતાદિ સુરતચિહ્ન. ૩૧ મિત્રકાર્યમિષ=દોસ્તદારને કામે જવાનું બહાનું. ૩૨ કંઠસૂત્ર= એક જાતનું આલિંગન.

સંગમાર્થ નિશમાં ફરે છુપો
ગુપ્ત દૂતિકથને અગાડી જૈ,
"કામી ! કેમ ઠગી જાવ તિમિરે ?"
ઓઢણી ખેંચી જતી એહને પ્રિયા. ૩૩

ચંદ્રકિર્ણસમ સુંદરીતણા
સ્પર્શ કેરું સુખ માણતો સદા,
રાત્રિ જાગી દિવસે ઊંઘી જતાં
પામતો કુમુદિનીની ઉપમા. ૩૪

વેણુ હોઠપર દંતથી પીડયા,
ને વીણા નખથી આંકી જાંગમાં;
ગાયિકા ઉભયથી પીડાતી તે
તીરછી નજર મારી લોભવે. ૩૫

અંગ, સત્ત્વ, વચને રહ્યું છુપું
સ્ત્રીજને શીખવતાંજ નૃત્યને,
મિત્ર પાસ હરિફાઈ આદરે
તે પ્રયોગપીઠ યોજકો તણી. ૩૬

---

૩૩ નિશમાં=રાત્રિએ. ગુપ્તદૂતિકથન=છાની સંદેશિકાના કહેવાથી. ૩૪ કુમુદિની=કુમુદનાં પુષ્પવાળું સરોવર. ચંદ્રકિરણ ન મળવાથી કુમુદિની દિવસે મીંચાઇ જાય છે, તેમ રાજાય સ્ત્રીસ્પર્શ વિના દિવસના ભાગમાં ઊંઘી જતો. ૩૬ પ્રયોગપીઠ=અભિનયમાં પાઠ. યોજકો=આચાર્યો.

કુટજાર્જુનની માળ પ્હેરીને,
નીપની રજથી અંગ રંગીને,
તે વિહાર કરતો વૃષાસમે
મોર જ્યાં પ્રમત તે ક્રીડાનગે. ૩૭

ક્લેશથી શયનમાં રીસાયલી
વ્હાલીને ન મનવે ત્વરા કરી,
મેઘશબ્દ સૂણી ગાભરી બની
ઈચ્છતો રમણી સોડ શોધતી. ૩૮

કાર્તકી રજનીમાં સ્ત્રીસાથમાં
ચંદ્રવાથી દીપતા મહેલમાં,
સુરતશ્રમ હરંતી માણતો
મેઘથી રહિત ચંદ્રરાત્રિઓ. ૩૯

હંસરૂપી રશના બતાવતી,
શ્રોણિતુલ્ય તટ રેતીના વળાં,
વ્હાલી વિભ્રમ:વિષે મચેલી તે
સર્યૂને ભુવનગોખથી જુએ. ૪૦

---

૩૭ કુટજાર્જુન=કુટજ અને અર્જુન વૃક્ષનાં પુષ્પ. નીપ=એ જાતનું વૃક્ષ. પ્રમત=પ્રમત્ત. ક્રીડાનગ=ક્રીડાશૈલ–કૃત્રિમ પર્વત. ૩૮ ક્લેશ=પ્રણયકલહ. મેઘશબ્દ=મેઘગર્જના. પોતે મનાવતો નહિ, પણ તે આજીજી કરતી આવે એવું ઈચ્છતો. ૩૯ કાર્તિકી=કાર્તકમાસની, શરદની. સુરતશ્રમ=રતિરમણનો થાક. (શરદવર્ણન) ૪૦ રશના=કટિમેખલા. શ્રોણિ=નિતંબ. પૂંઠભાગ. વ્હાલીવિભ્રમ=પ્રયાના વિલાસ. હંસોને કટિમેખલાની અને તટને નિતંબની ઉપમા આપી છે.

વાજતાં, અગુરુ ધૂપ મ્હેકતાં,
હેમકેરી રશના બતાવતાં;
હિમયોગ્ય પટથી સુકટીની
સ્ત્રી ગ્રહે, નીવી વછોડતો પતિ. ૪૧

વાથી મુક્ત કુખમાં ગૃહોતણી
સ્થિર દીપરૂપ દૃષ્ટિ માંડતી,
યોગ્ય સો સુરતમાંહ્ી એહની
સાક્ષી થાતી નિશ સો શિશિરની. ૪૨

ઉપજેલ લહી વાયુ દક્ષિણે
પલ્લવો સહિત આમ્રપુષ્પને,
ક્લેશ છાંડી અબળા સહુય તે
માન દેતી વિરહે પીડિતને. ૪૩

વ્હાલી લેઇ નિજ અંક બેસતો
નાખતાં પરિજનો જ હિંચકો,

---

૪૧ વાજતાં=ખખડતાં. ( અર્ઝો કરવાથી. ) અગુરુની વાસવાળાં વસ્ત્ર આધાં પાછાં થતાં, (અર્થાત્ કોમળપણાને લીધે) અંદરની મેખલા જણાય તેવાં. હિમયોગ્ય = ઠંડીમાં માફક આવે તેવાં. સુકટી=નાજુક કેડવાળી. નીવી=વસ્ત્રગાંઠ. (હેમંત વર્ણન) ૪૨ વાવિમુક્ત=વા વિનાના. કુખ=અંદરના ખંડ. સ્થિર દીપકને શિશિરની રાત્રીઓની આંખો સાથે ઘટાવ્યા છે. (શિશિર વર્ણન) ૪૩ વાયુ દક્ષિણે=શિશિરને અંતે અને વસંતની શરૂઆતમાં દક્ષિણથી ઉત્તરમાં પવન વાય છે, અને તેથી વનસ્પતિ નવપલ્લવિત બને છે. વસંતમાં આપોઆપ કામોદ્દીપન થવાથી સ્ત્રીઓ કલહ છોડી જાતેજ રાજાને મનાવતી. (વસંતવર્ણન.)

દોરી છોડી ભયમિષથી સ્ત્રીનો
      બાહુપાશ નૃપ ગાઢ પામતો. ૪૪
ચોપડી સુખડ જ્યાં પયોધરે
      મોતીથી મઢી લીધેલ ભૂષણે,
શ્રોણિથી મણિની મેખલા ઝુલે
      તેહ ગ્રીષ્મરૂપથી પ્રિયા ભજે. ૪૫
મદ્ય, આમ્રકુસુમે મહેકતું
      લાલ પાટલવતુ નૃપે પીધું,
તેથી દુર્બળ મધુ વીત્યે થયો
      તેહનો સ્મર ફરી બન્યો નવો. ૪૬
આમ ઇન્દ્રિસુખ માણતો જ એ
      અન્ય કાર્ય મનમાં ન લેઈને.
કામપૂર્ણ નૃપતિ બતાવતો
      આત્મચિહ્ન થકી સર્વ ઋતુઓ. ૪૭
તે પ્રમાદી પર અન્ય ભૂપતિ
      ના ચઢીજ શકતા પ્રભાવથી,

---

૪૫ પયોધરે=સ્તને. ભજે=સેવે. (ગ્રીષ્મવર્ણન) ૪૬ પાટલ= એ નામનાં પુષ્પ, તે મદ્યમાં મૂકી રાખવાથી તેમાં લહેજત આવે છે. મધુ=વસંત. સ્મર=કામદેવ. ૪૭ કામપૂર્ણ=કામાસક્ત. આત્મ-ચિહ્ન=પોતે પહેરેલી વસ્તુ. અર્થાત્ રાજાના વેશ પરથી કઇ ઋતુ ચાલે છે તે જણાતું. ૪૮ પ્રમાદી=બેદરકાર. પ્રભાવ=કુળનો પ્રતાપ. ચંદ્રને પણ રતિરાગથીજ દક્ષ પ્રજાપતિનો શાપ થયો હતો. દક્ષે, પોતાની બીજી કન્યાઓને તજી એક રોહિણી સાથેજ ચંદ્રે રતિક્રીડા કરવાથી તેને ક્ષય થવાનો શાપ દીધો હતો.

તોય ભોગથી થએલ રોગથી
ક્ષીણ થયો, શશી શું દક્ષશાપથી. ૪૮

દોષ દેખી પણ સંગવસ્તુને
ના તજે, ન કંઈ વૈદ્યનું સૂણે,
ઈંદ્રિયો મધુર વિષયે પડે
તો મહા દુઃખવડે વળાય તે. ૪૯

પાંડુમુખી, જૂજ ભૂષણોવતી,
હાથ ઝાલી પળતી ઝીણુસ્વરી;
રાજયક્ષ્મથકી હાનિ, કામીની
સ્થિતિ કેરી તુલનાજ પામતી. ૫૦

ભૂપને ક્ષય થતાં થયું કુલ
વ્યોમ શું, શશીની છેલ્લી રેખ જ્યાં,
માત્ર કાદવતણા તળાવ શું,
ઝીણી જ્યોતવતુ દીપપાત્ર શું ! ૫૧

'ભૂપ એ નકી દિને કરે તહીં
પુત્રના જનમ સારૂ કર્મ કૈં,'
એ રીતે સચિવ ઢાંકી રોગને
બોલતા વ્યસનશંકી લોકને. ૫૨

---

૪૯ સંગવસ્તુ=ભોગ્યવસ્તુ. ૫૦ રાજ્યક્ષ્મ=ક્ષયરોગ. ક્ષયના રોગીનાં લક્ષણ વર્ણવ્યાં છે. ૫૧ અહીં રઘુકુલને વ્યોમની, તળાવની અને દીપપાત્રની ઉપમા આપી છે. ૫૨ વ્યસનશંકી=કંઇ બુરાની શંકાવાળા.

તે બહુ રમણીનો સખા છતાં
સંતતિ પુનિત ના વિલોકતાં,
વૈદ્યને હઠવનાર રોગને
ના સહે, દીપક જેમ વાયુને. ૫૩

તેહને ગૃહની વાટિકામહી
અંત્યવિધિ કરનાર ગોરની,
સાથમાં સચિવ મૂકતા સહી
રોગશાન્તિ મિષ અગ્નિનીમહી. ૫૪

તુર્ત જોઇ શુભ ગર્ભચિહ્નને
ધારતી નૃપની ધર્મપત્નીને,
પુરીમાંથી વીણી મુખ્ય લોકને
ભૂપલક્ષ્મી દીધી સર્વ મંત્રીએ. ૫૫

## વસંતતિલકા

એવી રીતે નૃપતિના અતિ મૃત્યુશોકે
સુઉષ્ણ નેત્રજળથી પ્રથમે તપ્યો તે,
રાણીતણો ગરભ હેમઘટેથી રેડયા
વંશાભિષેકજળથી સુખીઓ થયો મ્હા. ૫૬

---

૫૩ ના સહે=મરી ગયો. ૫૫ પુરી=અયોધ્યાપુરી. ૬૬ સુઉષ્ણ=સારી પેઠે તપેલો. હેમઘટે=સુવર્ણના ઘડામાં. વંશાભિષેક=રાજ્યાભિષેક.

મંદાક્રાન્તા.

કલ્યાણાર્થે પ્રસવની બહુ વાટ જોતી પ્રજાના
  ધારે તેને, ધરતી ભૂમિ શું મુઠી બી શ્રાવણે આ,
મંત્રી જુના લઈ કુળતણા હેમસિંહાસનેથી
  ભર્તાકેરી મહિષી મહીને પાળતી આણુવાળી. ૫૭

## સમાપ્ત.

---

૫૭ કલ્યાણાર્થે = ભલામાટે. તેને=ગર્ભને. બી=અનાજનાં બીજ. હેમસિંહાસન=સુવર્ણનું બનાવેલું આસન.